# ભુજબળથી

# ભાગ્યપરીક્ષા

અથવા

## અરાઢમી સદીનું

## મધ્યકાલીન બંગાળ

(એક ઐતિહાસિક નવલકથા)

"ગુજરાતી"ની ૩૧ મી ભેટ

ગુજરાતી પ્રિંટિંગ પ્રેસ,
મુંબઈ.

# હું મારા વાળ માટે શું કરૂં?

દરેક જણ માટેનો આ એકજ સવાલ અગત્યનો
શું તમારા વાળ ખરી પડે છે? શું તે અકાળે સફેત થ
જાય છે? અથવા ઝાંખા, પાતળા, ખરબચડા જેવા લા
છે? વાળ ઓળતી વખતે શું તમોને મુશ્કેલી લાગે
છે? માથામાં વારંવાર શું ખજવાળ આવ્યા
કરે છે? આ સઘળાનો જવાબ ફકત




## કામીનીઅ ઓઇલ

(રજીસ્ટર્ડ)

ની એકજ બા
વાપરવાથી સ
શકશે.

આ તેલ ઉ
વસાણાઓનું ન
છે, વાપરવામાં
ઓદાર છે અને
માં ઉંચા ઘાર
બાલને સુંદર
વવામાં, તેને
વામાં, તેને ખરતા
અટકાવવામાં,
ફીકો પડેલો
રંગ પાછો લાવ

નીઆ લની બરોબરી બીજું કોઈ પણ તેલ કરી
ું નથી.

આ તેલ માં થતો ખોડો, ચકરી, યાદદાસ્ત શકિતનું પડી જવું, માથાનો દુખારો અને એવાં બીજાં દરદો ળગાં દુર કરે . આ તેલને હમેશ વાપરવાથી વાળને ામાં જે નડતરો અટકાવ કરતી હોય, તે સઘળી દૂર થાય તે ઘણુંજ ઠંડક આ નારૂં છે અને બાલના મૂળીયાંને તંદરૂસ્ત . છે. બેશુમાર ઘરાકો એકી અવાજે આ તેલના સદ્ગુણોની ાણ કરે છે. તેઓની સરટીફીકેટોથી સાબેતી મળે છે કે, અમો કહીએ છીએ તે બોલેબાલ ખરૂં છે. ઉપરાંત આ ની ઉત્તમ બનાવટ માટે માઇસોરના પ્રદર્શનમાં સોનાનો અને અલાહબાદના પ્રદર્શનમાં સરટીફીકેટ ઓફ મેરીટ ્લાં છે. અમે ફકત એટલુંજ હવે કહીશું કે, આ તેલની જ પ્રામણિક અજમાયશ કરો અને તમને હમેશાં આભારી સંતોષી રહેવાને તુરતજ કારણ મળશે.

કીમત એક બાટલીનો રૂ ૧- ૦-૦.
ચાર આના વી. પી. જુદા.
કીમત ત્રણ બાટલીના રૂ ૨-૧૦-૦
સાત આના વી. પી. જુદા.

સુરતના એજંટ-હાજી અબદુલકાદર મુસાભાઈ—ભાગાતલાવ.
અમદાવાદના એજંટ-શા. ચુનીલાલ મયાચંદ ત્રણ દરવાજા.

એજંટ:—

**એંગ્લો ઇન્ડીઅન ડ્રગ એન્ડ**
**કેમીકલ કુંપની.**
**જુમા મસ્જીદ, મુંબઇ.**

મનુષ્ય જીન્દગીને સુખમય બનાવનાર શક્તિની મહાન્ દવા.

પ્રો૦ જેમ્સની

# વિજળીક શક્તિની ગોળીઓ.

આ ગોળીઓ શરીરમાં ઘટી ગયેલુ વિજળીક તત્ત્વ પુરતા પ્રમાણમાં ઉત્પન્ન કરી સંપૂર્ણ શક્તિ ઉત્પન્ન કરે છે. જ્ઞાનતંતુની નબળાઈ, અજીરણ, ખોરાક ન પચવો, હાથ પગનું દુઃખવું, મગજે ચકરી આવવી, યાદશક્તિ ગુમ થવી, મનની ચિંતા, ઉદાસી, કોઈ પણ કામ પર ચિત્ત ન લાગવું, ખાવાપર અરુચિ, છાતીનો ધબકારો, હરસ, દમ, આંખે અંધારાં આવવાં, ચહેરાની ફીકાશ, જુવાન વિદ્યાર્થીનું અભ્યાસના બોજાને લીધે નબળું પડેલુ મગજ—તેમાં, તેમજ વકીલ, બારીસ્ટરો, અને કલાર્કો, સ્કુલ માસ્તરો, અને બીજાઓ કે જેમને રાત દિવસ મગજ કસવું પડે છે, તેમને આ ગોળીઓ થોડી મુદતમાં અજબ જેવા ગુણ કરે છે. તેમ જે સ્ત્રીઓને હદબાર માસિક બીમારીથી શરીર લેવાઇ જાય છે અને હીસ્ટીરીઆ, કમરનો દુઃખારો, પ્રદર, ભુખ મરી જવી, વગેરે રોગો થાય છે, તે ઉપર આ ગોળીઓ ઘણીજ ફાયદાકારક છે.



ચેતવણી:—ગોળીઓ ખરીદતી વખતે Pro. James' Electro Tonic Pearls પ્રો. જેમ્સ ઇલેક્ટ્રો ટોનીક પર્લસ, (પ્રો. જેમ્સની વિજળીક શક્તિની ગોળીઓ) બરાબર વાંચીને લેવી.

કીંમત—૨૫ ગોળીની શીશીના રૂ. ૧—૪—૦ તથા ૪૦ ગોળીની શીશીના રૂ. ૨ વી.પી.ના એકથી ત્રણ શીશીઓ સુધીના રૂ.૦। વધુ.

**ધી એંગ્લો ઇંડીયન ડ્રગ એન્ડ કેમીકલ કુાં૦**

નાં. ૫૫, જુમા મસજીદ મુંબઈ.

સુગંધીના રાજા

# ઓટો દીલ બહાર

(રજીસ્ટર્ડ)

ઓ ટો દી લ બ હા ર.




મધુર, મોહક, અને મીઠી-ખુશબોથી ભરેલું સેન્ટ-ફક્ત ત્રણ ચાર ટીપા રુમાલ અથવા કપડા ઉપર લગાડવાથી અનેક-ફુલોની ખુશબો ફેલાવા માંડે છે, અને વાપરનાર તથા તેની-આસપાસનાઓને તેની મનમોહક ખુશબો આનંદકારક લાગે છે. ઓટો દીલબહાર સ્પીરીટ વગરનું હોવાથી અત્તર તરીકે પણ વાપરી શકાય છે. બીજુ કોઈ પણ જાતનુ સેન્ટ-અથવા અત્તર ખરીદ કરતા પહેલાં-ઓટો દીલબહાર ખરીદો અને તેની અપૂર્વ ખુશબોનો બે ઘડી વિચાર કરો!

અનેક પુષ્પો ની ખુશ બોથી ભરેલું સર્વો ત્તમ સેન્ટ.

કીં. નાની બાટલીના રૂ. ૦-૮-૦
,, ,, વચલી ,, રૂ. ૦-૧૨-૦
,, અર્ધા ઔંસની બા. રૂ. ૨-૦-૦

સુગંધી કાર્ડના એક આનો.

સોલ-એજન્ટ.

ધી એંગ્લો ઈંડીયન ડ્રગ એન્ડ કેમીકલ કું૦.

ના. ૧૫૫, જુમા મસજીદ મુંબઈ.

સુરતના એજન્ટ-શેઠ હાજી અબદુલકાદર મુસાભાઈ.

## તરેહ તરેહના સુશોભિત દાગીનાની જુની વિશ્વાસુ અને જગજાહેર જંગી દુકાન.

# સોની નરોતમદાસ ભાઉ

# ઝવેરી.











અમારે ત્યાં સતાણું ટચ તથા ગીનીના સોનાના ફેનસી દાગીના તરેહવાર નવી પેટન્ટના જથાબંધ હમેશાં તૈયાર રહે છે. ઓર્ડરોનો માલ વાયદાસર મનપસંદ બનાવી આપવામાં આવે છે.

ગેરંટી—હમારે ત્યાંનો ખરીદેલો દાગીનો જ્યારે પાછો લાવો ત્યારે મજુરી કાપી સોનાના નાણાં પુરેપુરાં પાછાં આપવામાં આવે છે.

ઠેકાણું—શેક મેમન સ્ટ્રીટ નં૦ ૨૨૦-૨૨૨ ગણેશવાડી નાકે ટેલીફોન નં૦ ૫૬૫—મુંબઇ.



# ભુજબળથી ભાગ્યપરીક્ષા

અથવા

## અરાઢમી સદીનું મધ્યકાલીન બંગાળા

(એક ઐતિહાસિક નવલકથા)

પ્રયોજક

રમણીક. અ. મ્હેતા

પ્રસિદ્ધકર્તાએ સર્વ હક્ક સ્વાધીન રાખ્યા છે

"ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસમાં
મણિલાલ ઇચ્છારામ દેશાઇએ છાપી પ્રકટ કીધું,
સાસુન બિલ્ડિંગ, સર્કલ, કોટ, મુંબઈ.

સંવત્. ૧૯૭૧ સન. ૧૯૧૫

કિંમત રુ. ૧૨=૦૦ (બારપૂરા)

# "ગુજરાતી"એ આપેલી ભેટો

૧ રાસેલાસની કથા.
૨ મહારાણીશ્રીનું સંક્ષિપ્ત જીવનચરિત્ર.
૩ હિન્દ અને બ્રિટાનિયા.
૪ ગંગા ગોવિન્દસિંહ.
૫ સવિતા સુંદરી
૬ ટીપૂ સુલતાન (પ્રથમ ભાગ).
૭ દિલ્લીપર હલ્લો.
૮ અરાડમી સદીનું હિન્દુસ્તાન.
૯ ઔરંગજેબ અને રાજપૂતો.
૧૦ શાહજાદો ને ભીખારી.
૧૧ હેસ્ટિંગ્સની સોટી.
૧૨ બાજીરાવ બલ્લાળ (સચિત્ર).
૧૩ બેગમ સાહેબ.
૧૪ પાણીપતનું યુદ્ધ
૧૫ નૂરજહાન
૧૬ રૂપનગરની રાજકુંવરી.
૧૭ ઈન્દુકુમારી.
૧૮ પ્લાસીનું યુદ્ધ
૧૯ શિવાજીનો વાઘનખ.
૨૦ હળદીઘાટનું યુદ્ધ
૨૧ નંદનવનનો નાશ.
૨૨ પેશ્વાની પડતીનો પ્રસ્તાવ.
૨૩ ઔરંગજેબનો ઉદય.
૨૪ પદ્મિની.
૨૫ ઉ[illegible]આમ
૨૬ પુરાતન દિલ્હી (સચિત્ર).
૨૭ ચુમ્બકમીમાંસા.
૨૮ ભદ્રકાળી.
૨૯ જગન્નાથની મૂર્તિ અને ભારતનું ભવિષ્ય.
૩૦ હમ્મીરહઠ અથવા રણથંભોરનો ઘેરો.
૩૧ ભુજબળથી ભાગ્યપરીક્ષા

# પ્રસ્તાવના

ઇતિહાસ અને ઐતિહાસિક વૃત્તાંતો "ગુજરાતી" ના સદ્દગત તંત્રી અને ઉત્પાદક સ્વ. ઇચ્છારામ સૂર્યરામ દેશાઇનો અતિપ્રિય મનોમુદ વિષય હતો; અને આ વિષયનું જ્ઞાન પ્રસાર કરવા તેઓ વિશેષ ઉત્સુક રહેતા હતા. તેઓએ પોતાની હયાતિમાં જૂદાજૂદા દેશના ઇતિહાસ લખાવી એક ઇતિહાસમાળા કાઢવાની યોજના કરી હતી અને કેટલાક દેશના ઇતિહાસ લખવાનું કાર્ય મને સોંપ્યું હતું; જેમાંનું કેટલુંક તૈયાર છે, કેટલાકની શરૂઆત થઈ ચૂકી છે, કેટલાકને માટે ઉપલબ્ધ સાહિત્ય એકઠું થાય છે. આ સર્વ યોગ્ય સમયે ગુર્જર વાચકવર્ગસમક્ષ રજુ કરવામાં આવશે.

"ગુજરાતી"ના સદ્દગત તંત્રી, તેમની ઇતિહાસપ્રિયતાના પરિણામે બને ત્યાં સૂધી, "ગુજરાતી"ની વાર્ષિક ભેટ, કોઈ ઐતિહાસિક નવલકથા હોય એવી સંભાળ રાખતા, તેમ જ "ગુજરાતી"ના ગ્રાહકોને મન પણ વાર્ષિક ભેટ અને ઐતિહાસિક નવલકથા લગભગ પર્યાયવાચક શબ્દો થઈ પડ્યા છે. ગુજરાતી પ્રેસ તરફથી જેટલી ઐતિહાસિક નવલકથાઓ લખાઇને બહાર પડી છે, તેટલી બીજી કોઈ સંસ્થા તરફથી કે ગ્રંથકાર તરફથી આપણા સાહિત્યમાં બહાર પડી નથી.

નવલકથા સબંધી આપણામા જૂદીજૂદી માન્યતા બધાઈ ગયેલી છે. નવલકથાના વાસ્તવિક ભેદ પણ ઘણાને અવગત નથી. નવલકથા, તે પછી ઐતિહાસિક હો, સાંસારિક હો, સામાજિક હો, વા ઘટનાવલમ્બી હો; તેનો મુખ્ય વિષય પ્રેમ છે, ઇતર ગૌણરૂપે હોય છે. હ્યુએ કહ્યુ છે કે:-

L' amour doit être le principal sujet du roman.*

અર્થાત્ કે "પ્રેમ એ નવલકથાનો મુખ્ય વિષય હોવો જોઇએ." એ જ ફ્રેન્ચ ગ્રંથકાર આગળ જતાં કહે છે કે:-

Les romans au contrare, ont l'amour pour sujet principal et ne traitent la politique et la guerre que par incident."

*L' Origine Les Romans,*

*—Huet.*

---

* જુઓ ઈ. સ. ૧૯૧૦ ના "ગુજરાતી"ના દિવાળીના ખાસ અંકમાં "સાહિત્યમાં નવલકથા" નામક નિબંધ

"આથી વિરુદ્ધ નવલકથાઓમાં પ્રેમ, એ મુખ્ય વિષય હોય છે અને યુદ્ધ, રાજકીય બાબત–ઇતિહાસ માત્ર ગૌણરૂપે આવે છે"

ઐતિહાસિક નવલકથામા મુખ્ય બે શ્રેણી જાણીતી છે. જોકે એક પ્રકારની નવી શ્રેણી ફ્રાન્સમાં ઉત્પન્ન થઈ છે. એક શ્રેણીનો જનક, વિશેષત: આંગ્લ સાહિત્યમા સ્કૉટ મનાય છે, જ્યારે બીજી શ્રેણીના આદ્ય ગુરુ ડ્યુમાને માનવામા આવે છે એપરથી એમ માનવાનું નથી કે સ્કૉટ પૂર્વે ઐતિહાસિક નવલકથા લખાવાની શરુઆત થઈ ચૂકી ન હતી. ઐતિહાસિક નવલકથાની તુલના કરતાં બે વાત લક્ષમાં રાખવી આવશ્યક છે. "ઐતિહાસિક નવલકથા એ ઇતિહાસ નથી અને સર્વ ઇતિહાસ એ નવલકથા નથી. ઇતિહાસ સત્ય ઘટના સાથે સંબધ રાખે છે, જ્યારે નવલકથા કલ્પિત પ્રસંગો સાથે વિશેષ પરિચય રાખે છે" ડ્યુમની પદ્ધતિ સ્કૉટની પદ્ધતિથી ભિન્ન પ્રકારની છે. જો કે બન્ને ઐતિહાસિક નવલકથાના વિશિષ્ટ લેખકો છે. ઐતિહાસિક નવલકથાનાં જે લક્ષણો સ્કૉટે બાંધ્યાં હતાં, તે ડ્યુમાએ પોતાની નવલકથાઓમાં સબળ રીતે જાળવ્યાં છે, એમ કેટલાક વિદ્વાનોનુ માનવુ છે. દાખલા તરીકે એનું સુપ્રસિદ્ધ "લે ત્રોઆ મુસ્કેતેર્સ" (થ્રી મસ્કેટીઅર્સ) લ્યો. આમા અરાઢમી શતાબ્દિના મધ્યકાલીન[illegible]નું ચિત્ર છે: એ સમયે તેરમો લુઈ, ફ્રાન્સપર રાજ્યારુઢ હતો, [illegible]લાડમાં પહેલા ચાર્લ્સનો રાજ્યાધિકાર હતો; ઈંગ્લાડમાં રાજ્યસૂત્ર બકિંગહામના હાથમાં હતું, જ્યારે ફ્રાન્સમાં ખરી સત્તા કાર્ડિનલ રિશુલિયોના હાથમાં હતી; ઈંગ્લાંડમા ચાર્લ્સનો અમાત્ય બકિંગહામ ફેલ્ટન નામના મનુષ્યને હાથે માર્યો જાય છે, એ ઇતિહાસની સત્ય ઘટના છે. આ ખૂનના કલ્પિત કારણો યોજી, ત્રણ બરકન્દાજોના પરાક્રમમાં વાર્તાનો મોટો ભાગ રોકી, ઐતિહાસિક ઘટનાને બાધ ન આણતાં, ડ્યુમાએ ઉક્ત નવલકથામા ફ્રાન્સનું તત્કાલીન જીવન, રીત રીવાજ આદિનુ મનોરમ ચિત્ર આપણી આંખ સમક્ષ તરી આવે એવી રીતે યોજ્યું છે..

પ્રસ્તુત નવલકથામા અરાઢમી સદીના મધ્યકાલીન બંગાળાનુ ચિત્ર છે: પ્રજાભક્ત નવ્વાબ અલિવર્દીખાના અતકાળનો સમય છે; સિરાજ યુવરાજપદે સિહાસનારૂઢ છે, નવ્વાબ કુટુમ્બમા વિદ્રોહનો અગ્નિ અંદરખાને પ્રજ્વલિત થયો છે; શૌકતજગ બગાળની મસનદપર ચકિત દૃષ્ટિ કરી રહ્યો છે; ઘસેટી બેગમ, રાજવલ્લભ આદિ પોતાની કપટજાળ બિછાવી રહ્યા છે; વિદેશીઓ કયા પક્ષનુ સમર્થન કરવું, તેની શકામા પડ્યા છે; વૃદ્ધ નવ્વાબ, મૃત્યુશય્યાપર પોતાના પ્રિય દૌહિત્રને કેમ રાજ્યતંત્ર ચલા-

વવું, તેનો બોધ આપે છે; આદિ તે સમયનું ચિત્ર આંકવા ગ્રંથકારે યત્ન કર્યો છે.

ફૈઝીની ઘટના એ સત્ય ઐતિહાસિક બનાવ છે. તેના મોતનું કારણ, તેનું બદચલન અને નવ્વાબજાદાની સામે તીક્ષ્ણ કટુ વચન એમ ઇતિહાસ કથે છે. વાસ્તવિક તે દોષી હતી કે નહિ, તે જૂદો જ પ્રશ્ન છે.

આ નવલકથા ડ્યુમાની શૈલીને અનુસરતી છે, નહિ કે સ્કૉટની. આમ કહેવામાં એવો આશય નથી કે ડ્યુમાના જેવું અદ્વિતીય કલાવિધાન આમા છે.

"ગુજરાતી"ની આ ભેટ કંઇક વ્હેલી બહાર પડે છે, અને જે અલ્પ સમયમાં નવલકથા તૈયાર કરવા માટે માગણી કરવામા આવી હતી, તેટલા ન્યૂન સમયમાં સ્વતત્ર રચના કરવી, એ મારા બુદ્ધિસામર્થ્યના બહારની વાત હતી. આ નવલકથા સ્વતઃકલ્પિત નથી, પરંતુ મી० **વી. સી.** ઘોષની એક બંગાળી નવલકથાનો અનુવાદ છે. અનુવાદ પણ અવિકલ નથી મૂળ પુસ્તકમાં જે જે ન્યૂનતા જણાઈ, તે દૂર કરવા મેં પ્રયત્ન કર્યો છે, પ્રકરણોમા ફેરફાર યોજ્યો છે, અનુચિત પ્રસંગ ત્યજી દેવામાં આવ્યા છે, નવો કેટલોક ભાગ આમેજ કર્યો છે. ઇતિહાસને, સમયને, અને ચિત્રોને બાધ ન આવે માટે આવા પ્રકારની છૂટ લેવી મને આવશ્યક જણાઈ છે. આ નવલકથામાં ઉત્તમ અંશો મૂળને જ આભારી છે, ન્યૂનતાને માટે લેખકની મદતા છે જ આપણામાં જ્યાં ઇતિહાસનાં સાધનોની ખોટ, રીતરિવાજ જાણવાની સામગ્રીનો અભાવ, પોશાક પહેરવેશ સમજવાના સાધનો દુષ્પ્રાપ્ય, ત્યાં સંપૂર્ણતા આણવી સંભવિત નથી.

આ નવલકથા લખવા પ્રેરનારને ધન્યવાદ આપી આશા રાખું છું કે "ગુજરાતી"ના સુરુચિસંપન્ન વાંચકોને "ગુજરાતી"ના ઇતર ભેટનાં પુસ્તકોની માફક આ અલ્પ પ્રયત્ન પણ આદરપાત્ર નિવડશે. એ જ.

૧ જાન્યુઆરી, ૧૯૧૫

**રમણીક અ. મ્હેતા.**

# અનુક્રમણિકા

# ભુજબળથી ભાગ્યપરીક્ષા



## પ્રથમ પરિચ્છેદ

### " હિમુ હવે સમજ "

"મા ! જમવાનુ થયું છે કે નહિ ?"

રસોડામાં જઈ હિમુએ પોતાની મોટી કાકીને ઉપર પ્રમાણે પૂછ્યું.

મહામાયાએ પ્રત્યુત્તર આપ્યો:–"હિમુ ! કયારે તું ઘરમાં આવ્યો, બેટા ?"

"થોડી વાર થઈ. મા ! મને કની આજ તો બહુ જ ભૂખ લાગી છે."

"વારુ, બેસ; હું થાળી પીરસું છું."

એટલું કહી મહામાયા જમવાનું પીરસવાની તૈયારી કરવામાં ગુથાઈ, અને ચાકરડીને હાંક મારી કે પાણીનો લોટો ભરી તૈયાર રાખે. ખાવાનું થાળીમાં પીરસતા પીરસતાં હિમુ સાથે તે વાતો કરવા લાગી. એટલામાં ચાકરડી ત્યાં આવી પહોચી. તેણે પાટલો માંડી, પાણીનો લોટો મૂકયો અને ત્યાંથી ચાલી ગઈ.

મહામાયાએ પૂછ્યું:– "હિમુ! દીકરા!. આજ આખો દિવસ તું કયાં હતો ?"

"મા ! આજ હું વિનોદપૂર ગયો હતો."

"શા માટે ?"

"મા! આજ તો ત્યાં ભારે કુસ્તી હતી. આજ કની આપણા ગામમાં કેટલાક ઉસ્તાદ આવ્યા હતા, અને તેઓએ આજ વિનોદ-પૂરમા કુસ્તી કરી હતી. હુ તે જોવા ગયો હતો."

"હિમુ ! તું હવે એવી બાબતોમાં વધારે લક્ષ રાખે છે, એ શું ઠીક છે?"

"કેમ વારુ? એમાં શું થયું? ગામના બધા લોક ગયા હતા."

"બધા લોકની વાત જૂદી છે."

"એમ કેમ? બધા લોક જાય, અને હું ન જાઉ? વળી આજ ઘેર કંઈ કામ પણ હતું નહિ."

"તું ઘરના કામમાં લક્ષ કેવારે રાખે છે વારુ?"

"મા! એમ કેમ કહે છે? ઘરનું શું કામ હું નથી કરતો?"

"કરે છે, પણ એમાં તારો જીવ નથી. કર્યું તે ન કર્યા બરાબર, સમજ્યો ?"

"એમ કેમ? વારું, પણ અત્યારે તેની શી પંચાત છે? મા! મને

તો ભૂખ લાગી છે, ખાવાનું પીરસને. તું આજ ખાવાનું પીરસવામા કેમ વાર લગાડે છે?"

"આ પીરસું; પણ, હિમુ! તું હવે મોટો થયો. તારે બધી બાબતની ફીકર રાખવી જોઇએ."

"વારુ, પણ તું ખાવાનું પીરસ."

મહામાયા હિમુની સાથે વાત કરતી હતી, પરંતુ આજ તેનો સ્વર ક્ષીણ હતો. તે ભાંગ્યા અવાજે બોલતી હતી. તેનું અતઃકરણ આજ એક પ્રકારના દુઃખથી દગ્ધ થયુ હોય, એમ જણાતું હતું. ખાવાની થાળી મૂકતા મૂકતા આજ તેના હાથ ધ્રુજતા જણાતા હતા. તેણે થાળી હિમુના પાટલા આગળ મૂકી. હિમુ થાળીના સામુ ટગરટગર જોઈ રહ્યો, અને બોલ્યો:– "મા! આજ આ કાળુંકાળું શું પીરસ્યું છે?"

"નકામનુ હોય તો બાજૂએ ફેંકી દે."

"પણ એ છે શું?"

એમ કહી, હિમુ દીવાના અજવાળામાં હાથમાં લઈ તે જોવા લાગ્યો. તેણે જોયુ તો તે કોયલા હતા, પાણીથી ધોઇને સાફ કરી થાળીમા મૂકેલા કોયલા હતા.

તેણે પૂછ્યું:– "મા! આ તો કોયલા છે! શી રીતે થાળીમા આવ્યા?"

"આવે પણ ખરા." "શી રીતે?"

"શી રીતે કેમ?" "કોઈ વાર રહીએ જાય."

"પણ, મા! તું જ જોની કે આમ થાળીમાં આવા કોયલા શી રીતે રહી જાય?"

"રહી ગયા તે ફેંકી દે."

"એ તો ઠીક, પણ આવ્યા શી રીતે?"

"કહ્યું તો ખરું કે અજાણતાં કોઈ વખત આવે પણ ખરા.'

"આ અજાણતા આવ્યા નથી. ધોઇને થાળીમાં બાજૂએ રાખેલા છે, ખાસ મૂકેલા છે. મા! કહે કે આ કોયલા શા માટે મૂક્યા?"

મહામાયાના મુખમાંથી એક પણ શબ્દ બહાર નિકળ્યો નહિ તેની આંખમા ઝળઝળિયા આવ્યા. તે એમને એમ હિમુના સામું જોઈ રહી.

"મા! મા! શું થયું છે તે કહે."

"કંઈ નહિ," પાલવવતી આંસુ લોહોતી મહામાયા બોલી.

"ના, પણ મને કહે તો ખરી! તું આજ આમ રડે છે શા માટે?"

મહામાયાએ ક્ષીણ કંઠે કહ્યું:- "હિમુ! તું હવે મોટો થયો. તું હવે નાનો નથી. તું ભણ્યોગણ્યો છે પણ ખરો."

"વારુ, પણ, મા! તું શું કહે છે?"

"શું કહુ?" "ત્યારે પણ તું આજ આમ ઉદાસ કેમ?"

"જો હિમુ! તું હવે મોટો થયો. સસારની તારે કાળજી રાખવી જોઇએ. તેમને હવે વરસ થયાં; તેમનાથી હવે બધું કામ થતું નથી. તને કંઈ ઘરની ચિતા નથી, સસારનું કંઈ જ્ઞાન નથી. તું કંઈ જોતો નથી. આ સંસાર કેમ ચાલશે, તેનો તને વિચાર નથી."

હિમુ અનિમિષ નયને માના મ્હોં સામું જોઈ રહ્યો. તેને એક પ્રકારનો આઘાત લાગ્યો. કોઈ દહાડો નહિ ને આજ માના મુખથી આવા શબ્દો શાથી નિકળ્યા, તે તેનાથી સમજાયુ નહિ.

"ખાંઈ લે, બેટા! તું કહેતો હતોની કે ભૂખ લાગી છે."

"ના, મા! તું કહેતી હતી તે કહે."

"શું કહું? બેટા! હવે તારે બધી બાબતથી માહીતગાર થવું જોઇએ. બે પૈસા કમાતો થા. તું કઈ પણ સમજતો નથી. જો, તારું કશામાં ધ્યાન નથી. તું હવે નાનો કીકો નથી. તું છોકરાનો બાપ થયો છે તોએ તને ચિતા નથી."

'પણ આજ આ બધુ કહેવાનુ કારણ?"

"આજ તેઓ ઘણા ગુસ્સામાં હતા. જો, હવે એ કેટલા દહાડા સૂધી આ સંસારનો ઢસરડો કર્યા કરે? હવે એમને કેટલો વખત જીવવું છે? કંઈ તિરથજાત્રા કરે કે નહિ? આખો જન્મારો એનું એ વેતરું કયા સૂધી કર્યા કરે?"

"મા! આજ બાપાજી કંઈ કહેતા હતા?"

"કહે પણ ખરા. હિમુ! તું જ વિચાર કરની કે, એ બધી ચિતા તારે ઓછી કરવી જોઇએ કે નહિ? કોઈ પૈસા માગતો હશે, તે આજ લેવા આવ્યો હતો. એમના હાથમાં પૈસા નહિ, અને તેણે પણ હઠ કરી. શું કરે? બધાના પર ગુસ્સો કાઢ્યો."

"વારુ પણ, મા! તેઓ મારે માટે કંઈ કહેતા હતા?"

"હિમુ! એ શું પૂછયા કરે છે? કહે પણ ખરા. એ ન કહે તો કોણ કહે વારુ?"

"કહે, પણ તેઓ શું કહેતા હતા, તે મને કહે."

"તારે હવે તે જાણીને શું કામ છે? તું ખાઈ લે. જે કહેવાનુ

હતું તે કહ્યું, સમજ્યો? તને ભૂખ લાગી હતીને? તો ખાતો કેમ નથી? ચાલ જમી લે, વાર થાય છે, સમજ્યો?"

"ના, પણ, બા! મને કહે તો ખરી કે, એ શું કહેતા હતા?"

મહામાયાનો કંઠ ભરાઈ આવ્યો. તેનાથી કંઈ બોલાયું નહિ.

"મા! શું તેઓએ રાખ ખાવા કહ્યું હતું? શું તે માટે તેં કોયલા મૂક્યા? હા, અભાગિયાને સર્વ રાખ કોયલા ખાવા કહે છે," હિમુએ કહ્યું.

મહામાયાની આખમાંથી આંસુની ધાર ચાલી. તે પતિપ્રાણા શું કરે? સ્વામીએ આજ્ઞા કરી હતી, તે શી રીતે ઉલ્લંઘાય? સ્વામીએ ગુસ્સાના આવેશમાં જે આજ્ઞા કરી હતી, તે માત્ર તેણે ફરજરૂપ ગણી ઉઠાવી હતી; બેચાર કોયલા ધોઇને થાળીમાં બાજૂએ મૂક્યા હતા.

વાચનાર! આ બનાવથી આશ્ચર્ય પામવાનું નથી. અત્યારના કેળવાયલા જમાનાથી તે જમાનો ઘણો ભિન્ન પ્રકારનો હતો. આજની આપણી સુસંસ્કૃત નવીનાઓ જેવી તે સમયની સ્ત્રીઓ ન હતી, એ કદાચ સંભવિત હશે. પરતુ સંસારવ્યવહારમાં નિપુણ અને પતિની આજ્ઞા પાળવામાં તેઓ દક્ષ હતી, એમ તે વખતનો ઇતિહાસ સાક્ષી પૂરે છે. આજની સ્ત્રીઓ કરતાં હૃદયની ઉદારતામાં તેમ જ શાસ્ત્રજ્ઞાનમાં તેઓ કોઈ વાતે ઉતરતી ન હતી.

"તે વગર, હિમુ! એમ તારા ભાણામાં કોયલા મૂકવાની કોણ હિમત કરે? જો, બેટાં! હવે ખાઈ લે. હવે જો, જરા ઘરની બાબતમાં ચિત્ત પરોવતો જજે, હોં, મા," મહામાયાએ કહ્યું.

હિમુએ થાળીમાંના અન્નને સ્પર્શ કર્યો હતો, પરંતુ તેમાંના અન્નનો એક પણ ગ્રાસ મોંમાં મૂક્યો ન હતો. તે એમને એમ હાથ ધોઈ ઉભો થયો.

મહામાયાએ આવી તેનો હાથ પકડ્યો, અને કહ્યું:—"તું થાળી ઠેલી ઉઠી જાઇ?"

"ના, મા! મારે જમવું નથી."

"હમણાં તો કહેતો હતો કે ભૂખ લાગી છે, અને જમવું નથી એ શું?"

"નહિ, મારે નથી ખાવુ."

"જો, હિમુ! એમ ગાંડાવેડા ન કર. જે ભાવે તે કોળિયો ખાઈ લે. બેટા! આમ ગુસ્સો ન કરીએ."

"મા! ગુસ્સો નથી કરતો. પણ મારે ખાવું નથી."

"કેમ?" "અમસ્તુ."

"અમસ્તુ શું? જો કોળિયો ખા. એમ ચાલે? હિમુ! આમ ગાંડાવેડા ન કર."

"હું ના કહું છું, મારે નથી ખાવું. જ્યારે હું હવે મારે હાથે કમાઈ લાવીશ ત્યારે હું આ ઘરમાં ભાત જમીશ; ત્યાં સુધી જમીશ નહિ. જો ઇશ્વર કરશે તો રૂપાની થાળીમાં ખાઇશ. નહિ તો–"

"આ ઘર–આ ઘર કોનું છે? આ ઘર, બાર, દીવાનખાનું કોનાં છે? તું કોનું ખાય છે? આ સર્વ તારું નથી તો કોનુ છે? જો એમ પીરસેલી થાળી પરથી ઉઠ નહિ."

મહામાયાએ ઘણું સમજાવ્યું, પણ હિમુએ માન્યુ નહિ. તેણે ઘણી આજીજી કરી; પણ હિમુ એકનો બે થયો નહિ. માત્ર આચ-મેરો પાણી પી કાકીને પગે લાગી ત્યાંથી ચાલી ગયો.

મહામાયા અવાક, ચેતનશૂન્યવત્ ત્યાં પડી રહી. પાછળપાછળ દોડી કલ્યાણીએ હાક મારીઃ–"હિમુ! હિમુ!"

હિમુ પાછો ફરીને બહારના બેઠકખાનામાં આવીને બેઠો.

---

## દ્વિતીય પરિચ્છેદ

### હેમેન્દ્ર

પૂર્વ બંગાળામાં જયનગર નામે એક ગામ હતું. તે નાના ગામડાથી કંઇક મોટું અને શહેરથી નાનુ હતું. ગામમા સામાન્ય વસ્તી હતી. એમાં કેટલાક ઘોષ જાતિના કાયસ્થ રહેતા હતા. એમા રાય કુટુમ્બ ઘણું જાણીતું હતું અસલના વખતમાં તેના પૂર્વજોએ દરબારમાં સારી નામના મેળવી હતી, અને ગામમાં તે કુટુંબની મહત્તા મનાતી હતી. જોકે આપણી વાર્તાના સમયે તે કુટુમ્બની પૂર્વની જાહોજહાલી રહી ન હતી; પરંતુ સંપત્તિ છેક ઘસાઈ ગઈ નહતી, અને માનમર્યાદા પણ કાયમ હતાં. આ કુટુમ્બના વડાનું નામ મહેશ હતું. નબ્વાબ સરકારના અમલમાં પેદા કરેલું થોડું દ્રવ્ય કુટુંબમાં રહ્યું હતું. કેટલોક ગરાસ તેના હાથમાથી ગયો પણ હતો. જે રહ્યુ હતું, તેમાથી તેમનો જીવન નિર્વાહ થતો હતો.

મહેશરાયને એક નાનો ભાઈ હતો તે જયનગરમાં ઝાઝો રહેતો ન હતો. તેને એક પુત્ર હતો. એનું નામ હિમુ ઉર્ફે હેમેન્દ્ર હતું. હિમુને તેની મા નાનો મૂકી મરી ગઈ હતી. મરતાંમરતાં તેણે પોતાની જેઠાણીને હિમુની સપૂરત કરી હતી. થોડોક સમય થયા પછી હિમુના પિતાનો પણ સ્વર્ગવાસ થયો. બચપણથી હિમુના લાલન-પાલનનો આધાર મહેશરાય અને તેની પત્ની મહામાયાનાપર હતો. હિમુના જન્મપૂર્વે બે વરસપર મહેશરાયને એક પુત્ર જન્મ્યો હતો. પરંતુ એક વરસનો થયો, તે પૂર્વે તે મરણ પામ્યો હતો.

મહેશરાયને સંતતિમાં માત્ર આ ભાઇનો પુત્ર હતો. મહામાયા

તેનું પોતાના પુત્રવત્ પાલન કરતી હતી. **હિમુ** પણ તેને જ પોતાની ખરી મા જાણતો હતો. તે મોટો થયો ત્યારે પણ **હિમુ મહામાયાને** એ જ ભાવથી ચહાતો હતો. તેને કોઈ જાતની કમીના ન હતી. **મહામાયા** તેનાં સઘળા કોડ પૂરતી હતી.

**હિમુ** મોટો થતાં **મહેશરાયે** તેને તે વખત પ્રમાણે શિક્ષણ આપ્યું હતું. ગામઠી નિશાળે તે આકબાક શિખ્યો હતો. મોલ્વી પાસે તેણે ફારસી અને અરબ્બીનું સારું જ્ઞાન સપાદન કર્યું હતું. કારણ કે તે સમયે રાજદરબારમા ફારસી અને અરબ્બીનું જ્ઞાન આવશ્યક હતું. માનસિક કેળવણી કરતાં શારીરિક કેળવણી તેણે સ્વભાવતઃ સપાદન કરી હતી. ગામના છોકરાઓમા **હિમુની** સાથે દોડવામા કોઈ બરાબરી કરે તેમ ન હતા. ઝાડની ટોચપર ચડી જવામાં **હિમુનો** નબર પહેલો હતો. ઘોડે બેસવામા તે ગાજ્યો જાય તેવો ન હતો. તરવામા, હોડી ચલાવવામા, પટાબાજીમા, અને કુસ્તીમા પણ તે અસાધારણ હતો. જ્યા લડાઈ કે બખેડો હોય ત્યાં **હિમુનું** નામ હોય, અને દુબળા પક્ષનો તે સદા સાથી ગણાતો હતો. આ સઘળા કામમા તેનો એક સાથી હતો, અને તે તેની ધાવમા **કલ્યાણી**, જે તેના ઘરમા કામકાજ પણ કરતી હતી, તેનો છોકરો **રામમોહન** હતો. **રાય** ઘણી વાર **હિમુથી** કંટાળતા ત્યારે તેને કડક શિક્ષા પણ કરતા હતા, પરંતુ **મહામાયાને હિમુનો** કંઈ દોષ જણાતો નહિ: વળી **કલ્યાણી** પણ **મહામાયાને** પુષ્ટિ આપતી, એટલે **મહેશરાય** ઝાઝું કહી શકતા નહિ. વયમા જેમ જેમ **હિમુ** મોટો થતો ગયો, તેમ તેમ તેનુ તોફાન વધતું ચાલ્યુ. ખાવાની વખતે ખાવું નહિ. નાવાની વખતે નાવું નહિ જે કોઈ લડવામા મદદ માગે, તેની બ્હારે ચઢવું. ખાવાપીવાની પંચાત નહિ, અને બીજુ કામ નહિ. આખરે ભાઇના પરાક્રમ પોતાને ગામથી બીજે ગામ સૂધી ગવાવા લાગ્યાં હતા.

**મહેશરાયે હિમુને** તોફાનમાંથી છોડવવા એક ઉપાય યોજ્યો. તેની ઓગણીશ વર્ષની વય થતાં તેના લગ્ન કરવામા આવ્યાં તેણે પરમ સુંદરી **લક્ષ્મીને** ઘેર તેડાવી રાખી. **મહેશરાયે** જાણ્યુ કે, કુસુમશૃંખલાથી **હિમુની** પ્રકૃતિ બદ્ધ થશે પરંતુ **મહેશરાયનો** હેતુ પૂર્ણ થયો નહિ.

**હિમુની** ઉમર વીશ વર્ષની થઈ ગામડા ગામમા બેસી રહી આયુષ ગુમાવવું વૃથા હતું **હિમુ** જેવા દૃઢ બાંધાના ભણેલાગણેલાને માટે એ નાનકડા ગામમાં બેસી રહેવુ ઠીક હતું નહિ વળી ઉપર કહ્યું તેમ **મહેશરાયની** ઘરની સ્થિતિ પણ ઘસાતી જતી હતી. જેના અંગમાં બળ હોય, બુદ્ધિ હોય તેવા સાહસી પુરુષોને માટે તે સમયે વિસ્તૃત ક્ષેત્ર હતું. "उद्योगिनम् पुरुषसिंहमुपैति लक्ष्मीः" એ વાક્ય ચિરકાલ સત્ય છે; પરંતુ જે સમ-

યની આપણે વાત લખીએ છીએ, તે સમયે એ વાકયની સાર્થકતા વધારે નિશ્ચિત હતી હિમુને વિશમે વર્ષે એક ઓળખીતાને ત્યાં જહાગીરનગરમાં મોકલવામાં આવ્યો જહાંગીરનગર (ઢાક્કા) તે વખતે પૂર્વ બંગાળની રાજધાની હતી આખા બંગાળામાં તે બીજા નબરનું શહેર હતું મહેશરાયે ધાર્યું કે, હિમુ એવા મોટા શહેરમા જઈ ભાગ્યના પરિવર્તનનો રસ્તો શોધી કાઢશે.

ગ્રામ્ય યુવક શહેરમાં આવતાંની વાર નવા સ્રોતમા પડ્યો. નવ્વાબ, અમીર, ઉમરાવ, શહેરનું ઐશ્વર્ય, સૈન્યનો શૌર્યોત્સાહ, વેપાર વણજ, અદાલત, મસ્જીદ, મદ્રેસા, નૃત્ય તથા ગીત જોઈ હિમુ વિસ્મિત અને સ્તભિત બન્યો તેને ત્યારે જ ત્યાં લાગ્યુ કે, ગામડા ગામમા આપણે મોટા ગણાઈએ છીએ, પણ આપણી મોટાઈ તો કંઈ જ નથી ગામનો કોટવાલ અહીના જેવો પ્રબળ નથી. તેણે ઘણું જોયુ અને જાણ્યું તે કંઈ ઉપાર્જન કરવા લાગ્યો. આ સવાદ મહેશરાયને કાને ગયો, અને તેમના મનમાં આશાનો સંચાર થયો

હેમેન્દ્રનો કંઠસ્વર ઘણો જ મધુર હતો તેને નાનપણથી જ ગાયનનો શોખ હતો, પરંતુ તેણે રીતિપુરઃસર અભ્યાસ કર્યો ન હતો શહેરમાં આવી તેણે અનેક ગાનાર–ગાનારીઓના ગીત સાંભળ્યાં. આ સાભળી તેના મનમાંની સ્વાભાવિક શક્તિના વિકાસનો આરંભ થયો. તે વખતે જહાગીરનગરમાં ખાંસાહેબ અહમદ કરિમખા નામે એક ભારે ગવૈયો હતો આ દેશમા તેની ખ્યાતિ હતી. તેના અનેક શાગિર્દો હતા ખાંસાહેબ પૈસા લઈ કોઇને ત્યાં બેઠક કે મીજલસમાં જતા નહિ. પણ નવ્વાબ બહાદુરને વખતોવખત ગાયન સભળાવવા જતા. રાજધાનીમા તેનું ભારે માન હતું. તેમને ત્યાં ગાયનના જલસા અવારનવાર થતા હતા હિમુ એક ઓળખીતાની સાથે એક વાર ખાંસાહેબને ત્યાં ગયો. તે વખતે ખાંસાહેબ હાજર નહતા. માત્ર થોડા શાગિર્દો અને કેટલાક જણ દિવાનખાનામા બેઠા હતા. આસ્તેઆસ્તે ત્યાં લોકો આવવા લાગ્યા; અમીરઉમરાવની હાજરી જણાવા લાગી. ખાંસાહેબનું દિવાનખાનું ભવ્ય નહતું, પરતુ મોટા અમીરો પણ ત્યાં આવી આનંદનો ઉપભોગ કરતા હતા બેઠકમા તબુરા, સીતાર, સારંગી, પખવાજ, તબલા, દિલરુબા આદિ વાદ્યયંત્રો હતાં. આખરે ધોળી મુચ્છવાળા લાંબા પહેલવાન જેવા ખાંસાહેબ હાજર થયા

પ્રથમ તો આ–આ–આ સાથે સુરની મીલાવટ થઈ. પછી ખાંસાહેબના શાગિર્દે એક ચીજ છેડી. ત્યાર બાદ ખાંસાહેબે પોતે અનેક રાગરાગણી છેડી, વાદ્યયંત્ર પર પોતાનો કાબુ બતાવ્યો અને આવ-

નારાનાં મનને વશીભૂત કર્યાં હેમેન્દ્ર મુગ્ધમત્રવત્ ત્યાં બેસી રહ્યો હતો. તે ઉન્માદકારી સ્વરવર્ષણમાં જગતને ભૂલી ગયો હતો તે વિચાર કરવા લાગ્યો કે, મેઘમા એવું ગંભીર ગર્જન નથી, ગગાના તરગ-ભંગમા તટને આ પ્રમાણે આઘાત કરવાની શક્તિ નથી; વૈશાખના વનદહનશીલ અનિવાર્ય વહ્નિમાં એવું રુદ્ર તેજ નથી.

થોડા દિવસ પછી રાજધાનીમાં એક ભારે જલસો થયો. તે તરફની પ્રખ્યાત ગાયિકા કાદરજાન ખાંસાહેબને સલામ કરવા આવી હતી. ઘણી પ્રખ્યાત ગાનારીઓ ખાંસાહેબને એમ મળવા આવતી હતી. કાદરજાન એ ખાંસાહેબની મુખ્ય શિષ્યા હતી. આજ મજલીસમાં હમેશ કરતા વધારે માણસ એકઠાં થયાં હતા.

ખાંસાહેબ:–"આજ ઘણાં માણસો ગાયન સાભળવા ઉત્સુક છે. કોઈ રસીલી મીઠી ચીજ સભળાવો."

"બાદી હાજર છે," કાદરજાને,–કહી, માથુ નમાવ્યું, અને તંબુરા-પ્રતિ લક્ષ્ય કર્યું.

ખાંસાહેબે સારંગીના સુર બાંધવા આદેશ આપ્યો. અનેક ગાયન-કળાપટુ સમક્ષ કાદરજાને એક ચીજ છેડી પ્રથમ મૃદુ આલાપ, ઝકાર, શરીરની ભાવભંગી, ગળામાથી સ્રવતા કોમળ અમીવર્ષણે બહાર ઉડાવી, કાદરજાન અનેક જણની 'વાહ વાહ' લૂટવા લાગી. ખમાચ, સિંધુ, વસંત, સોહિણી, બેહાગ, વારા ફરતી ચાલ્યા. હેમેન્દ્ર ભૂત, વર્તમાન અને ભવિષ્ય ભૂલી ગયો. તે ગાયનમાં તન્મય બની ગયો તેને ભાસ્યું કે, વસંતસમયે પણ કોકિલના કંઠમાં પંચમ નથી, નિરવ નિશામા ખીલેલા સફાલિકાસપાતમા સુખસ્પર્શ નથી; નદનકાનનજયી ઇરાનની રાજોદ્યાનમા થતી પરિપકવ દ્રાક્ષમા હૃદય–મોહન મીઠાશ નથી; સુરામા તે ઉન્માદકારી શક્તિ નથી. રાત બહુ થઈ ગઈ. અતે ગાયન બંધ થયુ. શ્રોતા, શિષ્ય, અનુશિષ્ય સર્વ ત્યાથી ચાલતા થયા. મુગ્ધ, સ્તંભિત હેમન્દ્ર જ્યા બેઠો હતો, ત્યા બેસી રહ્યો. તેને કંઈ ભાન રહ્યું નહિ આ જોઈ ખાંસાહેબે પૂછ્યુ:—"બાબુ! આપ કોણ છો?"

જાણે સ્વપ્નમાંથી ચોંકી ઉઠ્યો હોય તેમ હેમેન્દ્રે જવાબ આપ્યો:–

"જી, જનાબ! મારું નામ હેમેન્દ્ર છે"

"તમને ગાયનનો બહુ શોખ જણાય છે."

હિમુએ કંઈ જવાબ આપ્યો નહિ; પણ માત્ર નીચું જોઈ રહ્યો.

"વારુ, તમે ગાઈ શકો છો?"

"જી, ના."

"જે ધ્યાનપૂર્વક ગાયન તમે સાંભળો છો, તેપરથી તો એમ સ્પષ્ટ

જણાય છે કે, આપને ગાયન અતિ પ્રિય છે; પરંતુ આપ ગાઈ શકો છો કે નહિ?"

"હુજૂર! મારી એક પ્રાર્થના છે." "શી?"

"બોલવાનું સાહસ કરી શકતો નથી."

"બોલો, બોલવામાં ભય શો છે?"

"આપની કૃપા હશે તો હું ગાયન શીખી શકીશ."

**ખાંસાહેબે** જોયું કે, **હેમેન્દ્રનો** સ્વર શુદ્ધ અને તેજસ્વી છે, સગીતના વિકાસને માટે ઉપયોગી છે. તેણે કહ્યું:—"કંઈ તો ગાઈ શકો છો કે નહિ?"

**હેમેન્દ્રના** સ્થૂલ શરીરમા કમ્પ થયો. તેને ગાલે શરમના શેરડા પડ્યા. તેણે કહ્યું:–"તે કંઈ ન જેવું."

"ન જેવું એ કેમ જાણ્યું? એક ચીજ ગાઓ જોઇએ?"

**ખાંસાહેબે** પોતે તંબૂરો લીધો અને સુર બાંધવા માંડ્યા. કાદરજાને સ્મિત હાસ્યે કહ્યું:–"બાબુ! એમાં શરમાવાનું શું છે?"

**કાદરજાનના** શબ્દોથી **હેમેન્દ્ર** ઉત્તેજિત થયો તેણે ધીરે ધીરે મૃદુ તાન લઈ એક ગીત છેડ્યું **ખાંસાહેબે** તમ્બૂરાને એક ગ્રામ નીચે બાંધ્યો. **ખાંસાહેબે** જોયું કે, **હેમેન્દ્રના** કંઠમા જડતા નથી, મીઠાશ છે, જો કે રાગિણી વિમિશ્ર હતી.

**કાદરજાને** "વાહ! કયા તોફા અવાજ," એમ કહી તેની પ્રશંસા કરી. તે દિવસથી **હેમેન્દ્ર ખાંસાહેબનો** શિષ્ય થયો. એક મનથી તેણે ગાયન અને વાદનનો અભ્યાસ કરવા માંડ્યો. પાંચ વર્ષમાં તેણે ઘણી પ્રવીણતા મેળવી અને અનેક વાદ્યયંત્રપર સારો કાબુ મેળવ્યો.

## તૃતીય પરિચ્છેદ

### રાય સંસાર

આણી તરફ **મહેશરાય** અતિ કષ્ટથી સંસાર ચલાવતા હતા. સંસારનો બોજો તેમનાથી હવે ઝાઝો ખેંચાતો નહિ. જૂનું ઘર, ક્રિયાકાંડ, પૂજાઅર્ચના, અતિથિઅભ્યાગત એ સર્વ તેમને સંભાળવું પડતું. ઘરનો માન મરતબો, પુરાણી ચાલો તેમને નભાવવી પડતી હતી. પણ તે ક્યાં સૂધી ચાલે! આવક તો પહેલાં જેવી હતી નહિ. વળી આટલી વૃદ્ધ વયે બહાર જઈ બે પૈસા પેદા કરવા, એ પણ અશક્ય હતું. અમે જે સમયની વાત કરીએ છીએ, તે સમયે **બંગાળાનો નવ્વાબ અલિવર્દીખાં** દેશમા અનેક પ્રકારના ઉત્પીડનથી વ્યસ્ત હતો. **મરાઠાઓનાં** ધાડાં **બંગાળામાં**

ખુવારી કરતાં હતાં. એક બાજૂએ રાઘોજી ભોંસલે બંગાળામાં ચઢી આવ્યો હતો. બીજી તરફ તેના પ્રતિદ્વન્દ્વી બાલાજીએ બિહારમા આક્રમણની તૈયારી કરી હતી. ચોથની બિહામણીમાં બંગાળામાં અનેક ઉત્પીડન થતાં હતા. એટલુ જ નહિ, પરંતુ ખુદ નવ્વાબના સેનાપતિ મુસ્તફાખાં સિપાહસાલાર મિરજાફર, આતા ઉલ્લાખાં, સમશેરખાં, સરદારખાં વગેરે વિશ્વાસઘાતક મનુષ્યો પોતાની કૃતઘ્નતાનો પરિચય આપવા લાગ્યા હતા, અને વૃદ્ધ નવ્વાબના રાજકાર્યમાં અણખતો નાંખતા હતા. લૂટારુ, ચાંચિયા ઇચના અત્યાચારને લીધે રાજ્યરક્ષા અને સુશાસન અસંભવ થઈ પડ્યાં હતાં. પ્રજાનાં દુ:ખનો પાર ન હતો. માન-આબરુ પરમેશ્વર રાખે, તેનાં જ રહેતા હતા વેપારવણજ નામનો થઈ ગયો હતો, ખેતીવાડી લગભગ નહિ જેવી જ હતી. વાટે અને ઘાટે લૂટારુઓનો હાહાકાર સભળાતો હતો માણસો તિરંદાજ રાખી પોતાનું રક્ષણ કરતા હતા સારા કુટુમ્બોની અનાથ અવસ્થા થઈ ગઈ હતી. ગરીબગરબા ખેડુત તો જંગલને આશરે પડ્યા હતા. રાજ્ય-ભંડારમા કંઈજ નહતું. વર્ષોના અવિશ્રાન્ત યુદ્ધમાં રાજ્યનો પૈસો ખર્ચાઈ ગયો હતો. ન્યાયી રાજેશ્વરપર અનેક પ્રકારના વાર થતા હતા. જમીનદારો ભારે વિપદમા પડ્યા હતા નવ્વાબ સરકારના દેણા પછી જે રહે તે મરાઠાઓ લઈ જાય, અને મરાઠાઓના દાવા પછી નવ્વાબ સરકારને પાછુ આપવું પડે એમ ના કરે તો નગરમા રહેવાય નહિ. ઘણાની જમીનદારીઓ આવામાં ચાલી ગઈ વેપારને પણ એક જાતની નવી ખલલ પહોંચવા લાગી. બાદશાહ હજુરની સનદથી યૂરોપિયનો વગર સનદે વેપાર કરવા લાગ્યા. ડેન્સ, ફ્રેન્ચ તથા પોર્ટુગીઝ આદિ કમ્પનીઓનો રાફડો ફાટી નિકળ્યો અને દેશની દારુણ દુર્દશા આવી પડી.

આવી સ્થિતિમાં મહેશરાય પણ મહા ગુંચવાડામા આવી પડ્યા. એક દિવસ બપોરના મહેશરાય નિદ્રા લેવા જતા હતા ઘરના અંદર-ના રમણીમહેલમા કેટલાક બૈરા એકઠાં થયા. પડોશણ દુર્ગા, તેની વહુ ચંચળા, લક્ષ્મી વગેરે સોગટાબાજી રમતા હતા. ગૃહિણી મહામાયા બાજુમાં બાજઠપર બેસી છોકરાનાં ઝભલાંપર ઝીક ટાંકતા હતાં, પરંતુ તેમાં તેમનુ ઝાઝું લક્ષ્ય હતું નહિ વચ્ચેવચ્ચે બાજી તરફ તે ધ્યાન આપતાં હતાં. કારણ કે જિત કોઇની જણાતી નહિ કલ્યાણી એકી-બેકી આળસ મરડતી ગીત ગાતી હતી માણેક, તારા બેઠા બેઠાં જોતાં હતા.

હિમુની સ્ત્રી લક્ષ્મીને ભારે સતાપ થતો હતો. માથાપર આડું ઓઢેલું, તેથી બરાબર જોવાય નહિ. તેમાં વળી અઢાર મહિનાનો નાનો છોકરો તેને ત્રાસ આપતો હતો. ઘડીમાં આવી તેના

ખોળામાં ભરાય, ઘડીમાં માથું ઉઘાડી નાખે, વળી પાછો કોડીઓ પકડે, આમ રમવામાં તે ખલલ કરતો હતો. ખાવાનું આપે તો તે બધા ગામમા વેરે. દાદીમા મારીશ કહે તો તે માને નહિ; પકડવા જાય તો રડે. બચી કરે તો ખડખડ હસે બડો તોફાની છોકરો હતો. દાદીમા તેને ધમકાવે શી રીતે? એ તો તેમને મન આખની કીકી હતો કલ્યાણીને તે આપો કે બહાર લઈ જાય. પણ જ્યારે બધાં રમવા બેસે ત્યારે બહાર જવાનું નામજ ન લે ત્યાંજ રમવાની તે હઠ લે ત્યારે કરે શું?

રમત પૂર જોશમાં ચાલી છે લક્ષ્મી અને દુર્ગા બાજી જિતવાની તૈયારીમાં છે કીકો લક્ષ્મીના માથાપરનો છેડો કાઢી ખેંચે છે. લક્ષ્મીનું તે તરફ લક્ષ્ય નથી. માણેક કહે છે કે "બા! તારી સાથે કોઈ દહાડો મારી જિત થઈ છે ખરી?" એવામાં ધાંધલ થઈ. મહેશરાયના ક્રોધસૂચક ઘાટા સંભળાયા, અને સઘળાં ચમક્યાં. માણેક બારણામાંથી જોવા લાગી મહામાયા ઉઠ્યાં. મહેશરાય અંદરના આંગણામા જણાયા

હેમેન્દ્રનું વય સત્તાવીશ અઠ્ઠાવીશનું થયું હશે. તે અત્યાર સૂધી એક પાઈ પણ પેદા કરી સંસારના કાર્યમાં તેને મદદ કરતો નહિ. એટલો વખત જહાંગીરનગરમા રહીને પણ તેણે કંઈ કર્યું નહિ. ઘેર રહીને રોટલા કૂટતો હતો, અને કુસ્તી જલસામા ધ્યાન આપતો હતો મહેશરાયથી હવે વધારે ભાર ખેંચાતો નહિ. તેઓ મનમાં વિચાર કરતા હતા કે, હિમુ કંઈ કરશે કે નહિ? બહારગામ જઈ કંઈ નસીબ અજમાવે તો ઠીક, એવો તેમનો વિચાર હતો. પરંતુ બહારગામ મોકલવાની વાત કરે કે, મહામાયા ચોર, લૂટારુનો ભય બતાવે અને રડવા બેસે તે તો એમજ કહે કે: "મારા એકના એક સોના જેવા છોકરાને કોઈ મારી નાખે તો? હજી તેનું વય કાચું છે; થાય છે, રળતો થશે. બહાર જવામાં હમણાં ઉતાવળ શી છે? નહિ મળે તો દાળ બાજરી ખાઇશું." મહેશરાય ઝાઝી જીદ કરતા નહિ, અને હિમુનું બહાર જવાનું થયું પણ નહિ.

આજ એક એવો બનાવ બન્યો કે, તેથી મહેશરાયના મનને દિલગીરી થઈ. વંશની માન મર્યાદા તો જાળવવી જોઇએ. એકાદ વર્ષ ઉપર હેમેન્દ્રના નાના પુત્રનું બોટણ કરાવતી વખતે ભારે ધામધૂમથી ખર્ચ કર્યું હતું. તે પ્રસંગે થોડાં નાણાં ઉધાર લાવવા પડ્યાં હતાં. તે વેળાસૂર ભરાયાં નહતાં. આજકાલ કરતાં ઘણા દહાડા વીતી ગયા. પણ આજ તેને એકાએક નાણાંની જરૂર પડી. તેનાં બેચાર વ્હાણ કલકત્તાથી આવવાનાં હતાં; પણ રસ્તામાં લૂટારુઓએ તે લૂટી લીધાં, અને ડૂબાડી દીધાં. નાણાં વગર બાકીનો માલ આવે તેમ ન હતો. વાણિયો

કહે; શેરીના ગપાટા સંભળાવે, આડોશી પાડોશીના બનાવો વર્ણવે; અનેક વિષયની સમાલોચના કરે–ટૂંક કહીએ તો અઠવાડિયે **'ગુજરાતી'** કે દરરોજ **'મુંબઈ સમાચાર'** જે કામ કરે છે, તે મહામાયા કરતી કારણ કે તે વખતમાં અખબાર હતાં નહિ. મોહોલ્લાના બીજા નોધનાર ખબરપત્રીઓ પણ ન હતા, રૂટરની એજન્સી પણ ન હતી આટલુ જ નહિ, પણ "આ કઢી તો ચાખો, આ મૂઠિયામા મરચું કેમ છે? અથાણું ઠીક છે કે નહિ?" કરી આગ્રહ કરી જમાડે. પણ આજે આમ કેમ? મહેશરાયે પૂછ્યું:– "આજ સુઈ કેમ રહી છે? શુ શરીર ઠીક નથી?"

મહામાયાએ જવાબ વાળ્યો નહિ; પાસુ ફેરવી સુઈ ગઈ.

"ક્યમ બોલતી નથી? આજ તો કેટલી બધી રાત થઈ ગઈ છે હવે કેમ વાળુબાળુ કરવાનુ છે કે નહિ?"

"છે તૈયાર. જમી લ્યો"

"એમ કેમ? તું શું ઉઠવાની નથી? શું થયુ છે કંઈ?"

કાંઈ જવાબ નહિ. કલ્યાણી એટલામાં ઉભી હતી તેને રાયે હાક મારી કલ્યાણી આવી એટલે તેને પૂછ્યુ.–"કલ્યાણી! આજ કઈ થયું છે કે શું?"

"મા ખાવાની નથી, અને બોલાવવાની ના કહી છે"

"કારણ શું?"

મહામાયાએ હવે ઉત્તર આપ્યો:– "થવાનું શું હતું? ગુસ્સો આવે ત્યારે કદી જ આઘુપાછુ જોવું નહિ જેમ આવે તેમ બોલી જવું બળ્યું! માણસના મોંમાંથી એવાં વાકય નિકળતા કેમ હશે?"

"કલ્યાણી! આજ થયું છે શું?"

"આજ હિમુએ ગુસ્સામાં ખાધુ નથી"

"ખાધુ નથી! શા માટે?"

"ખાવા આવે ત્યારે કોયલા આપજો એટલે ખાશે," મહામાયા બોલી.

"એક વાર કહેવાઈ જવાયું. હવે તેનું શું કરવુ છે?"

"તમારે શું? છોકરો બિચારો આખા દહાડાનો થાકેલો ખાવું છે, ખાવું છે કરતો આવ્યો, ત્યારે મારે કોયલા મૂકવા! મુઉ આટલે વરસે પણ મોત આવતું નથી કે મારે એવુ કરવું પડ્યું"

"તે હવે લઈ લેવાતા. બોલાયું, માણસ છીએ તે બોલાય પણ ખરું વારુ! પણ તેં બોલાવીને એને ખવરાવ્યું કેમ નહિ? જા! એને બોલાવી લાવ"

"એ મારું કહ્યુ અત્યારે નહિ માને તમે જાઓ ને બોલાવો."

"ના, ઉઠ. જો, એ ન ખાય તો મારાથી શી રીતે ખવાય?"

"ના, તમારાથી તો બધુએ થાય."

"ઉઠ, હવે ઝાઝી જીદ ન કર. તેને કંઈ ખવરાવ, લે ઉઠ," એમ કહી મહેશરાયે મહામાયાનો હાથ પકડી ઉઠાડી. તે ઉઠી અને ઉભી થઈ. વાંચનાર! એમ ધારતા ના કે બપોરે ગૃહિણીને જે હાર ખમવી પડી હતી, તેનો બદલો લેવાને આ સર્વ અભિમાન બતાવવું પડ્યું હતું. ના તેમ નહિ. હિમુએ ખાધુ નહિ, તેથી મહામાયાને ખરેખર માઠું લાગ્યુ હતું હિમુ તેને પોતાના દીકરાથી અધિક વહાલો હતો પણ શું કરે? વચન ધણીનુ પાળવું જ જોઇએ. આજકાલની સ્ત્રીઓ એવી આજ્ઞા ન પાળે, એ સંભવિત છે; પરંતુ તે સમયે સ્ત્રીઓ સ્વામીની આજ્ઞા પાળતી હતી, અને જેમ બને તેમ બુદ્ધિથી તેની કઠોરતા ઓછી કરતી હતી મહામાયાએ પણ તેમ કર્યું હતું. મહામાયાને વાસ્તવિક દુ:ખ લાગ્યું હતું હિમુ પણ નાદાન ન હતો. તેને બુદ્ધિ હતી. તેને માના કહેવાથી સૂઝ પણ પડી હતી. મહામાયા જે અભિમાનમાં સુતી હતી, તે સ્વામીના અનુરોધથી ઉઠી.

"આજ એટલું બધુ હિમુને ખોટું લાગ્યું?"

"ન લાગે બળ્યું? તમે કોયલા ખાવા મૂકવા કહ્યુ, અને મે તેમ કર્યું તે કેમ ખાય વારુ? તમને બોલતાં વિચાર પણ થતો નથી. જાઓ ભાત રાખ્યો છે, ખાઈ લ્યો"

"હિમુ શું નહિ ખાય?"

"આટલી રાતે હવે એ શું ભાત ખાશે?"

"તે નહિ ખાય ને હું ખાઇશ?"

"કેમ ગળે ભરાશે?"

અત્યાર સૂધી તો ઠીક હતું. હવે તો આ શબ્દો ખરેખર બપોરની હારનો બદલો લેવાને માટેજ કહ્યા. ખયર! આખરે એક ડબ્બામાંથી મગજ, પૂરી, મુઠિયાં, એક વાડકીમાં ઉન્હું કરેલુ દૂધ લઈ મહામાયા ત્યાંથી બહાર નીકળી. કલ્યાણીએ દીવો ધર્યો. મહામાયાએ હિમુની ઓરડી આગળ જઈ હાક મારી·—

"હિમુ! બારણાં ઉઘાડ વહુ બેટા! બારણું ઉઘાડ તો"

લક્ષ્મીપ્રિયાએ બારણું ઉઘાડ્યું. ઓરડાની અંદર દીવો બળતો હતો. બારણું ઉઘાડી લક્ષ્મી ખૂણામાં જઈ ઉભી. ઘોડિયામાં છોકરો ઉંઘી ગયો હતો મહામાયાને જોતાં જ હિમુ બેઠો થયો અને બોલ્યો·—

"બા! આટલી રાતે આ શું? તારા હાથમાં આ બધુ શું છે?"

મહામાયાએ હાથમાંના ખાવાના પદાર્થ નીચે રાખ્યા અને લક્ષ્મીને કહ્યું:—"વહુ બેટા! અહીં સાફ કરતો."

લક્ષ્મીપ્રિયાએ ચોકડીમાં સાફ કર્યું, પાણીનો લોટો પણ ભરીને

ત્યાં રાખ્યો, અને પાછી ખૂણામાં જઈ ઉભી રહી. મહામાયાએ હાથમાંનો સામાન નીચે રાખ્યો અને બોલી:—"હિમુ! ઉઠ તો વારુ."

"ના, મા, મારે ખાવું નથી."

"ખાવું નથી કેમ વારુ? તું ગાંડો થયો છે કે શું? તું નહિ ખાય ને એ ખાશે? કલ્યાણી સુદ્ધાંએ ખાધું નથી, સમજ્યો? લે ઉઠ હવે"

હિમુ ઉભો થયો. મહામાયાએ તેને હાથ ઝાલી નીચે બેસાડ્યો હિમુથી માને તરછોડાઈ નહિ.

"આટલી રાતે ખાઈશ તો મને પચશે નહિ, અને પેટમાં દુ:ખશે."

"જો હું તને પિરસું છું તે નહિ દુઃખે, સમજ્યો દીકરા? લે બેસ, જો"

હિમુ જમવા બેઠો મહામાયા દાબડામાંથી લાડુ, પુરી વગેરે મૂકવા લાગી હિમુએ ઘણું કહ્યું કે "મા! હવે બસ્સ! નહિ જોઇએ." પણ મહામાયા મૂકતી ગઈ, અને હિમુ ખાતો ગયો; આખરે વાડકી-માનું દૂધ પણ પી ગયો. હિમુ વાળુ કરી રહ્યા પછી મહામાયા બોલી.–

"હિમુ! દિકરા! જો હવે તેમને વરસ થયાં. પહેલા જેવું હવે તેમનાથી કામ થતું નથી; ગુસ્સો પણ આવી જાય. હવે તું એમનો થોડો બોજો હલકો કર. હવે કની દીકરા! ઝાઝું બીજામાં મન ન રાખ"

હેમેન્દ્રે ઉત્તર આપવા ચાહ્યું, પણ મોંપર વાકસ્ફૂર્તિ થઈ નહિ તેના મનમાં આજ બીજા વિચાર ઘોળાતા હતા. આજ તેના હૃદયમા પ્રબળ આન્દોલનો થતાં હતાં. આખરે તેણે ધીમેથી કહ્યું: "બા! તું ચિંતા કરીશ ના ઇશ્વિર કરશે તો હું ઘરનું દુઃખ દૂર કરીશ."

"તે તો તું કરીશ, બેટા! પણ એક વાર તું મનમા તેમ કરવાનો નિશ્ચય કર."

"મા! મે આજથી જ નિશ્ચય કર્યો છે"

"ભગવાન્ તારી મનઃકામના પૂરી કરશે, બેટા!"

મહામાયાએ ત્યાર પછી ઘોડિયામાં સુતેલા છોકરાની પાસે જઈ તેને ચુમી કરી પાછી ફરી.



## ષષ્ઠ પરિચ્છેદ

### ગૃહત્યાગ

રાત થોડી બાકી રહી, તે વખતે હેમેન્દ્રે લક્ષ્મી પાસેથી વિદાય માગી. આખી રાત સ્વામીસ્ત્રી બન્નેને જરાપણ નિદ્રા આવી ન હતી. આખી રાત બન્નેએ આંસુવર્ષણ કર્યું હતું. બન્નેનાં મન ઉદાસ હતાં.

હેમેન્દ્રને ઘર છોડી જવાથી દુઃખ થતું હતું. પત્નીને પોતાના સ્વામીના વિયોગનું ભાવી દુઃખ થતું હતું. પણ શું કરે? ઉન્નતિ માટે સ્વામી વિદેશ જતા હોવાથી તેને ના કહેવાય, એમ હતું નહિ. વળી સાસુ, સસરા, વડિલ વર્ગ માથે છત્રરૂપ હતાં ત્યાં તેને એવું કહેવા જેવું હતું જ નહિ. મન ઘણું તડફડ કરતું હતું, પરંતુ હોઠપર એક અક્ષર પણ ફૂટતો નહિ. કેવળ રડવામાં સારી રાત તેની ગઈ હતી. તેના મનમા દારુણ દુઃખ થતું હતું તેના મનમાં અનેક તર્ક આવતા હતા. વિદેશમા જઈ સ્વામી શું કરશે? કોણ તેમની સંભાળ લેશે? વળી રસ્તામાં જાતજાતનાં સંકટ પડશે, તે વખતે તેઓ શું કરશે? ચોર, લૂટારુઓનો ભય, જંગલી પશુ પ્રાણીઓનો ભય. તે સિવાય ખાવાપીવાનુ શું કરશે? એવી અનેક પ્રકારની ચિંતા લક્ષ્મીને થતી હતી એવી ચિંતામાં તે આંસુ સારતી, ઇશ્વરની પ્રાર્થના કરતી. ક્ષણ એક સુપ્ત સ્વામીના પાય તળાસતી હતી

હેમેન્દ્ર અર્ધ નિદ્રામા અનેક સ્વપ્નાં જેતો હતો તેના હૃદયમા તુમુલ તોફાન થતું હતું. આટલાં વરસ સૂધી નિરુદ્યમી બેસી રહી કંઈ કામ કર્યું નહિ—માત્ર ભારરૂપ થઈ પડ્યો, એની તેને ગ્લાનિ થતી હતી. જનકતુલ્ય કાકાની અવસ્થા થઈ હતી, ઘરની સ્થિતિ જોઇએ તેવી ન હતી, અને પોતે પણ તેને સુધારવાને આજ સૂધી કંઈ કર્યું ન હતું ખરેખર આ જન્મારો વૃથા છે. આ સબળ દેહ નકામી છે એવું તેને લાગતું હતું. તેણે મનમાં નિશ્ચય કર્યો હતો કે, ઘરને છોડી ચાલ્યા જવું; પરદેશમાં જઈ નસીબ અજમાવવું; અને તેમ કરવામાં શરીરનુ પતન થાય તોપણ તેની પરવા કરવી નહિ. ધનધાન્યપૂર્ણ વસુધરા, બુદ્ધિ, વીર્ય, ઉત્સાહની ચિર આશાકારિણી દાસી છે. કંઈ નહિ, થવાનું હશે, તે થશે. જોઈ લેવાશે. આ દુનિયામાં સાહસ વગર કંઈ મળતું નથી, તો પછી સાહસ ખેડવામાં વિલંબ શા માટે કરવો? ઇશ્વર છે, તે સર્વેની સભાળ રાખે છે. તે ઘરની પણ રાખશે.

વળી થોડી વાર પછી પાછા સ્ત્રીના વિચાર મનમા આવતા તેની સાથે જ તેનું મન ગળગળું થઈ જતું, આંખમાં આંસુ આવતાં ઘરબાર, મા, વડિલ, બાળક ફરી જેવા મળશે કે નહિ? પરદેશમાં શુ થશે ને શું નહિ, એવી કલ્પના તેને થઈ આવતી વિચારમાં ને વિચારમા તેણે રાત કાઢી. થોડી વેળા બાકી રહી. હેમેન્દ્રે લક્ષ્મીને પાસે બેસાડી તેનું સાંત્વન કર્યું; તેને આશા આપી; સમજાવી અને સાથે લઈ જવાનો સામાન કાઢી આપવા કહ્યું. હેમેન્દ્રે ઝાઝો સામાન સાથે લીધો નહિ. માત્ર પહેરવા જેવાં કપડાં અને દોરીલોટો તથા થોડો ઉપયોગી સામાન

એક ઝોળામાં બાંધ્યો; સારું ધોતિયું પહેર્યું, શરીરપર બંડી પહેરી, અને તેનાપર એક મિરજાઈ જામો પહેરી લીધો શયનગૃહમાં પણ, ઢાલ, તરવાર, બરછી, બન્દુક વગેરે હતાં. આમાંથી કંઈ પણ તેણે સાથે લીધુ નહિ; માત્ર એક જાડી ડાંગ સાથે લેવાને કાઢી. તે ડાંગની તડમાં લોહીની છાંટ જણાતી હતી. સર્વ તૈયારી થઈ, એટલે હેમેન્દ્ર ધોડિયામાં સુતેલા બાળકની પાસે ગયો અને તેના મુખનુ ચુમ્બન તેણે કેટલીક વાર કર્યું. છેવટે પોતાની સ્ત્રીને કહ્યું:—"હવે વખત થઈ ગયો છે, પ્રભાત થશે, જાઉ છું."

હરિ ! હરિ ! પ્રભાત થવા આવ્યુ છે. દિગ્મંડલમાં સર્વત્ર પ્રકાશ થઈ રહેશે, પણ અહાહા ! ઘનતર અંધાકાર અભાગિનીના ક્ષુદ્ર જગતને ગ્રસવા આવે છે.

લક્ષ્મીએ કંઈ જવાબ આપ્યો નહિ; માત્ર આંસુ સારતી સ્વામીના મુખ સ્હામું જોઈ રહી. હેમેન્દ્રે તેના બે હાથ કોમળ સ્કંધપર મૂક્યા અને અશ્રુમુખીના અધરનું ચુંબન કર્યું લક્ષ્મી સ્વામીના પાયે પડી અશ્રુવડે ચરણ ધોવા લાગી. હેમેન્દ્રનું પણ હૈયું ભરાઈ આવ્યું. તેણે તેને ઉઠાડી અને પોતાના વિશાળ વક્ષઃપર તેનું નવ પ્રફુલ્લ કમળવત્ મુખને રાખી, વિસ્તૃત કેશરાશિને સંયત કરતાં તેનુ આશ્વાસન કરવા લાગ્યો:—"જો, ગાંડી ! આમ શું કરે છે ? હુ થોડા વખતમાં પાછો ફરીશ. હું શું કરવા વિદેશ જાઉ છું ? મારા પોતાને માટે જાઉ છું ? ગાંડી, એમાં તારું પણ કલ્યાણ છે જો, રડ ના. ઈશ્વરની સ્તુતિ કર કે હું ધારેલું કામ પાર પાડી વહેલો ઘેર આવું."

આખરે લક્ષ્મી શાંત થઈ; સ્વામીને બને તો ખબર મોકલાવવાની પ્રાર્થના કરી, રજા આપી. હિમુ તેનાં પદ્મપલાશરક્ત અધરને છેવટનું ચુમ્બન આપી ગૃહ બહાર નિકળ્યો જેમ નિરવ રાત્રિએ એક પત્રપરથી બીજા પત્રપર ઝાકળબિન્દુ પડે, તેમ લક્ષ્મીની આંખમાંથી થોડાંક આંસુનાં ટીપાં તેના ગાલપર પડ્યાં.

શયન ગૃહમાંથી હિમુ બહાર નીકળી અંદરના મોટા આંગણામાં આવ્યો. બાજુમાં વડિલનું શયનગૃહ હતું હેમેન્દ્ર ત્યાં આગળ ઉભો રહ્યો; માથાપરની ચાદર ખુલ્લી કરી આંખો બંધ કરી, ઘરના ઉમરા બહાર માથું નીચું કરી, ઉઘતા વડિલ અને માતાને અનેક વાર પ્રણામ કર્યાં; ત્યાંથી દેવમંદિર પાસે આવ્યો; દરવાજો ઉઘાડ્યો. દરવાજો ઉઘડવાનો શબ્દ કાને પડતાં રાધામોહને કહ્યું —"કોણ ?"

"કોઈ નહિ. એ તો હું છું," હેમેન્દ્રે જવાબ આપ્યો.

"બાબુ ! દરવાજો ઉઘાડું ?"

"ના, પૂજારીજી ! એ તો હું ઉઘાડું છું."

એમ કહી હેમેન્દ્ર દેવમંદિરમાં જઈ દેવને પગે લાગ્યો, અને ત્યાંથી બેઠકખાનામાં ગયો. અહીં રામુ તેની રાહ જોતો હતો રામુએ જવાના ઉલ્લાસમાં આખી રાત જાગરણમાં જ કાઢી હતી સાથે લેવાનો અસબાબ એક બટવામાં બાંધી લીધો હતો. કમરે ગામોછો બાંધી, હાથમાં લાકડી પકડી, શહેરમાં જવાને તૈયાર થઈ રામધન બેઠો હતો તે મનમાં વિચાર કરતો હતો કે, આજ રાત લાંબી કેમ છે? હજી સૂધી દાદાબાબુ આવ્યા કેમ નહિ? શહેરમાં જવાશે ક્યારે?"

એટલામાં હેમેન્દ્ર ત્યાં આવી પહોંચ્યો. રામુ તેને જોતાંનીવાર બટવો અને લાકડી લઈ ઉભો થયો અને બોલ્યો:—"કેમ દાદા! વખત થયો કે?"

"હા, રામુ! તેં હાથ મોં ધોયા કે?"

"હું તો આખી રાત સૂતો જ કયાં છું?"

"એમ કેમ?"

"બિછાનામાં જઇને પડ્યો કે મુરઘી બોલતી સાંભળી એટલે મને લાગ્યુ કે રાત હવે પૂરી થઈ, ત્યારથી હુ પથારીમા બેસી રહ્યો"

"મુરઘી મધરાતે બોલે ખરી કે?"

"મેં જાણ્યુ કે સવાર થવા આવી હશે ત્યારે જ તે બોલી હશે"

"વારુ ત્યારે ચાલ."

રામુ તો જવાની રાહ જ જોતો હતો. બટવો ખાંધે ભેરવી લાકડી હાથમાં લઈ, 'શ્રી દુર્ગા' કહી બારણું ઉઘાડ્યું; બન્ને જણા ઘરની બહાર નિકળ્યા, બાગમા થઈ ચાલવા લાગ્યા જાત જાતનાં સુગંધી પુષ્પો ખિલ્યાં હતાં; શીતલ વાયુ પુષ્પની પરિમળ ચોરી વ્હેતો હતો. અંધકારમાં રસ્તો બરાબર જણાતો ન હતો એક ઝાડપર એક પક્ષિયુગલ માધુર્ય રેડતું હતું બાગ વટાવી તળાવની ધારે ધારે તેઓ ખેતર ભણી સીમના રસ્તા આગળ આવી પહોંચ્યા. હિમુ આગળ ચાલતા હતો, અને રામુ તેની પાછળ હતો. થોડેક દૂર ગયા પછી રામધન બોલ્યો –

"દાદા! જરા ઉભા રહોતો."

"કેમ વારુ? કંઈ ભૂલી ગયો છે કે શું?"

"ના, ના, એક કામ કરવાનું રહી ગયું, તે કરી લઉ"

એમ કહી તેણે થેલો અને લાકડી જમીનપર રાખ્યા, અને નીચો નમી વારંવાર પ્રણામ કરવા લાગ્યો

"મહેશરાયને પ્રણામ, આ માને પ્રણામ, આ ભાભીને પ્રણામ! આ કીકાને પ્રણામ!"

"અરે ઘેલા કોઈ કીકાને પ્રણામ કરતું હશે ખરું કે?"

"અરે ભૂલ્યો–ભૂલ્યો. એ તો કીકાને ખાંધે લીધો. પણ, દાદા! હવે કની કીકા કોને ઘોડો થવાનું અને હાથી થવાનું કહેશે? અને હવે એને પીઠપર કોણ બેસાડશે? ખરેખર! દાદા મને તો કીકો સાંભરીને રડવું આવે છે"

હેમેન્દ્રની પોતાની આંખમાં પણ ઝળઝળિયાં આવ્યાં. અજ્ઞાન અને અશિક્ષિત, પરંતુ સરલ હૃદયના, આ ધાત્રીપુત્રની મમતા અને અકૃત્રિમતા જોઈ તેના હૃદયમાં ઉચ્છ્વાસ આવ્યો; તે મનનો ભાવ સંવરણ કરી બોલ્યો:–

"શહેરમાં જઈએ છીએ, ત્યાં હાથીઘોડાના મોટાં રમકડાં મળશે તે આપણે લઈશું. **રામુ**! જો પરદેશમાં આપણી સારી જોગવાઈ થઈ ને નસીબે યારી આપી તો ખરેખરા હાથીઘોડા લઈશું. તેં **રસુલપુરની** કચેરીમાં મોટા દાંતવાળો હાથી જોયો છે ને?"

આ સુખમય કલ્પનાથી રામમોહનનુ મન ઘણું હર્ષમાં આવી ગયું અને તે બોલ્યો:– "દાદા! હું તો કની કીકા માટે એક બકરો લઈશ. તે દહાડે મેળામા જોયું કની, તે બકરો લેવાને માટે કેટલી હઠ કરતો હતો"

"વારુ તે પણ લઈશું **રામુ**! તેં સઘળાને પ્રણામ કર્યાં, પણ ધાઈમાને કેમ ન કર્યાં?"

"બુઢ્ઢીને? અરે તેને તો છેતરી પ્રણામ કરી લીધા હતા."

"છેતરીને શી રીતે?"

"જો શહેરમાં જવું છે માટે પ્રણામ કરું છું, એમ કહું તો બુઢ્ઢી કાઉવાઉ કરી મૂકે અને આખું ગામ ગજાવે, એટલે કંઈ બહાર જવાય ખરું? આખા ઘરનાને ખબર પડે, એટલે આપણું જવાનું રહે ઠેર"

"ત્યારે તેં શુ કર્યું?"

"બહારગામ જવાનુ, ક્યારે પાછા ફરાય ન ફરાય, તેનું ઠેકાણું નહિ. બુઢ્ઢીને પ્રણામ કર્યાં વગર જવું, એ પણ ઠીક નહિ. આખરે એની ઓરડીમાં ગયો, અને આમતેમ ફરતાં ફરતાં બુઢ્ઢીને પગે પડ્યો તેણે પૂછ્યું કે, 'આ શુ કરે છે?' મેં કહ્યું કે, 'કંઈ નહિ.' 'મારો પગ તો તને અડકયો નથી ને?' તેણે "ના" કહ્યું ત્યારે મેં કહ્યું કે, "હું જાઉ છું." એટલુ કહી ત્યાંથી ચાલી નિકળ્યો."

"એ જ છેતરવાનું કે?"

"હા, દાદા! પણ એમાં પાપ ખરું કે?"

"શાનુ? માને પ્રણામ કરવા, એમાં પાપ શું?"

"વારુ પણ, દાદા! એક પાકો વાંસ તો લીધો નહિને?"

"શહેરમાં જોઇએ એટલા મળશે. એક સારો જોઇને લઈ લેજે. ચાલ ઉતાવળો, નહિ તો પહોંચી નહિ વળાય."

બન્ને જણાએ જલદી જલદી પગ ઉપાડવા માંડ્યા. થોડે દૂર નહિ ગયા હોય, એટલામાં એક જબરો કૂતરો તેઓની પાસે આવી કૂદવા અને ગેલ કરવા લાગ્યો, અને અસ્ફુટ સ્વર કરવા મંડ્યો. રામુએ કહ્યું:-

"દાદા આ વાઘો આવ્યો છે."

વાઘો તો બે પાછલા પગ પર ઉભો રહી ગેલ કરવા લાગ્યો. બન્ને જણાએ તેને હાંકી કાઢવા પ્રયત્ન કર્યો, પણ તે પાછો જાય નહિ. લાકડી ઉગામે કે આઘો ખસી જાય, અને પાછો પાછળ પાછળ આવે.

રામુએ કહ્યું:- "દાદા! એને સાથે ન લઈ જવાય? જુઓને એ કેમે કર્યો પાછો ખસતો નથી ને?"

"જા, જા, ગાંડા! એને વળી સાથે લઈ જવાય ખરો કે? આપણે બન્ને જણ ઘર છોડી જઇએ છીએ, અને ઘરને સાચવશે કોણ? વળી કીકા એને નહિ જુએ તો રડશે નહિ કે?"

રામમોહનને હવે બરાબર સમજણ પડી. તેણે લાકડી ઉગામી, ભય દેખાડી કૂતરાને પાછો હાંક્યો. તે કેમે કર્યો જાય નહિ. અંતે રસ્તાપરના પત્થર લઈ ફેંકી તેને કાઢી મૂક્યો. આખરે બન્ને જણ નદીતીરે આવી પહોચ્યા. નદીપર હોડીઓ કિનારે બાંધેલી હતી. નાનાં ગામમા નદી વારંવાર ઓળંગવાનું ઝાઝું કામ હોતું નથી. એટલે હોડીવાળા કિનારે જ હોડી છોડી સૂવા જતા રહેતા. દૂર તિમિરાવૃત વૃક્ષો તારાખચિત આકાશમાં દૈત્યદળ સમાન ભાસતાં હતાં. હેમેન્દ્ર પોતાના ઘર તરફ મોં કરી વારંવાર મનમાં કંઇક બોલ્યો. તળાવપરના શિવમંદિરની છાયા તેના સ્મરણમાં આવી. ઇશ્વરને આ વંશપરંપરાથી ચાલ્યું આવતું ઘર સંભાળવા તેણે યાચના કરી.

પાછળ ફરી જોયું તો વૈશાખની શુકલ ત્રયોદશીનો અસ્તગામી ચંદ્ર પશ્ચિમના આકાશમાં અંતર્હિત થાય છે. આકાશમાં ઉડતા બે ચાર ચંચળ ચકોર મ્લાન ચંદ્રતેજ સાથે ખેલે છે. દૂર વૃક્ષપર કોકિલ મીઠા સ્વરથી દિગંત ગજાવે છે. શ્યામ દૂર્વાદલ, શોભિત વેલાઓથી વેષ્ટિત મનોહર નદીને કાંઠે રમણીય ભાસે છે. પ્રાત:સમીરથી થતાં વીચિભંગો નદીના વૃક્ષમાંના ચન્દ્ર તારાના પ્રતિબિમ્બને ચૂર્ણ કરે છે. હેમચંદ્રે વિલમ્બ કર્યો નહિ.

બન્ને જણ એક ક્ષુદ્ર નૌકાને છોડી તેમાં બેસી સામે પાર ગયા, અને નદી તટપર પાછી હોડીને રાખી દીધી. હેમેન્દ્ર ભાગ્યપરીક્ષાને માટે તે અરુણોદયને સમયે નદી ઓળંગી વિદેશયાત્રાને માટે બહાર પડ્યો.

## દ્વિતીય ખંડ-પ્રથમ પરિચ્છેદ

### પદ્માનું ઉત્ક્રમણ

વર્ષાનો પ્રારંભ થઈ ચૂક્યો હતો. પદ્માનદી બન્ને બાજૂએ પૂરી ભરાઈ ન હતી; પરતુ નવીન વર્ષાનુ નૂતન જળ પ્રબળ વેગથી વહેતું હતું. નદીની મધ્યસ્થ ચરભૂમિ અને રેતાળ કાઠાનો ભાગ પાણીથી ડૂબી ગયો હતો કોઈ કોઈ સ્થળે નદીની વચમાનો ઉચો ભાગ નદીના વેગની સામે ટક્કર લેતો, સ્રોતને બે ભાગમાં વહેંચી નાખતો હતો. નદીના તરંગો કેટલેક સ્થળે વક્ર જણાતા હતા. કેટલેક સ્થળે ઉડાણુ પાણીમા ભમરિયો આવતી હતી. નદીમાં વળી એક બીજો પણ દૃશ્ય જણાતો હતો. અનેક નૌકાઓ આવતી જતી હતી, કોઈ લગર નાંખતી, કોઈ સામાન ભરી જતી જણાતી હતી.

ધીરેથી સાવધાનપણે એક પ્રચડ ઘોડદૌડ જાતની નૌકા પદ્માપર ચાલતી હતી તેની આગળ ત્રણ ચાર નાની નૌકાઓ હતી. સઘળી નૌકાને પાળ હતી. જળનો વેગ મંદ ન હતો. સર્વ નૌકા ધીમે ધીમે ચાલતી હતી. નદીપારના ખેતરોમાં ગોવાળિયા ગાયો ચરાવવાનુ રહેવા દઈ નૌકાને જોવા ઉભા હતા. નદીમાં માછલી પકડનાર, લાકડીપર દોર બાધી ગળને નદીમા નાંખી, સૂર્યના તાપથી બચવાને માટે પછેડી માથે નાખી નદીતીરે બેઠા હતા. નદીના ઘાટપર કેટલાક સ્નાન કરતા હતા બાળકો નદીના જળમાં તરતા અને રમતા હતા. જેઓને તરતા ન આવડતું, તે ઘડો લઈ તરવાનું શીખતા હતા કેટલીક સ્ત્રીઓ નદીના તટપર બેસી માથું ધોતી હતી; કોઈ કપડાં ધોતી હતી, કેટલીક વધૂઓ પાણીના ઘડા ભરી લઈ જતી હતી. કોઈ લપસી જવાના ભયથી કોઇનો હાથ પકડી ચાલતી હતી.

ઘોડદોડ પાસે આવી લાગી. કિનારાપરના સર્વ જણ આશ્ચર્યથી તેના તરફ જોવા લાગ્યા. તેનુ હવા ફરફરતું નિશાન વાવટા, રંગેલ ચક નાખેલો વચલો ઓરડો, આ સર્વ એક બીજાને તેઓ બતાવવા લાગ્યા.

નૌકા ત્યા થોભી નહિ. તે આગળ ચાલવા લાગી. લગભગ ખરો બપોર થઈ ગયો હતો. એક સારું સ્થળ જોઈ નાવિકોએ તે નૌકાને ત્યા બાંધી. આ ઠેકાણે પહેલાં લોકો રહેતા હતા, પરંતુ પદ્માના પ્રબળ પ્રવાહમાં આ ભાગ નાશ પામી ગયો હતો. કેટલાક ત્યા ખંડેર હતા; બાકી વસ્તીનું નામ ન હતું. આબા જાંબુડી વગેરે ઝાડો હતાં. બીજી પાસે નાનું સરખું જંગલ નદીના કિનારા સૂધી વળગતું હતું. જાત જાતના જંગલી ફૂલો ખીલ્યાં હતાં. પવનમાં તેઓ હીચતાં હતા. કેટલાક વૃક્ષોના ફુલો

તો કાંઠાને એવાં અડોઅડ હતાં કે, પવનના જોરથી તેમનો નાજુક ભાગ પાણીના સ્રોતને સ્પર્શતો હતો.

વર્ષાદ પડવાથી ખેતર લીલાંછમ જણાતાં હતાં. ત્યાં પાણીના ભરાવાથી, લીલોતરી ફૂટી નિકળી હતી અને તેથી સમસ્ત જગા મનોહર ભાસતી હતી. અહીં એક પગથી ઘાસમાં જણાતી હતી. તેપરથી મનુષ્યોને જવાનો રસ્તો આ બાજૂએ હોય, એમ જણાતું હતું.

નદીના કાઠા પરના એક ઝાડ સાથે એ નૌકાને બાંધી, નાંગર નાંખ્યું. સાથેની નાની હોડીઓ છેક કિનારા સૂધી આવી ત્યાંજ તેને અટકાવી. કેટલાક આદમી નાની નૌકામાંથી નીચે ઉતર્યા અને મોટી નૌકામાંના માણસોને ઉતરવાની જોગવાઈ કરી. તેઓએ જનાનાને જવા-માટે પડદાની આડ કરી લીધી. પછી નૌકામાથી એક સંભ્રાન્ત પુરુષ કિનારે ઉતર્યો. તેનું વય લગભગ સાઠની ઉપર હશે. તેની મૂછો અને દાઢી સફેદ હતાં; શરીરનો વર્ણ ગૌર હતો. મુખનો ચહેરો લંબગોળ, આંખો ઝીણી પણ પાણીદાર હતી. તે જાતનો મુસલમાન હતો. કિના-રાપર થઈ જરા આગળ વધી, તે એક ઉપયોગી સ્થાન જોવા લાગ્યો. તેના ઉતરી રહ્યા પછી નૌકામાથી બેત્રણ પરિચારિકાઓ પણ ઉતરી.

તે પરિચારિકાઓએ ધરી રાખેલા પડદાની આડમાં બે સ્ત્રીઓ નીચે ઉતરવા લાગી. બહારથી તેમનું શરીર દેખાતું હતું નહિ. નૌકાની સીડી-પરથી ઉતરતી વખતે માત્ર તેમના પગનો થોડો ભાગ જણાતો હતો. બન્નેના પગ મેંદીના રંગથી જાણે રંગ્યા હોય તેવા જણાતા હતા; પરંતુ તેમા એકની ઉમર નાની હતી અને બીજીની મોટી હતી. જે નાની હતી, તે સીડીપરથી ઉતરી. તે વખતે સીડી સહેજ કંપી; પરતુ બીજી ઉતરનારનું શરીર પાતળું ન હતું, એટલે તેના શરીરના ભારથી સીડી હાલવા લાગી.

જે મોટી હતી તે ધીમેથી નીચે ઉતરી બોલી.—“ સુરત ! જા હું આવું છું.” નવીનાએ જવાબ આપ્યો.—“ચાલોની, અહી કંઈ પાણી વધારે નથી. પડી જવાથી ડૂબી જવાશે નહિ.”

બન્નેનું હાસ્ય પડદાની બહાર સંભળાયું.

ચિરબદ્ધ હરિણી ક્ષણિક સ્વતંત્રતા મળતાં વેગથી દોડવાને ચહાય, અને દોડતાં દોડતાં ઘણા દિવસના અભ્યાસ છૂટી ગયેલ પગ, ડગલે ડગલે ઠોકર ખાય, તેમ આ નવીનાની સ્થિતિ હતી. તેના શરીરમાં જુવા-નીનો ઉત્સાહ અને સ્ફૂર્તિ હતી; મુખપર હાસ્યરેખા જણાતી હતી, આખમાં વીજળી સમું તેજ હતું. તે નવીના ચપળતાથી નદીના કિનારે ચઢી, એક ઝાડની નીચે બેઠી. ત્યાંથી નદીનો અસ્ખલિત પ્રબળ વેગ, તેનાં નાચતાં તરંગ, દૂર ઝાંખું જણાતું ગામ, આસપાસના ખેતરોમાંની

હરિયાળી તથા કાંઠાપરના વૃક્ષોનો મનોમુગ્ધ દેખાવ તે આનન્દથી જોવા લાગી. જેમ ચિર પિંજરબદ્ધ સારિકાને ઘણી લાંબી મુદતે મુક્તિ મળતાં તેના આનંદનો પાર ન રહે, તેમ આજ આ નવીનાનો હર્ષ સમાતો નહિ. મોટીને તેવું કંઈ જ લાગતું ન હતું. તે પણ તેની પાસે આવીને બેઠી.

નવીના બોલી:–"બજુ! આવાં સ્થાન છોડી શહેરના નાના માર્ગ, અંધારું, અને મલિનતાને, શા માટે લોકો પસંદ કરતા હશે? ત્યાં શું આના જેવો આનંદ મળે છે?"

મોટીએ જવાબ આપ્યો–"તને ખબર નથી કે, હીરા, મણિ, માણેક જમીનની અંદર કે પર્વતની નીચે અધારામાં રહે છે?"

"બળ્યાં એ હીરા અને માણેક. આ ખુલ્લી હવાની બરાબરીમાં હીરા, માણેક આદિ શા વિસાતમાં છે અહીં બે ઘડી બેસવાથી કેટલો આનંદ થાય છે!"

"ખુલ્લી હવામાં તોફાનનો ભય રહે છે."

"જો બંદોબસ્ત પાકો રાખે તો પછી ભય શાનો રહે?"

"તને પંખિણીની માફક ઉડવું બહુ ગમે છે, નહિ વારુ?"

"હા, પાંખ હોત તો જરૂર ઉડત?"

"પણ તારે તો પિંજરામા પૂરાવાનું છે. એ ખબર છે કે?"

તું પિંજરું?"

તુ કેમ? મિરજાને ત્યાં તું પાંજરામા પૂરાઇશ, તેની તને ખબર ત્યાં પછી તને અજવાળું પણ નહિં મળે"

"અંધારામાં તો શયતાનનો વાસ હોય છે"

"એમ કે? તું મિરજાને શયતાન ધારે છે? એનું બે લોકમાં માન સારું છે, પૈસો છે; ઘર પણ જૂનું પ્રતિષ્ઠાવાન્ છે, ખયરાત છે, નોકર-ચાકર બાંદીઓ છે; જર છે, જાગીર છે."

"બધું હશે, પણ શયતાનની બૂનિયાદ છે."

"મૌલવી કુદરતઅલિ તો મોટા ધર્માત્મા હતા."

"શું ધર્માત્માના સતાન ધર્માત્મા જ પાકે છે? એવાને ત્યા કુલોક નિપજતા નથી?"

"કુલોક!!"

"હાસ્તો–બાપનો બધો પૈસો ખરાબ માર્ગે વપરાઈ ગયો; યશને પણ કાળુ કલંક લાગ્યુ. વારુ કરિમનબીબી વિષ ખાઈ મરી ગઈ કેમ?"

"તે તો ગાંડી થઈ ગઈ હતી."

"ગાંડી! હાસ્તો ગાંડી!! શા માટે તે ગાંડી થઈ ગઈ હતી?"

"જેનામાં સહનશીલતા ન હોય તે ગાંડું થાય, ન તો આત્મહત્યા કરે. સ્ત્રીઓમાં તો વધારે સહનશીલતા હોવી જોઇએ."

"ગળામાં છૂરી મારે તો તે સહન થાય, પણ જીગરમાં ઝીણી સોય ઘોંચે તો તે તો ખટકે"

"તે વખતે મિરજાનું વય નાનું હતું. જુવાનીનો જોશ હતો. હવે તે સમજણના ઘરમા આવી ગયેલ માણસ ગણાય. સદાકાળ કંઈ માણસ એવું ને એવું રહે છે થોડું?"

"તેનું વય તો ચાળીશ–બેંતાળીશનું થવા આવ્યું છે નહિ વારુ?"

"તેમાં શું થયું?"

"કંઈ નહિ, ખાલાજાન!" એટલુ કહી નવીના ઉભી થઈ, અને તે વયસ્કા રમણીને કપાળે ચુમ્બન કર્યું અને પળમાં ત્યાંથી દૂર સરી ગઈ. તેના કાનમાં ધારણ કરેલા હીરાના આભૂષણનો ઝગઝગાટ તેના ગાલપર પડવા લાગ્યો, અને તેના અનુપમેય લાવણ્યને વધારે દીપાવવા લાગ્યો. તે બોલી:—"ખાલામી! ઉપર ચાલને, આપણે આ બધું જોઇએ."

"તું જા, તારી સાથે મારાથી ચલાતું નથી. તું જા, હું ધીમે ધીમે આવું છું"

નવીના ધીમેધીમે ઊંચી તટભૂમિપર ચઢવા લાગી. મોટી હતી, તે પણ તેની પાછળ ઉઠી અને મનમાં બોલી કે:—

"ઇશ્વિર જાણે! કોણ આ ચંચળ હરિણીને વશ કરશે અને પૂરશે?"

નૌકામાંથી એક દાસી પાન લઈ આવી. મોટી હતી, તેણે સોનાની ડબ્બીમાંથી એક પાન લીધું, અને બીજું પાન, નવીના તરફ આંગળી કરી તેને આપવા કહ્યું, અને પોતે તેની પાછળ ચાલી. તટપરનો તે ઉંચોનીચો ભાગ ચઢી, ઉતરી, એક ઝાડના થડ પાસે આવી. અહી આવતાં તેને વાર લાગી, પણ દાસી તો તેના પહેલાં આવી પહોંચી હતી. દાસી પાનની ડબી હાથમાં લઈ ઉભી રહી હતી. નવીના મુગ્ધ નેત્રે દૂર નજર કરતી કંઈ જોઈ રહી હતી. દૂર એક વિશાળ વડના ઝાડતળે નવીનાના પિતા એક યુવકની સાથે વાત કરતા હતા. તે યુવકની દૃઢ, બલિષ્ટ, સુઘટિત, ગૌર દેહ, વિશાળ વક્ષ, ગૌર અને ગોળ મુખ, અણીદાર આંખ, શૌર્યશાલી ચહેરો, મન હરણ કરતાં હતાં. તેના માથાપરની બાબરીના વાળ છૂટા પવન સાથે ખેલતા હતા. મોટી પણ ક્ષણભર તે તરફ જોઈ રહી, અને મનમા બોલી: "આ યુવક ગમે તે હો, પરંતુ તેનું દેહૈશ્વર્ય ખરેખર ચિત્તમુગ્ધકારી છે." એમ વિચાર કરી નવીનાના પૃષ્ઠ ભાગને સ્પર્શ કરી બોલી:–

'કેમરે, શું કરેછ? આમ રસ્તામાં દિલફરેશી કરવાની કે?"

નવીના શરમાઈ. તેના ગાલપર શેરડા પડ્યા. તે બોલી:- "જાઓ, જાઓ, ખાલાજાન! આમ શું મશ્કરી કરતાં હશો?"

"મશ્કરી!"

"મશ્કરી નહિ તો શું?"

"વારુ, તારી મરજી નહિ હોય તો નહિ કરું."

દાસીએ નવીનાને પાન આપ્યું તે તેણે ખાધુ અને તેઓ સર્વે ત્યાં બેઠાં.



## દ્વિતીય પરિચ્છેદ

### બે બાંદીઓ

નવ્વાબ સૂજા-ઉદ દિનના અમલમાં ત્રણ ઉદ્યોગી પુરુષો ભાગ્યપરીક્ષાને માટે બંગાળની રાજધાનીમા આવી વસ્યા હતા. ત્રણે જણ ઉચ્ચ કુળના, શિક્ષિત, અને ઉદ્યોગી હતા. ત્રણે જણ લગભગ એક જ અરસામાં નવ્વાબ સરકારની નોકરીમા દાખલ થયા હતા. તેઓ અલિવર્દીખા અને તેના વડિલ બંધુ હાજી અહમંદખાં નવ્વાબની પ્રીતિ સંપાદન કરી શકયા હતા. ભાગ્યલક્ષ્મીની કૃપાથી આગળ જતાં અલિવર્દીખા બંગાળા, બિહાર, અને ઓરિસાનો નવ્વાબ થયો. ત્રીજા પુરુષનું નામ અહમંદ કાસમ અલિખા હતું. તે નવ્વાબના અમલમા વિશેષ પ્રતિષ્ઠા મેળવી શકયો નહિ. તેનું મન પણ એ દિશામા વિશેષ ન હતું. ઢાકા અને જલાલપુર વિભાગમા મોટી જમીનદારી પ્રાપ્ત કરી તેની રક્ષામાં, શાસનમાં, ધર્મચર્ચા, અને વિદ્યાલોચના કરવામાં તે પોતાના દિવસો નિગમન કરતો હતો. નવ્વાબ અલિવર્દીખાં સાથે તેને સંબંધ હતો. મુર્શિદાબાદના અનેક અમીર ઉમરાવ સાથે તેને પરિચય હતો. ઘણાકની સાથે તેને ગાઢી મિત્રતા પણ હતી. તે વખતોવખત મુર્શિદાબાદમાં આવીને વસતો પણ હતો.

નવ્વાબ અલિવર્દીખાંએ જ્યારે પોતાના દૌહિત્ર મિરજા મહમંદખાને ભાવી ઉત્તરાધિકારી નિમ્યો, ત્યારે તેનો બીજો જમાઈ નવાજેશ મહંમદખા જે ઢાકાનો શાસનકર્ત્તા હતો તેને પોતાની ભાવી ઉન્નતિને આડ આવતી જણાઈ. હકુમતનો ભાર પોતાના દિવાન હુસેન કુલિખાને સોંપી, તે નવ્વાબના કાર્યપર નજર રાખવા મુર્શિદાબાદ રહેવા લાગ્યો. પેસ્કાર રાજવલ્લભ એ જ વાસ્તવિક રીતે તો ઢાકાનો શાસનકર્ત્તા થયો. રાજવલ્લભે પોતાના માલકના લાભને માટે અનેક નાના પ્રયત્નો આરંભ્યા. રાજવલ્લભના કાર્યપર પ્રતિદષ્ટિ રાખવાને માટે નવ્વાબ બહાદુરે કાસમઅલિખાને ઢાકા રહેવા ફરમાવ્યું.

કાસમઅલિખાને આ સંસારમાં માત્ર એક જ સંતાન હતું, અને

તે તેની પુત્રી સુરતઉન્નિસા હતી. સુરતને પાંચ વર્ષની મૂકી તેની મા પરલોકવાસી થઈ હતી. કાશમઅલિખાંએ ત્યાર પછી ફરીથી લગ્ન કર્યું ન હતું. તેની દૂરની સગપણની એક બાઈ સુરતનું લાલનપાલન કરતી હતી, અને તેણે જ તેને નાનેથી મોટી કરી હતી. આગલા પ્રકરણમાં આપણે જેને નવીના તરીકે જોઈ હતી, તે જ સુરતઉન્નિસા હતી, અને જે મોટી વયની સ્ત્રી તેની સામે હતી તે તેની પ્રતિપાલિકા સરિફ-ઉન્નિસા બેગમ હતી. લોકો તેને સરિફન બેગમ કહેતા હતા. સુરત તેને 'ખાલાજાન'થી સંબોધતી હતી. સુરતની ઉમર પંદર વર્ષની થઈ ત્યારે પિતા તો રાતદિવસ ધર્મચર્ચા કર્યા કરતા હતા, અને લગભગ સંસારત્યાગી જેવા હતા. પોતાની દીકરીનું વય મોટું થતું જાય છે, અને તે હવે વિવાહ યોગ્ય થઈ છે, એ વાત તરફ કાસમઅલિખાંની વિશેષ દૃષ્ટિ ન હતી. વળી એમ પણ હતું કે, તે એકની એક છોકરી હતી. જલદી વિવાહ કરી પારકે ઘેર મોકલવાથી ઘર સ્મશાનસમાન શૂન્ય થઈ જશે, માટે તેના વિવાહમાં વિલમ્બ થતો હતો.

આણી તરફ સુરતના અસામાન્ય રૂપ અને લાવણ્યની વાત ચારે તરફ ફેલાતી જતી હતી. એક અંત:પુરથી બીજામાં, અને બીજામાંથી ત્રીજામાં, એમ અનેક બાંદીઓને મ્હોંએ સુરતના રૂપ, ગુણ, શિક્ષા વગેરેની સઘળી વાત છૂપી રહી ન હતી. ઘણે ઠેકાણેથી તેના વિવાહનાં માગાં આવવા લાગ્યાં હતા, પણ ખાંસાહેબને એમાંનું એક પણ પસંદ આવ્યું નહિ.

એક વખતે કવેળાએ એક સ્ત્રી ખાંસાહેબના અંત:પુરમાં આવી દાખલ થઈ. આવનારનું વય ત્રિશેક વર્ષનું હશે. તેના મુખનો વર્ણ સહેજ ગૌર હતો; પરંતુ તે ઝાંખો પડી ગયેલો હતો અને શરીર પણ સહેજ સ્થૂલ હતું. તેના હાથેપગે મેંદી લગાડેલી હતી; ઓઠ પાનથી રાતા હતા. સુરતની બાંદી પ્યાર અંદરના બારણામાં બેઠી બેઠી માળા સમારતી હતી, ત્યાં આ સ્ત્રી આવી ઉપસ્થિત થઈ.

પ્યાર બોલી:– "કોણ છે રે તું?"

તે સ્ત્રીએ તરત જવાબ આપ્યો નહિ; પરતુ પ્યારના મુખ સામું એક ટશે જોઈ રહી.

પ્યાર ફરીથી બોલી.– "કોણ છે? કોનું કામ છે?"

આવનાર પહેલાં પ્રમાણે પ્યારની સામું જોઈ રહી બોલી·– "હું–અરે એ તો એ જ !–હા, તમે પ્યારબીબી કે નહિ?"

પ્યારે આવનારના તરફ લક્ષપૂર્વક દૃષ્ટિ કરી. તેના શરીરે આવ-નારને જોઈ જાણે કાટાં ખૂંચવા લાગ્યા. તે બોલી:–'કોણ? પન્ના કે?"

"અલિ ! આટલી વારે ઓળખાણ પડી ! ધન્ય ભાગ્ય મ્હારાં !"

પ્યાર મનમાં બોલી· રાંડ કાળકા! હજી સૂધી જહનમમાં ગઈ નથી? કાળાં મ્હોની અહિ ક્યાથી આવી? પ્રકટપણે તે બોલી:– "તને ન ઓળખું, એમ બને ખરું કે? તું તો મુર્શિદાબાદમા હતી ને?"

"પાંચ છ વરસ પર હતી; પણ મન ત્યાં ટક્યું નહિ. હવે અહી પાછી ફરી છું."

"અહી ક્યાં આવી રહી છું?"

"મિરજાના નાના તરાપામા. હુ તો, અલિ! મિરજા ગુલામ-અલીને ત્યાં બાંદી છું."

"એમ કે? બેગમ સાહબાની નેક નજર તો છેને?"

"બેગમ સાહબા તો આ દુનિયા છોડીને ચાલ્યાં ગયા.'

"કરિમન બેગમ? હાં. હાં. જહરથી?"

"હા."

"બાપુ બેસની."

"આટલો વિવેક કરે છે? ઠીક બાઈ! તારો ગુસ્સો હજી સૂધી ગયો નથી શું?"

"હવે બહુ થયું. ચાલાકી રહેવા દેની. તારાપર ગુસ્સો! હોય તો પણ તે ક્યાં સૂધી રહે? તું થોડી ગુસ્સાને લાયક છે?"

"પ્યાર! તું હવે મનમાનતી મોટી બાંદી થઈ છે કે નહિ? તે તું કહીશ?"

"કોની મનમાનતી બાંદી? ખાંસાહેબ તો મારા પિદર સમાન છે. હું તો સુરતઉન્નિસાની બાંદી છું."

"આ માળા કોની છે?"

"તેની. તું ક્યા જવા નીકળી છું?"

"કંઈ નહિ, અહિજ આવી છું."

"કેમ?"

પન્ના પ્યારના સામુ જોઈ રહી તે બોલી:—"કાંઈ ખોળવાને માટે"

"અહી કોઈ બાંદીની જરૂર હોય એવું તો સાંભળવામાં નથી."

પન્ના હસીને બોલી·—"હું કંઈ મુલાજમી શોધવા નથી આવી, સમજી? મિરજાંને માટે બેગમ શોધવા આવી છું."

"બેગમ! અહીં કયી બેગમ છે?"

"વારુ! પણ આ માળા કોની ગુંથે છે?"

"સુરતબીબીની, બીજા કોની!"

"એમ! તારી સુરતબીબી દેખાવમાં કેવી છે વારુ?"

"એનો જોટો આ દુનિયામાં જડે નહિ એવી છે, જન્નતની હૂર છે."

"ઉંમર કેટલી છે?"

"પંદર–સોળ."

એટલામાં તંતુ વાદ્યનો મધુર સુર હવામાં તરતો તરતો ત્યાં સંભળાયો.

"અલિ! એ! આ કોણ વગાડે છે?"

"જીન્નતની હૂર."

"હં! હૂરનાં દર્શન થશે ખરાં કે?"

"શા માટે નહિ? તું આંખે આંધળી તો નથી ને? મોઈ બેસ તો ખરી. આ માળા તૈયાર થવા દે. જરા પાનબાન ખા."

**પ્યારે** પોતાની પાસેનો પાનનો ડબ્બો તેની તરફ સરકાવ્યો. **પન્ના** પાન કરવા લાગી, પાન કરતાં કરતાં તે અમૂલ્ય માળાને નિરખવા લાગી એટલું જ નહિ, પણ ચારે તરફ પોતાની નજર ફેરવવા લાગી. **પ્યાર** મનમાં બોલી:–"મુઈ રાંડ! આજ અહિં કયાંથી આવી?" શું સમજતી હશે, એ એના મનમા? જે ઘરમાં એના ડેરાતંબું, ત્યાં શું **પ્યાર** બાંદી જશે કે? **સુરત**બીબીને ત્યા મરવા જવા દેશે કે?" પ્રકટ રીતે તે બોલી·–"**પન્ના**! ખરેખરું કહે, તું શા માટે આવી છુ?'

"અલિ! કહ્યું તો ખરું. તને એટલી પણ ખબર પડતી નથી કે, આખા મુલ્કમાં આજકાલ **સુરત**બીબીના રૂપની ખ્યાતિ પ્રસરી રહી છે? આખા **બંગાળા**માં એના જેવી ખૂબસુરત યુવતી બીજી નથી. **મિરજાં**એ મને તેને જોઈ આવવા કહ્યું છે, સમજી?"

"તો શું **મિરજા** ફરીથી લગ્ન કરવાના છે? ઘરમાં ત્રણ બેગમો તો મોજુદ છે ને?"

"તેથી શું? તે કંઈ **સુરત**બીબી તુલ્ય આવે એમ છે? **મિરજાં** તો શોખીન જીવ છે. વાસી ફુલને કોણ સંઘરે? એ બધી **સુરત**બીબીની બાંદીઓ થશે."

**પ્યાર** મનમાં બોલી –"અને તું એ બધાનાપર રાજ્ય કરીશ? આ તો એમ જ સમજે છે કે, **સૂરત** એના **મિરજાં**ને પરણવાની રાહ જોઈ બેસી રહી છે." પ્રકટ રીતે તે બોલી:—"અલી એ તો ઠીક, પણ મુઈ મારું શું થશે?"

"તું પણ બાંદી થઈ સાથે આવજે, ત્યાં જેવુ સુખ છે, એવું બીજે કયાય મળશે નહિ."

વળી **પ્યાર**ના મનમાં વિચાર આવ્યો કે, "શુ મરવા ત્યાં આવું? મૂકને અંગાર તારા મોંમાં. રાંડ કાળકા! તારી તાબેદારી વેઠવા હું આવીશ કેમ?" પ્રકટપણે ધીમે તે બોલી·—"ચાલ ઉપર જઈએ, માળા પૂરી થઈ. તું આજ જે જોઇશ, તે કોઈ દહાડો નહિ જોયું હોય. સમજી?"

બન્ને જણાં સીડી ચઢવા લાગ્યાં; બારણાં આગળ આવી પહોંચતાં તેમના કાનમાં પીયૂષવર્ષણ થવા લાગ્યું. પાસેના ખંડમાં કોઈ યુવતીનો મિષ્ટ કંઠ, સારંગીના શ્રુતિ સુખાવહ સ્વર, અને ગદ્‌ગદ્‌ ગીત ધ્વનિ તેમના કાનમાં પ્રવેશ કરવા લાગ્યાં. તેઓ આગળ વધી તે ઓરડાના દ્વાર નિકટ આવ્યા ત્યારે તે વધારે સ્પષ્ટ રીતે તેમને સંભળાવા લાગ્યો. ગીત ચિત્તદ્રવકારી હતું.

બાદશાહ જોરમે મારા દર ગુજર,
મા ગોનાહગારિમ્ તુ આમરજગાર.

*    *    *    *    *

પ્યાર અંદર દાખલ થઈ અને પન્નાને આવવા ઈશારત કરી. પન્ના પણ અંદર દાખલ થઈ. દાખલ થતાં તેણે જોયું કે, દૂધસમાન સફેદ વસ્ત્ર ધારણ કરેલી, કોમળ બિછાનાપર સારંગી સાથે અપૂર્વ લાવણ્યવતી એક સ્ત્રી બેઠી હતી, તેના માથાપર કાળાભમર સરખા કેશ, વાંસે, ખભે તથા ગળાપર વેરાયા હતા; તેનું સુંદર ગૌરમુખ કેશરાશિમા મેઘમુક્ત ચંદ્રબિમ્બ સમાન શોભતું હતું; તેની આંખો ગીતના ભાવતરંગમાં વહેતી થોડી મિચાયલી હતી; તેનાં કાનમાંનાં હીરાના આભૂષણ નિબિડ કૃષ્ણ કેશમાં વિદ્યુત્ છટા માફક ચમકતાં હતાં; ગીત ગાતા તેના વિકસિત અધરમાંથી કુન્દશુભ્ર દંતપક્તિ મોતીનું લાવણ્ય લજાવે તેવી હતી. એકાંતમાં આ દિવ્ય પરિનાં દેહનું લાવણ્ય જોઈ પન્ના અવાક ઉભી રહી. તે મનમાં વિચાર કરવા લાગી કે, શું આ કોઈ દિવ્ય સુંદરી છે કે યુવતી સુરત–ઉન્નિસા?

તરુણી સુરતઉન્નિસા પણ, પ્યારની સાથે બીજી સ્ત્રી જોઇને સહેજ શરમાઈ; સારંગીને શય્યાપર દૂર સરકાવી, સરી ગયેલા વાળને હાથવતી ઠીક કર્યાં, શરીરપરનાં વસ્ત્ર પણ યથાસ્થાને સમાર્યાં અને પછી બોલીઃ–

"પ્યાર આ કોણ છે?"

"એનું નામ પન્ના છે. મારે ને એને ઘણા વખતથી ઓળખાણ છે. આજ ઘણે દિવસે તે મને મળવા આવી છે."

સુરતે આવનારને હસતાં હસતાં બેસવા કહ્યુ અને પૂછ્યું:-"તમે આ શહેરમાં રહોછ?"

"જી, હા, હુ મિરજા મહંમદની બાદી છુ."

"આ તરફ શું કંઈ કામ માટે આવી છું?"

"જી, કામ તો કંઈ જ નહતું. પરતુ, બીબીસાહબા! આપના હુસ્નની તારીફ મિરજાંસાહેબના કાન સુધી પહોંચવાથી આપના દિદારનાં દર્શન કરી આવવા તેમણે મને ફરમાવ્યું છે."

સુરતના ગૌર મુખવર્ણપર રતાશ આવી. તે બોલી:–"હં: દિદાર જોયું ?"

"જી, બીબીસાહબા" આપના જેવું હુસ્ન આ જહાંમાં કોઇને નહિ હોય! જીન્નતની હૂરમાં એવુ રૂપ સભવે છે."

"તો તેં શું આ દુનિયાની બધી સ્ત્રીઓ જોઈ છે ?"

"જો દુનિયામાં કોઈ એવી રૂપવતી હોત તો મુર્શિદાબાદના નવ્વાબ સરકારના જનાનામાં અવશ્ય જોવામાં આવત. પણ તે ઠેકાણે પણ આપના જેવી રૂપસુંદરી નથી."

પ્યારે પૂછ્યું:–"તારા મિરજાનાં જનાનખાનામાં તો છે ને ?"

"છી: એ તો બીબીસાહબાની બાંદી થવાને પણ યોગ્ય નથી."

આમ કેટલીક વાતચીત થઈ. વાક્‌વિદગ્ધા પન્નાના ચાટુવાક્યથી સુરત શરમાઈ ગઈ હતી, અને તેને ખોટું પણ લાગ્યું હતું.

છેવટે સુરતને સલામ કરી પન્ના જવા ઉઠી. ઉઠતાં ઉઠતાં તે બોલી કે:–"બીબીસાહબા! ઇજાજત ચાહું છું; આ જ આપનાં દર્શનથી મને ઘણો આનંદ થયો. ઇશ્વર કરશે ને જીવતી રહીશ તો વળી જોઇશ."

પ્યારના સામું જોઈ તે બોલી.–

–"પ્યાર! હુ પહેલી જ વાર આવી છું. મને જરા રસ્તો બતાવ. હેઠળ સૂધી મૂકી જા તો."

સીડી ઉતરી બહારના ખંડમાં આવી પન્ના બોલી.–"આજ તો જાઉ છું. આ સોનાની ચલ્લી, તું મદદ કરે તો, ગિરફ્તાર થઈ શકે એમ છે. જો, અલિ! મિરજા કંઈ જેવું તેવું માણસ નથી. મોટા માણસ ખુશી થાય તો ન્હાલ કરી નાંખે સમજી? સરત રાખજે. શું કહું છું? ભૂલતી ના. એમાં તારો લાભ છે."

પન્ના ચાલી ગઈ. પ્યાર વિચારમાં ને વિચારમા ત્યાં ને ત્યાં જ ઉભી રહી. તે મનમાં વિચાર કરવા લાગી:–"મુઈ! આ રાંડ દુષ્ટા અહીં ક્યાંથી આવી? પૈસાની લાલચ બતાવી મને ફોસલાવવા માંગે છે. સુરતને મિરજાને ત્યાં ફસાવવા ઇચ્છે છે? એક વાર સુરતબીબી સાથે વાત કર્યા પછી એની વાત. જોઉ છું કે, એ પ્યારને કેવી પહોંચી વળે છે?" થોડી વાર પછી પ્યાર સુરતના વાળ હોળવા ગઈ. સુરતની માથાની લટ તે છૂટી કરવા લાગી. પાસે આયનો પડ્યો હતો, તેમાં સુરત પોતાનું મ્હોં જોતી હતી. જોતાં જોતાં તેણે પૂછ્યું:– "પ્યાર! એ બાંદી શા માટે અહીં આવી હતી?"

"એ તો મિરજા મહંમદની બાંદી છે."

"તેની સાથે તારે ઓળખાણ છે?"

"પહેલાં હતું."

"કેવી છે એ ?"

"પાણી ખાધેલ છે."

"શા માટે આવી હતી ?"

"તમને જોવાને."

"મને એ શા માટે જોવા આવે ?"

"મિરજા મહંમદની બાંદી કહ્યું તો ખરું"

"તેથી શું ?"

આયનામાં સુરતનું પ્રતિબિમ્બ જોતી પ્યાર બોલી:–"મિરજાની બેગમ મરી ગઈ છે, તે સાભળ્યું નથી શું ?"

"તે તો આખું ગામ જાણે છે. તેણે વિષ ખાઇને આત્મહત્યા કરી હતી. ઘણુંએ બીજુ તેના સબંધમા સાભળ્યુ હતું. આશ્ચર્યની વાત તો એ છે કે, ભલી એ એટલું અપમાન સહન કરી એટલો વખત જીવી !"

પ્યાર વાળ ગુંથતાં ગુથતાં ચૂપ રહી.

સુરત બોલી:– "કેમ રે જવાબ દેતી નથી કે ?"

"મિરજા ફરીથી લગ્ન કરવા માગે છે."

"પણ બીજી બેગમો તેને ક્યાં નથી ?"

"ત્રણ–છે. પણ પન્ના તો આપને જોવા આવી હતી."

"શા માટે ?"

વાળ ગુંથવાના પૂરા થવા આવ્યા હતા. પ્યારે કહ્યું:–"બળ્યું ! એમ વારે વારે શું પૂછતાં હશો ? આખા ગામમાં આપના રૂપગુણની વાયકા ફેલાઈ છે. પન્નાને તમારુ મન જોવા મોકલી હશે. મિરજાની–તેની ઇચ્છા આપને બેગમ બનાવવાની છે."

પ્યારે આયનામાં જોયું તો સુરતનો ચહેરો ચમકી ગયેલા જેવો જણાયો. તેની આંખોમાંથી ઘૃણાસૂચક અગ્નિ બહાર નિકળ્યો. જેમ કોઈ પાસે પડેલા અપવિત્ર દ્રવ્યને સ્પર્શ કરે અને શરીરને રોમાંચ થાય, તેમ સુરતની પુષ્પલતાસમ દેહ સંકુચિત થઈ. પ્યાર પણ છોભીલી પડી ગઈ, પરંતુ થોડી વારે બોલી – "પણ, બીબીસાહબા ! મિરજાનું કુટુમ્બ ઉંચું અને પ્રતિષ્ઠાવાન્ છે."

સુરતે પ્યારના તરફ મ્હોં ફેરવ્યું અને સ્નેહસિક્ત ચહેરે અતિ કોમળ અવાજે તે બોલી.–"પ્યાર ! હું તને દાસી કે બાંદી માફક ગણું છુ ?"

પ્યારના અંતઃકરણમાં પણ ઉચ્છ્વાસ આવ્યો. તેણે જવાબ દીધો: "બીબીસાહબા ! આપની એ મમતા હું જાણું છું. આપ મને એ પ્રમાણે નથી ગણતાં. પરંતુ આપની બાંદી થવામા, આપની ગુલામીમાં

જે સુખ અનુભવું છું, તે બાદશાહની બેગમ થવામાં પણ મળે એમ નથી. હું ચિરકાળ આપની દાસી તરીકે રહેવા ઇચ્છું છું."

ચોટલો બંધાઈ રહ્યો એટલે સુરત ઉઠી ઉભી થઈ; થોડી પળ તે પ્યારની સામુ ટીકીને જોઈ રહી અને પછી બોલી: "પ્યાર! જોજે ખરીથી, એ બાંદી આ ઘરમાં પગ મૂકે નહિ."

"જો આપની એવી ઇચ્છા હશે તો એના શા ભાર છે કે અહીં તે પ્રવેશ કરી શકે"

સુરતે પોતાનું ગુંથેલું, કબરીથી શણગારેલું માથું પ્યારની ખાંધ-ઉપર મૂકયુ, અને પછી પ્યારને બાઝી પડી તેને એક ચુમી લીધી.



## તૃતીય પરિચ્છેદ

## વિવાહવિચાર

જે સમયની આપણે વાત કરીએ, છીએ તે સમયે મિરજાં વંશનો મેરજા ગુલામ અલી અમીરી લોકવાયકામાં વધારે આવ્યો. જહાંગીર નગરમાં જ્યાં ત્યાં એનું નામ સર્વના મોંમાં હતું. નાની વયમાં તે અતુલ સંપત્તિનો અધિકારી બન્યો હતો. તેને કોઈ કહેનાર કાવનાર હતું નહિ. નરિજનોના સંસર્ગથી તે ખરાબ બન્યો હતો. તેની ભયાનક ઉચ્છૃંખલ વૃત્તિ ધોધની માફક ફૂટી નિકળી હતી. થોડા વખતપર તેની મુખ્ય બેગમે આત્મહત્યા કરી હતી. સુરતઉન્નિસાનું અપૂર્વ રૂપ લાવણ્ય તેને કાને ગયું હતું. તેની સાથે પાણિગ્રહણ કરવાની વાત તેણે પોતાનાં માણસોદ્વારા કાસિમઅલિખાને પહોંચાડી. મિરજાંનું કુળ ઉંચું હતું; માન, આબરુ અને પૈસો પણ હતો; પરંતુ તેના ચરિત્રની વાત કાસિમ અલિખાંથી અજાણી ન હતી. તેનું મન ભારે અસુઝણમાં પડ્યું. તેની સાથે દીકરીનો વિવાહ કરવો કે નહિ, એનો એને નિશ્ચય થતો નહિ. મિરજાંના કલંકની વાતથી તેનું મન ખચકાતું હતું. એક દિવસ તેણે સરિફન બેગમને બોલાવી પૂછ્યું:– "સુરતના વિવાહનું શું કરવું?"

"કેટલાં ઠેકાણાં જોયાં? પણ સારું માણસ ન મળે, પછી શું કરીએ?

"માગા તો ઘણે ઠેકાણેથી આવે છે, પણ કોઈ ઠેકાણે જોગ ખાતો જ નથી?"

"એમ તો ઘણાય છે, પણ બધી વાત જોવી જોઇએ ને?"

"વારુ! મિરજા ગુલામ અલિએ પણ ખુશી જણાવી છે. શો વિચારછે?"

"ત્યાં કરવામાં કંઈ ઝાઝું ખરાબ નથી. એનું અસ્સલ અમીરી ઘર છે. સંપત્તિ છે, સઘળી વાતે સારું છે."

"પણ તેના ચરિત્રની કંઈ ખબર નથી?"

"હોય! નાદાનપણું બધાંને! માણસોને એવું ક્યાં નથી હોતું? જુવાન છે, વખત જતાં સુધરી જશે. સદાકાળ એવા થોડા રહે છે? છોકરી મોટી થતી જાય છે. ત્યાં કરવામાં શું ખોટું છે?"

"સુરતને આ વાત ગમશે ખરી કે?"

"સુરતને ગમશે કે નહિ, તેની શી ચિંતા? તમને જો ઠીક લાગે તો ત્યાં કરવામાં કંઈ ખોટું નથી."

"સુરત હવે મોટી થઈ છે. તે સમજુ છે, ભણેલી છે. તેનો અભિપ્રાય પણ જાણવો જોઇએ. ગઈ વખત સૈયદ અહમદને ત્યાં લગ્નની વાત થઈ ત્યારે તેની બાંદી કેટલી વાતો સૈયદની લઈ આવી હતી. કેટલી નિંદા કરતી હતી?"

"મુઈ રાંડ બાંદીઓ! કોણ જાણે ક્યાંક્યાંની વાતો એ લઈ આવે છે! શહેરની રજેરજ વાત લાવીને સુરતને જણાવે છે. કોણ જાણે ખબર પણ શી રીતે પડે છે? એ સઘળીને હાંકી કાડવી જોઇએ."

"તે હવે પછી હાકી કહાડીશું. સુરતનો શો વિચાર છે, તે જાણી લેવો જરૂરનો છે."

સરિફ્ન બેગમ ઉઠી. પોતાના ખંડમા તે જવા લાગી, ત્યાં એટલામાં સીડી નીચે કોઇની સાથે બોલા બોલી થતી હોય એમ સંભળાયું. તે ઉભી રહી સાંભળવા લાગી. શબ્દો તો પ્યારના જેવા હતા.

"તારા મિરજાંને કહેજે કે, સુરતની બાદીએ અંદર જવા ન દીધી."

કોઈ સ્ત્રી બોલી·– "ઓહો· બાઈ! બાંદીનું એટલું રાજ્ય!"

પ્યારઃ–"હા, હા, એટલું જોર. જા, તારાથી થાય તે કરજે. કહેજે તારા મિરજાંને કે અસ્માનનો ચાંદ એમ સહેજમાં હથેલીમાં આવે એમ નથી. મોં ધોઈ આવે એક વાર."

"સ્ત્રીઃ–"કોને મોં ધોવાનું કહેછ? કાળા મોંની એ તો એટલાં તમારાં ધન્યભાગ્ય કે મિરજાં એને પસંદ કરે છે!"

પ્યારઃ–"કેમરે, હરામજાદી! તું શું કરવા માગે છે? રાંડ, તારા વાળ જ પીખી નાંખીશ."

સરિફ્ન બેગમે ઉપરથી હાંક મારીઃ–"પ્યાર! કોની સાથે ઝઘડો કરે છે?"

સ્ત્રીઃ–"હજી મને પૂરી ઓળખતી નથી. જો આનો બદલો ન લઉ તો મારું નામ પન્ના નહિ. જોઉં છું તારો અસ્માનનો ચાંદ મિરજાના પગમાં રોળાય છે કે નહિ?"

"રાંડ અકરમણ! દાટી બતાવે છે કે? ઉભી રહેની ઉભી."

ખડકીનો દરવાજો બંધ થવાનો અવાજ સંભળાયો. તેની સાથે પન્ના ત્યાંથી ચાલી ગઈ. પ્યાર દાદરો ચઢી. ત્યારે સરિફન બેગમે તેને પૂછ્યું:–

"પ્યાર! થયું છે શું? તું કોની સાથે લઢતી હતી?"

પ્યારનો ગુસ્સો હજી ઉતર્યો ન હતો. તે બોલી:–"પેલી કુબ્જા આજ પાછી આવી હતી."

"કયી કુબ્જા? કોણ આવ્યુ હતું?"

"પન્ના." "પન્ના!! કોણ છે એ?"

"મિરજાં ગુલામ અલિની બાંદી."

"તેની સાથે તું લડતી'તી? શા માટે? શું તે પહેલા કોઈ વાર અહી આવી હતી?"

"આવી હતી, સુરતબીબીને જોઈ ગઈ હતી ને આજ વળી ફરીથી આવી હતી. બીબીસાહેબાએ રાડને પેસવા દેવાની મના કરી છે તો પણ આજ બળજોરીથી ઉપર જવા માંગતી હતી."

"શા માટે સુરતે આવવાની મના કરી હતી?"

પ્યારે સઘળી હકીકત કહી સંભળાવી. હકીકત સાંભળી બેગમે પ્યારને ઘણો ઠપકો આપ્યો. સરિફન બાનુ ત્યાર પછી સુરતના ઓરડામાં ગઈ. સુરતને આ બધી ગડબડની ખબર નહતી. તે શય્યાપર પડી પડી એક પુસ્તક વાંચતી હતી. સરિફન બેગમને જોતાંજ સુરતે પુસ્તક પડતું મૂક્યું અને ઉભી થઈ બોલી:–

"ખાલાજાન! આજ તો અત્યાર સૂધી તમે જણાયાંજ નહિ."

સરિફન બેગમ સુરતની પડખે શય્યાપર બેઠી. તેનુ નિર્દોષ મુખ જોતાંજ બેગમનો ગુસ્સો કંઈક શમી ગયો.

તેણે પૂછ્યું:–"બિટિયા! શું કરતી હતી?"

"શાદીનું બોસ્તાન વાંચતી હતી."

"વાંચીવાંચીને તો તારી આંખનું નૂર પણ ઓછું થયું છે જો."

સુરત પ્રફુલ્લ ચક્ષુએ સરિફનના સામુ જોઈરહી. તે તારક સમાન જ્યોતિ:મય ચક્ષુ, સુરમાની સજાવટથી વધારે તેજોમય દીસતાં હતાં. કાળી ઝીણી પાંપણ અને તેનાપર બાલેન્દુ સમાન વક્રભવાં, કવિની લીટીઓનું સ્મરણ આણતાં કે

"જરા ભવોંકી ઇશારતોંસે,
ઉગલ જો પડતે મીર્જાં કે ખંજર;
તડપતે લાખો બરંગે બિસ્મીલ,
ખુશી સે હોકર શહીદે અકબર."

આ જોઈ ખાલાજાનનો ગુસ્સો કેવળ ઉતરી ગયો. તેણે આનંદથી સુરતને પોતાની પાસે લઈ, તેને માથે હાથ ફેરવી, ગાલે બેત્રણવાર હેતભર્યું ચુમ્બન લીધું અને બોલી:—

"તું તો, દિકરી! ભણી ભણીને મોલ્વી થઈ ગઈ. હવે કંઈ બીજુ કામકાજ છે કે નહિ? હવે તું મોટી થઈ, ઘરસંસાર માંડીશ કે નહિ? વારુ તને એક વાત પૂછું. અહી કોઈ દહાડો મિરજાં ગુલામ અલિની બાદી આવી હતી ખરી?"

સુરતના મુખપરનું હાસ્ય જતું રહ્યું. તે તેનું નામ સાભળી ચમકી. સરિફન બેગમે તે જોયું. સુરતે ધીમેથી જવાબ આપ્યો:—

"એક દિવસ એક સ્ત્રી આવી હતી તો ખરી."

"તેને તેં ઘરમાં આવવા દેવાની મના કરી હતી?"

'તેને તો એવું કંઈ કહ્યું નહતું."

"ચ્યારને કહ્યું હતું?"

"હા, કારણ તે બાદી સારી નથી. જેમ મોંમા આવે તેમ બકે છે."

સુરતને માથે હાથ ફેરવતી સરિફન બોલી:—

'બેટા! મિરજાં ગુલામ અલિનું નામ સાભળ્યું છે? તે ભારે ધર્જીતદાર અમીર છે. શહેરમાં તેની બરાબરીના થોડા છે. ચાર પાચ દિવસ થયાં મિરજાં તારા બાપની પાસે માણસને મોકલ્યા કરે છે."

સુરત ઉન્નિસા નીચું જોઈ રહી. સરિફને કહ્યું:—

"મિરજાં નવાજેશ મહંમદપર નવ્વાબ બહુ ખુશ છે. એ ખબર છે કે?"

સુરત નીચું જ જોઈ રહી હતી. સરિફન બેગમે તેની ચિબુક પકડી મોં ઉચું કર્યું. તેણે જોયુ તો વર્ષાસમયની વાદળીમાંથી જેમ વરસાદના છાંટા ટપકે, તેમ તેની આખોમાથી પાણી ટપકતું હતું. સરિફન મનમાં સમજી છતા બોલી:—

"નૂરેનજર! તું હવે મોટી થઈ, સમજણી થઈ છું; કયાં સુધી તારા અબ્બાજાન હવે આ ફાની જહાંમાં તકલીફ ઉઠાવશે? તેમની તો મુરાદ જેમ બને તેમ જલ્દી આ દૂનિયાનો સંબંધ છોડી મક્કા શરિફ જવાની છે. પરંતુ તારે માટે રહે છે."

સજળ આખે સરિફન સામુ જોઈ સુરત બોલી:—"નહિ, મારે માટે નહિ."

"તને કોઈની સાથે નિકાહ કરાવી પછી જશે."

"હા, મને છોડીને જાય તો શા માટે? હું પણ તેમની સાથે જઈશ."

"વાર છે, બેટા! તારે જવાને, જ્યારે આ શિયાહ બાલ સફેદ થાય, મ્હોંપર કરચલિયો પડે, જ્યારે દાદી થાય, ઘરમાં છોકરાંછૈયાં

વહુઆરોને જુએ ત્યારે જજે. હજી તારે જવાને ઘણા દિવસ બાકી છે પણ હાં, મિરજાંની વાત કહું છું તેનું તું—"

**સુરતે** પાછું નીચું જોયું. **સરિફ્ન** બેગમે તેને પોતાની સોડમાં લીધી, હેતથી વાંસે હાથ ફેરવી મુખચુમ્બન કર્યું. તેની આંખમાંથી દડદડ આંસુ પડતાં હતાં. **સરિફ્ન** સમજી કે, **સુરત** **મિરજાંના** નામથી જ થરથર કાંપે છે. તેને સમજવાનું બાકી રહ્યું નહિ. **સરિફ્ને** નાનપણથી જ **સુરતને** ઉછેરી મોટી કરી હતી. માતાના જેવો વાત્સલ્ય તેનો તેનાપર હતો. **સુરતને** આ પ્રમાણે રડતી જોઈ તેને પોતાને માઠું લાગ્યું. તે બોલી:—"તું રડે છે શા માટે? ગાંડી! તારી જ્યાં મરજી નહિ હોય, ત્યા શું તારી શાદી કરીશું? જા, જો. સાંજ પડી છે. અગાસીમાં જઈ જરા હવા ખા."

"ના, ખાલાજાન! આજ મને કંઈ મન નથી. હું તો અહીં જરા લેટીશ."

**સરિફ્ને** **સુરતને** છાતી સરસી ચાંપી. મેઘાચ્છન્ન ચંદ્રબિમ્બસમાન તેના મુખની ચુમી લઈ તે ત્યાંથી ઉઠી. **સુરત** શય્યામાં જ પડી રહી; તેના મનમાં ઉત્તાપ થતો હતો, ચિંતાથી તેનો કંઠ અવરોધ થતો જણાતો હતો.

**સરિફ્ને** **પ્યારને** હાંક મારી પાસે બોલાવી કહ્યું:—"ઠીક કર્યું. **પ્યાર**! હવે ફરીથી એ બાંદી જો ઘરમાં આવે તો કહેજે મને, સમજી? રાંડનાં નાકકાન જ કાપીશ"

**પ્યારને** **સરિફ્નના** આ કહેવાથી ઘણો જ આનંદ થયો.

**કાસમઅલિખાંને** સઘળો વૃત્તાંત માલમ પડ્યો. તેણે **જહાંગીર નગરમાં** કન્યાનો વિવાહ કરવાની વાત પડતી મૂકી. તેણે **મુર્શિદાબાદ** જવાનું નક્કી કર્યું. થોડા દિવસ પછી **સરિફ્ન** બેગમ, **સુરતઉન્નિસા** અને કેટલાંક માણસો સાથે લઈ **કાસિમઅલિખાં** **મુર્શિદાબાદ** જવા નિકળ્યો. તેના મનમાં એમ હતું, કે રાજ્યના પાટનગરમાં **સુરતને** યોગ્ય વર મળી આવશે. ત્યાં ઘણા અમીર ઉમરાવનો વાસ હતો ને નવા નવા માણસો પણ આવીને રહેતા હતા. **ખાંસાહેબનો** ઇરાદો **સુરતનાં** લગ્ન પછી **મક્કે** શરિફ હજ્જ કરવા જવાનો હતો. **સુરતે** બેત્રણવાર સાથે જવાની ઇચ્છા દેખાડી હતી, પરંતુ, બાળકની વાતપર પિતાએ લક્ષ આપ્યું નહતું. **મુર્શિદાબાદ** જતાં **પદ્મા** નદીને તીરે તેમણે પોતાની હોડીઓ નાંગરી હતી; માણસો કિનારે ઉતર્યાં હતાં અને **ખાંસાહેબ** જગા જોવા પંડે નિકળ્યા હતા. આ સર્વ વાંચનારે આગળ ઉપર જોયુ છે. **ખાંસાહેબ** કાંઠે ફરતાંફરતાં આગળ જતા હતા. તેઓએ ઉંચી નીચી

જમીન પર ચાલતાં એક ભોઠાપર પગ મૂક્યો; અંદરથી કંઈ લાંબી વસ્તુ નીકળી ખાંસાહેબને પગે વિટળાતી જણાઈ; એટલામા કોઇએ આવી તેને મજબૂત લાકડીથી જમીનદોસ્ત કરી; અણીને પ્રસગે મદદે આવનાર એક યુવક હતો. ખાંસાહેબે જોયુ કે, વખતસર એ યુવક ન આવ્યો હત તો તેના પ્રાણ બચત નહિ.

## ચતુર્થ પરિચ્છેદ

### ઓળખાણ

બપોર થવા આવ્યા હતા; વર્ષાઋતુનો પ્રારંભકાળ હતો; વર્ષાદ ક્યારે પડશે, તેનો ભરોસો ન હતો. વળી જળમાર્ગની મુસાફરી. તે દિવસે મુસાફરી મોકુફ રાખવાનો ખાંસાહેબે ઠરાવ કર્યો; હોડીવાળાઓએ હોડીઓને કિનારે આણી, લંગર નાંખી મજબૂત કરી; હોડીઓમાં જૂદા-જૂદા માણસો કામે લાગી ગયા. કેટલાક કાઠાપર આવી વાસ કાપી લાકડીઓ લેવા મંડ્યા; કિનારાપર લોકોનો કોલાહલથી ગામમાંના બેચાર કુતરાં પણ ત્યાં આવી લાગ્યાં; મિશરજી–રસોઈ કરનાર–ની નૌકા પણ બીજાઓની સાથે હતી; ખાંસાહેબના હિંદુ નોકરોની રસોઈ તે કરતો હતો; નદીને તીરે એક સ્થળે જગા સાફ કરી તેણે રસોઇની તૈયારી કરવા માંડી; બપોરે પવન જોરથી ફુંકાવા લાગ્યો, એટલે એક ટટ્ટીની આડ કરી અગ્નિપર તેણે વાસણો રાખ્યા.

પરવારીને વિશ્રાતિ લેતા સંધ્યાસમય થઈ ગયો; સૂર્યે પશ્ચિમ દિશાને લાલ વર્ણની કરી મૂકી; આકાશમાં જાત જાતનાં રંગ પૂરાયા. સૂર્યનું ક્ષીણ તેજ અંતે પદ્માના જળમાં નિમગ્ન થયું; આકાશમાં પંખીઓ કલરવ કરતાં ઉડવા લાગ્યાં; કોઈ જોડાં થાકીને ઝાડની શાખા-પર વિસામો લેતાં; જાણે રસ્તો ભૂલ્યાં હોય તેમ ચીસ પાડી પાછાં ઉડી જતાં; સંધ્યા વ્યતીત થવા આવી; કોઈ કોઈ નૌકામાં મુસલમાન નોકરો લાવણી ટપ્પા ગાવા લાગ્યો; કોઈ હોડીમાં વાતો ચાલતી હતી; અન્યમાં હિંદુ પરદેશીઓ લલિતપ્રિય વિરહવિધુરા યુવતીના વિરહનું ગીત, કજરી આદિ ગાતા હતા; ઘોડાદૌડપરથી એક નિશાનબાજે બંદૂક ફોડી ગામના લોકોને ખબર આપી કે, હથિયારબંધ પ્રહરી ઘોડા દૌડપર છે. એ વેળાએ નૌકાના એક ભાગમાં સરિફન બેગમ ખાંસાહેબને પૂછતી હતી કેઃ– 'કોઈ હિંદુ છોકરાની સાથે તમે વાતચીત કરતા હતા? વળી સાંભળ્યું છે કે, તમે તેને તમારી સાથે મુર્શિદાબાદ લઈ જવા ચાહો છો. કોણ છે એ?"

ખાં સાહેબે જવાબ આપ્યોઃ–"તેનું નામ હેમેન્દ્રરાય છે. જયન-

ગરનો રહેવાસી છે. તે આપણા રસુલપુરના પ્રગણાથી ચાર ગાઉ દૂર છે. આજે તેણે મને એક મહા આફતમાંથી બચાવી લીધો."

"તમારે ને એને ઓળખાણ હતું?"

"ના, ના, પરંતુ જયનગરના રાયવંશ જાણીતા માણસ છે. વળી મારાપર આજે એનો ઉપકાર થયો છે. એક સાપ આ ઝાડવાંમાથી નિકળી મને ડંસી જાત. એ છોકરાએ સાપને તત્કાળ હણ્યો ન હોત, તો આજ હું અહીં વાત કરવાને પણ હોત નહિ."

"પણ એને સાથે લઈ જઈ શું કરશો?"

"હજી એની ઉગતી વય છે. શહેરમાં જઈ નસીબ અજમાવવા એ ચાહે છે. એનાં માબાપ કોઈ નથી. વાતચીતમાં જ તેનાપર મને માયા થઈ આવી. વળી એનો ઉપકાર પણ એવો છે કે, એનો બદલો આપી શકાય નહિ. સાથે સાથે આવશે તો જોઈશું એનું કંઈ થઈ શકે એમ હશે તો. એકલો જાત તો કોણ જાણે ક્યારે પહોંચત અને શું કરત? આ તો આપણી સાથે આટલાં માણસ છે, એની સાથે એ પણ આવશે. છોકરો જણાય છે તો લાયક; દેખાવડો છે, ભણેલ છે, કાબેલ પણ છે."

"અમે તેને જોયો હતો."

"ક્યારે? કેવી રીતે?"

"તમે જ્યારે તેની સાથે વાત કરતા હતા, અને ઝાડ નીચે ઉભા હતા, ત્યારે પડદાની આડમાંથી અમે જોતાં હતા."

"ખૂબસૂરત છે, નહિ વારુ?"

"હા, પણ માબાપ નથી"

"ના, ભણેલગણેલ છે; અદબકાયદાથી વાકેફગાર છે. થોડી વાતચીતમાં જ તે હોંશિયાર જણાયો. મિશરજીની નૌકામા તેને માટે બંદોબસ્ત કર્યો છે; આહારાદિ પછી તેની સાથે વાતચીત કરીશું."

"માબાપ નથી, એ જાણી કંઈ કંઈ થાય છે."

કાસમઅલિખાં થોડી વાર ચુપ રહ્યા. તેમના મનમાં અનેક દિવસની વાત અંતર્ દ્વારને આઘાત કરતી હતી. તેમને તેમના પાંચ વરસના નાના બાળકનું સ્મરણ થઈ આવ્યું. તેનું નિર્દોષ સરળ મુખ, મધુરુ હાસ્ય, બાળચેષ્ટા, મનોહર, કોમળ ગાત્રો ઈત્યાદિ સર્વ આ વૃદ્ધ ઉમરાવના મનમાં તાજુ થયું. તેઓ ધીમેથી બોલ્યા: "આજ જો એ જીવતો હત તો બરાબર આના જેવડો અને જેવો હોત."

ખાંસાહેબને એક પુત્ર હતો. તે પાંચ વર્ષની વયે આ ધામ છોડી ગયો હતો. એ ઘણા દિવસની બીના હતી. સુરતનો તે વખતે જન્મ પણ થયો ન હતો. હેમેન્દ્રને જોતાં જ ખાંસાહેબના મનમાં પોતાના

પુત્રની સ્મૃતિ ઉદય થઈ આવી. વળી તેના ઉપકારને અંતરમાં આણી તેમણે તેને સાથે લઈ જવા નિશ્ચય કીધો. ઘણી વાર સાથે લઉ કે નહિ, એમ પહેલો તો મનમાં ડોળાવો થયો, પણ આખરે તેની લાયકી જોઈ પૂર્વના વિચારને તેણે કાયમ કીધો. સરિફને આ વાતમાં વાંધો લીધો નહિ. થોડી વાર પછી ખાંસાહેબે સુરતને હાંક મારી અને કહ્યું:-

"સુરત! નૂરેનજર! મારી માળા લાવ્ય તો વારુ?"

સુરત પાસેના ભાગમાં બેઠીબેઠી સર્વ વાત સાંભળતી હતી. તે પિતાની આજ્ઞા સાંભળી ઉઠી, અને માળામુસલ્લાદિ સામાન પિતાની નિકટ રાખ્યો. કાસમઅલિખાં નિમાજ પઢી ઈશ્વિરસ્તુતિમાં મગ્ન થયા.



## પંચમ પરિચ્છેદ

### સુરતનું ગાન

વાંચનાર જાણી શકયા હશે કે, ખાંસાહેબને આફતમાંથી ટાળનાર હિમ્મુ હતો. ઝાડની નીચે જ્યારે હિમ્મુનો ખાંસાહેબની સાથે પ્રથમ મેળાપ થયો ત્યારે રામમોહન ત્યાં નહતો. ઝાડની નીચે સતરંજી પાથરી, હિમ્મુને વિશ્રાંતિ લેવાનું કહી, રામમોહન ગામ તરફ ગયો હતો. રામુ બને ત્યાં સૂધી ખાવાના પદાર્થને માટે પૈસા ખરચતો નહિ, પણ બાગ બગીચામાંથી ફળાદિ માગી લેતો; કોઇવાર ભય દેખાડીને પણ લઈ આવતો; કોઈ વખતે કોઈ ન હોય તો બાગનો માલેક પોતે જ છે, એમ સમજી પોતાનું કામ કાઢી લેતો; આવશ્યક પદાર્થ આ પ્રમાણે લેવામાં તેને કોઈ પણ પ્રકારનો સંકોચ થતો નહિ. થોડી વાર પછી રામમોહન પાછો ફર્યો; કેડે કાપડમાં કેરીઓ, જાંબુ, વગેરે હતાં, બીજા હાથમાં તરબુજ હતું અને ડાબા હાથમાં મજબૂત વાંસની લાકડી હતી. રામમોહને દૂરથી જોયું કે, ચાર પાંચ જણ હિમ્મુને ઘેરીને ઉભા છે; વળી તેઓ મુસલમાન છે; લાંબી લાંબી દાઢી છે; શરીર પણ બળવાન્ છે. લશ્કરી સિપાઈ, કે લુટારુ કોઈ હશે, એમ તેણે ધાર્યું. પાચ સાત માણસોને જોઈ ડરી જાય એવો રામમોહન ન હતો. વળી ખુદ હિમ્મુ પણ ત્યા ઉભો હતો. તેણે તરબૂજને હાથમાંથી નીચે નાંખી દીધુ; હાથમાંની લાકડી બરાબર ઠોકી જોઈ, મજબૂત પકડી; અને ઘડીકમાં હિમ્મુરાયની તરફ દૃષ્ટિ કરતો, ઘડીક આસપાસના આદમી તરફ જોતો ડોલતો, શંકાશીલ ચહેરે તે આવવા લાગ્યો. હિમ્મુ તેને જોતાં જ તેના મનનો ભાવ સમજી ગયો અને હસીને બોલ્યો:-

"રામુ! કંઈ નથી. આ મોટા માણસ છે, સમજ્યો?"

તેણે કાસમઅલિખાં તરફ આંગળી કરી કહ્યું:-"એમને સલામ

કર. એ નવ્વાબ સરકાર બહાદુરના વિખ્યાત અમીર છે; આપણા રસુલપુર પરગણાના માલક છે."

નાનપણથી જ અમીર, ઉમરાવ, ફોજદાર, ચોપદાર આદિની વાતો સાંભળીસાંભળી, આ પ્રતાપશાળી લોક સંબંધી તેના મનમા એક ભીતિમય અદ્ભુત ધારણા ઉત્પન્ન થઈ હતી. આજ તેની ચક્ષુસમીપ અમીર વા મહાન્ પુરુષને જોતાં જ તેની બુદ્ધિનો વિપર્યય થયો. હાથસાની લાકડી જમીનપર રાખી, બે હાથ જોડી, **રામમોહને ખાંસાહેબને** નમસ્કાર કર્યા. આ પ્રકાર જોઈ ત્યા ઉભેલા સર્વને સહેજ હસવું આવ્યું.

**હિમુએ** કહ્યું:–"એ શું **રામુ**?–સલામ કર."

રામુએ છભ દાંતવતી કચડી બે હાથવતી **ખાંસાહેબને** સલામ કરી, પછી દરેક જણની તરફ ફરી સિપાઈ સુદ્ધાંને સલામ કરી; છેવટે હેમેન્દ્રને પણ સલામ ઝુકાવી. સઘળાને તે જોઈ ખડખડાટ હસવું આવ્યું. કોઇનાથી હસવું રોકાયુ નહિ, **હિમુને** પણ હસવું આવ્યું.

**ખાંસાહેબે** પૂછ્યુ:–"આ કોણ છે?" હેમેન્દ્રે જવાબ આપ્યો:– "એ મારો સાથી છે, **રામમોહન** એનું નામ છે. એ મારી ધાવમાનો પુત્ર છે, મારો દૂધભાઈ થાય, ભલો માણસ છે."

**કાસમઅલિખાએ** **રામુને** પૂછ્યું:–"બધાને કેમ બોલાવવા, એ ખબર છે કે? મને શી રીતે બોલાવશો, **રામમોહન**?"

**રામમોહનમાં** જે બુદ્ધિ હતી, તે **પદ્માની** પેલે પાર જવા લાગી હતી. તે બોલ્યો.–"બરકન્દ–અમીર સાહેબ–ના–નવ્વાબ જનાબ."

ચારે તરફ ખડખડાટ હસવું સર્વ જણને આવ્યું. **રામમોહનને** તેથી લાગ્યું કે, કંઈ જરૂર ભૂલ થઈ છે; પરંતુ શી, તે તે સમજ્યો નહિ. તેથી તે શરમાયો, બે ડગલાં પાછો ફર્યો, અને ઉભો રહ્યો. હવે તેને લાગ્યું કે, કંઈ લાઠીબાઝીના સંબંધમાં કાંઈક ભૂલ થઈ હશે, તેથી બરકન્દાજ સાહેબને હસવું આવ્યું હશે.

**ખાંસાહેબે** કહ્યું:–"વાહ! ઉમદા માણસ છે. **રામમોહનને** પણ સાથે લઈ લઈશુ."

સંધ્યા પછી તેઓ **મિશરજીની** હોડીમાં બેઠાબેઠા વાતો કરતા હતા. માની વાત, ગૃહત્યાગ, કીકો, મા, કાકા, વાઘો, રસ્તામાં **ખાંસાહેબનો** મેળાપ વગેરે અનેક વાતો કરી.

આખરે હેમેન્દ્રે પૂછ્યું:–"કેમ! **રામુ**! તેં મને પણ સલામ કરવાનો આરંભ કર્યો કે?"

"દાદાબાબુ! શું કરું? ખેતરમાં ને વળી ઝાડ નીચે અમીરઉમરાવને જોઈ મારું માથું ફરી ગયું."

"પણ શહેરમા તો એવા કેટલાક અમીરઉમરાવ જોવા પડશે જો. આ માથું ઠેકાણે ન રાખ્યું તો પછી?"

"જોઇજોઇને ટેવાઈ જઇશ."

"તો ઠીક."

"અહીથી શહેરમાં જતાં કેટલો વખત લાગશે, દાદાબાબુ?"

હેમેન્દ્રે કંઈ ઉત્તર આપ્યો નહિ. રાત પડી ગઈ હતી; અનેક તારાઓ આકાશમાં ફૂટી નિકળ્યા હતા, કૃષ્ણપક્ષ હતો, પરતુ દૂર પદ્માના ગર્ભમાંથી ચન્દ્રોદયનો આરંભ થઈ ચૂકયો હતો, કિરણછટા પદ્માના વીચિભંગમા ચૂર્ણ થતી હતી, મૃદુ પવન ફરફર વહેતો હતો. પ્રકૃતિના સુંદર દશ્ય જોઈ હેમેન્દ્રનું મન ઉચ્છ્વાસિત થયું; રાત્રિએ ગૃહ વિદાયની વાત તેના અંતરમાં સ્ફુરી આવી. વક્ષઃસંલગ્ન અશ્રુધારાથી પરિપ્લાવિત તે સુંદર કાતર મુખ તેના સ્મરણમાં તરી આવ્યું; પણ એટલામા આ શું!! એકાએક શ્રુતિ સુખાવહ સંગીતની અમૃતવૃષ્ટિ કયાંથી? હેમેન્દ્ર કાન ઉચા કરી એકચિત્તે સાભળવા લાગ્યો પદ્માના સ્રોત પરથી ફરફર કરતો શીત મલય સારંગીનો કોમળ સુર તેના કાનના પડદા સાથે અથડાવા લાગ્યો; તેની સાથે રમણીના કોમળ કંઠમાથી ઝરતું માધુર્ય પણ રેલાવા લાગ્યુ. મધુર સ્વર તો ઘણી વખતે હેમેન્દ્રે સાભળ્યો હતો, પણ આજના ગાનારના કંઠની સ્વાભાવિક મીઠાશ ઓર તરેહની હતી. ગીત, હવે હેમેન્દ્રના કાનપર સ્પષ્ટ રીતે અથડાવા લાગ્યું:—

"તુને કોકારી ઉમા બદકાર દાયમ્
જોર્મે આન્દાજ બેહદ્ કાર દાયમ"

હેમેન્દ્ર વિચાર કરવા લાગ્યો કે, કોનો એ સ્વર હશે? લોકના મકાનથી દૂર આટલી રાતે પદ્માના કલકલ વહતા તરંગોપર તરતો, આ ચિત્તહારી ગીતધ્વનિ કોનો હશે?"

બે ગોનાહ નાગુઝ્ઝારસ્ત સો આતિ,
બા હુન્નુરે દેલનાકરદમ' તાઆતિ;
બર દર આમદ બન્દાયે બિગરિખ્તા,
આબરૂએ ખોદ બોએસયાં રેખતા.

સઘળા શબ્દ સ્પષ્ટ રીતે સમજમાં આવતા નહિ. વાયુની મંદ અને પ્રબળ ગતિને લીધે ગીતનો ધ્વનિ પૂરેપૂરો વિકાશ પામતો નહિ. પરંતુ આ ગીતના પ્રભાવે હેમેન્દ્રના મનપર અજબ અસર થઈ.

"આન્દરાં દમ કાજ્ બદન જોનમ બુરી;
આજ જહાં બાનુરે ઇમાનમ બુરી."

આ તો મહાત્મા શેખ ફરિદના ખરા જીગરનું પ્રાર્થના સંગીત છે,

ગીતધ્વનિ થંભ્યો; પરંતુ તેનો મધુર ગુંજારવ હેમેન્દ્રના કાનમાંથી ખસ્યો નહિ. તેણે **મિશરજી**ને પૂછ્યું.–"આ કોણ ગાતું સંભળાય છે, **મિશરજી**?"

"ખબર નથી? એ તો **સુરતબીબી**નો અવાજ છે."

"**સુરતબીબી**! એ કોણ છે?"

"બાબુજી! **ખાંસાહેબ**ની કન્યા, **સુરતઉન્નિસા**. **ખાંસાહેબ** નમાજ પઢી રહ્યા પછી કોઈ કોઈ વખત તેને ભજન ગાવા કહે છે. અમે તો તેને એમ ગાતાં ઘણી વાર સાંભળી છે"

**ખાંસાહેબ**ને કેટલાં સંતાન છે?"

"**ખાંસાહેબ**ને કંઈ સંતાન નથી, માત્ર આ એક કન્યા છે."

"વિવાહ થયો છે કે?"

"ના, એ તો એમ છે કે **જહાંગીર નગર**માં તેને માટે સારા વરની શોધ કરી, પણ કોઈ લાયક આદમી મળી આવ્યો નહિ. માટે **ખાંસાહેબ** હવે **મુર્શિદાબાદ** જાય છે. ત્યાં ઘણા અમીરઉમરાવ છે. ત્યાં કોઈ લાયક વર મળી આવશે."

આ સિવાય બીજી કેટલીક વાત, હેમેન્દ્ર ભટ્ટજી પાસેથી જાણવાને સમર્થ થયો. **સરિફન** બેગમની વાત, **સુરત**ની નાનપણની વાત, તેની બાંદી **પ્યાર**ની તેમ જ ઘરની વગેરે કેટલીક હકીકત તેણે હિસુને જણાવી. ઘરની દરેક હકીકત નોકરો જાણે, અને **રામરતન મિશર** તો **ખાંસાહેબ**ના ઘણા પુરાણા નોકર હતા, એટલે એમનાથી કંઈ વાત અજાણી ન હતી.

આમ તેઓએ કેટલીક વાતચીત કરી, એટલામાં કોઇએ આવી હેમેન્દ્રને હાંક મારી. હેમેન્દ્રે પૂછ્યું:–'કોણ છે?"

આવનારે જવાબ આપ્યો:–"**ખાંસાહેબ**, આપને એમની નૌકામાં તેડે છે."

---

## ષષ્ઠ પરિચ્છેદ
## નૌકામાં વાર્ત્તાલાપ

હેમેન્દ્રે ઘણા દિવસ મુસાફરીમાં કષ્ટથી કાઢ્યા હતા; વરસાદમાં અને તડકામાં તેનાં કપડાં ખરાબ થઈ ગયાં હતાં; આજ તેણે તે પોશાક કાઢી નાંખ્યો હતો. **ખાંસાહેબ**ની આજ્ઞા સાંભળી **રામમોહન**ને થેલામાંથી સારી ધોતી અને મિરજાઈ કાઢવા કહ્યું. **રામમોહને** બટવો મોં આગળ આણ્યો, અને તેમાંથી ધોતી અને મિરજાઈ કાઢી આપી. તે સિવાય તેણે કેટલીક ચીજો બહાર કાઢી: ચપ્પુ, સોય, દોરો, અગ્નિ પેટાવવાનો પથ્થર તથા આરસી. આરસી લઈ તેણે માથાપરની બાબરી સાફ

અતિ પ્રસન્ન થયા અને બોલ્યાઃ—"વાહ! ક્યાં ઉમદા હાથ હૈ!" વળી પૂછ્યુંઃ—"બીજા કંઈ વાદ્યપર કાબુ છે?"

હેમેન્દ્ર વિપદમાં પડ્યો. **ખાંસાહેબ**ની સાથે આ તેની પહેલી મુલાકાત હતી; તેઓ વૃદ્ધ હતા, પિતૃસ્થાને હતા. વળી ભવિષ્યના આશ્રયદાતા પણ તેને મન ભાસતા હતા; આવા માણસ આગળ પોતાની પ્રગલ્ભતા દર્શાવવી, તેને ઉચિત લાગી નહિ. તે રીત વિરુદ્ધ સમજ્યો, અને નીચું જોઈ રહ્યો; પરંતુ **ખાંસાહેબ** સમજી ગયા. જે માણસને સિતારપર આવો સપૂર્ણ કાબુ હોય, તે બીજાં વાદ્યયંત્ર અવશ્ય જાણતો હોવો જોઇએ. **ખાંસાહેબે** કહ્યું.—"**પ્યાર**! સારંગી આમ આણતો."

અંદરનું બારણું અડધુ ઉઘડ્યું. **પ્યારે** સારગી ગાલીચાપર સેરવી.

**ખાંસાહેબે** કહ્યુંઃ—"તંબૂરો નથી. આ સારંગી છે, એકાદ ગીત સંભળાવો તો. મારી ખાત્રી છે કે, આપનું ગળું પણ મિષ્ટ અવશ્ય હશે.

સારંગીપરનું આવરણ દૂર કરી, હેમેન્દ્રે સારંગી હાથમા લીધી. ઉપર હાથીદાંતનું નકસી કામ હતું. તેને હાથમાં લેતાં સ્મરણ થયું કે, આ જ સારંગી **ખાંસાહેબ**ની કન્યા વગાડતી હતી. હેમેન્દ્રે પ્રથમ આલાપ છેડ્યો. અંતે તેની સાથે તેણે **હાફીજ**ની એક ભક્તિરસપૂર્ણ ગજલ ગાઈ.

ગાન સાંભળી **ખાંસાહેબ** ઘણા જ ખુશ થયા. તેમની આખ ભીની જણાઈ; તેઓ બોલ્યા—"બાબુ ઇશ્વિરની આપનાપર દયા છે, નહિ તો આવું સાફ ગળું હોય નહિ. આટલી વયમા ઠીક વિદ્યા સંપાદન કરી છે."

હેમેન્દ્રે સારંગી નીચે મૂકી અને કહ્યુંઃ—"હુજૂર! મારી એક અર્જ છે."

"શી?"

"હું એક બાળક સમાન છું; આપ મારા વડીલ છો. આપ કૃપા કરી મને નામ દઈ બોલાવો."

"અહો! એ જ કે? વારુ તેમ થશે. તમે મારા પુત્ર સમાન છો." આટલું બોલતાં **ખાંસાહેબ**નો કંઠ ભરાઈ આવ્યા જેવો જણાયો. તેમને તેમના પુત્રનું સ્મરણ થઈ આવ્યું.

હેમેન્દ્ર ત્યાંથી પોતાની નૌકામાં ચાલી ગયો. **સરિફ્ન** બેગમે કહ્યુંઃ—"કેવી કાચી વય!"

**પ્યારઃ**—"શું ગળાની મીઠાશ!"

**મહેરઃ**—શું સુંદર ચહેરો!"

**સરિફ્ને સુરત**ને કહ્યુંઃ—"તું કેમ કંઇ બોલતી નથી? સાંભળ્યું કે ગાન કેવું હતું?"

સુરત જાળીમાંથી પન્નાના તરંગભંગની શોભા જોતી હતી તે ચૂપ રહી. સરિફ઼ને ફરી પૂછ્યુ:— "કેમ ગીત કેવું હતું? ઉંઘે છે કે શું? બોલતી નથી?"

ચમકી સુરતે કહ્યું:–"બહુ જ ઉમદા ખાલાજાન. ખરેખર મનહર હતું."



## સપ્તમ પરિચ્છેદ

## હિમુ ક્યાં ગયો?

બીજે દિવસે સવાર થયું. લક્ષ્મી હજી સૂધી શય્યામાંથી ઉઠી ન હતી. દરરોજ તો તે સર્વથી પહેલી ઉઠતી. નોકર ચાકરસુદ્ધાં જાગ્યા ન હોય ત્યાર પહેલાં બિછાનુ ત્યાગી તે કામે લાગતી. આજ વ્હાણું વાયું તો પણ લક્ષ્મી ઉઠી નથી, એ શુ? છોકરો પણ સવારમા જાગી જતો. આજે તે પણ ઘોડિયામાં છે. તે રોજની માફક ઉઠ્યો તો તો ખરો, પણ લક્ષ્મીએ તેને થાબડી પાછો ઉઘાડી દીધો હતો. લક્ષ્મી આંખમાંથી આંસુ સારતી હતી. સ્વામી તેને ત્યાગી લાંબે પ્રવાસે ગયા હતા, તેથી તેને દુઃખ થતું હતું. પતિવિયોગથી તરુણી પ્રમદાને દુઃખ ન થાય, એમ કેમ બને? પ્રવાસ પણ આજના વખતની માફક સરળ ન હતો. પ્રવાસે જવુ તે સમયમા ભારી જોખમ ભર્યું હતું; લાંબા પ્રવાસમાં તો ઘેર પાછા આવવાની આશા સુદ્ધાં છોડવી પડતી. છતાં તે વખતના લોકોમાં સહનશીલતા પણ ભારે હતી. કાળ અને વસ્તુસંજોગો બદલાતાં એવી સહિષ્ણુતા આજ વિરલ થઈ પડી છે.

શય્યામા પડીપડી લક્ષ્મી રોયાં કરે છે. સ્વામી ચાલ્યા ગયા છે એટલુંજ નહિ, પરંતુ તે ઉપરાંત એક બીજું દુઃખ તેને આવી પડ્યું છે. સ્વામી પરદેશ ગયા તો ગયા, પણ તે વાત તેમણે કોઇને જણાવી નથી. માત્ર તેને એકલીને કહીને સિધાવ્યા છે. તેથી લક્ષ્મીપ્રિયા પોતાને અપરાધિની ગણે છે. સવારમાં અનેક જણ પૂછશે, શોધ થશે, શું થયું અને શું નાહ, તેના અનેક તર્કવિતર્ક થશે; પણ તે જાણતી હોવા છતાં તેનાથી કંઈ પણ કહેવાશે નહિ. તેના મનમાં એમ આવતું હતું કે, જેમ સઘળાને કહ્યા વગર સ્વામી ગયા છે, તેમ મને પણ કહ્યા વગર ગયા હોત તો ઠીક થાત. એમ કર્યું હોત તો દીલમાં વાત છૂપાવવી અને કહેવું નહિ, એવું તો મારે કરવું પડત નહિ. આવી વાત સસરા ન જાણે, સાસુ ન જાણે અને વહુ જાણે, એ તે વખતમાં ઠીક ગણાતું નહિ. વહુઓને માટે આવી બીના તે વખતે લજ્જાકર લેખવામાં આવતી હતી, અને ખુદ વહુઓ પણ પોતે તેને અપરાધજનક લેખતી.

મહામાયાએ આવી લક્ષ્મીનુ બારણું ઠોકયુ અને બોલી:—"વહુ ! ઓ વહુ."

દરવાજો તો ઠોકતા જ ઉઘડી ગયો, મહામાયા અંદર દાખલ થઈ; લક્ષ્મી સફાળી ઉઠી અને ઘુમટો તાણ્યો; મહામાયા બોલી:–"વહુ ! આજ હજી સુધી કેમ ઉઠી નથી? છોકરો પણ હજી સુધી સુતો છે, એ શું? એને કંઈ ઠીક નથી કે શું?"

માથું હલાવી લક્ષ્મીએ છોકરાને કંઈ નથી થયુ, એમ સૂચવ્યું.

"ત્યારે આજ ઉઠતા આટલી વાર કેમ થઈ? તને તો કંઈ થયું નથી ને?

લક્ષ્મી દરરોજ ઉઠી સવારમાં સાસુને પ્રણામ કરતી. આજ સાસુજી તેની ઓરડીમા આવેલા જોઈ તેને પગે પડી. એમ કરવા જતા આખમાંનાં બે ચાર આંસુ મહામાયાને પગે પડ્યાં. લક્ષ્મીએ મનને ઘણુ રોકયું, પણ તે સંવરણ કરી શકી નહિ.

મહામાયા બોલી:– "વહુ! બેટા! આજ શું થયું છે? તું રડે છે કેમ! હિમુએ કંઈ કહ્યુ છે?'

સ્વામી સબંધી વાત, એટલે લક્ષ્મી શું જવાબ આપે? તે મુગી રહી. મહામાયાએ તેનો ઘુમટો તાણી લઈ માથે હાથ ફેરવ્યો ઘૂમટો સરી જતાં મહામાયાએ જોયુ કે, લક્ષ્મી આખી રાત રડી હોવી જોઇએ. આંખો લાલચોળ હતી. મ્હોં વિલાયલું ફીકકુ પડી ગયું હતું; આંખની પાંપણો આંસુભરી હતી. મહામાયાએ મનમાં ધાર્યું કે, અવશ્ય હિમુએ કંઈ કહ્યું હોવું જોઇએ. નહિ તો વહુ રડે નહિ. તેણે મનમાં હિમુને ઠપકો આપવાનો નિશ્ચય કર્યો, અને વહુનું મ્હોં છેડાવતી લ્હોતી બોલી:–"રડીશ ના બેટા! હમણાં હુ એની ધૂળ કાઢી નાખું છું. હજી કીકો ઉઠ્યો નથી?"

એમ કહી મહામાયા છોકરાની પાસે ગઈ; તેના મુખપર અને કપાળપરની વાળની લટો હાથવતી સેરવી દીધી, અને તે ન જાગે એવી રીતે ધીમેથી તેના મુખનું ચુમ્બન લીધુ. પછી તે ત્યાંથી બહાર નીકળી

બહાર આવી મહામાયાએ હાંક મારી:– "કલ્યાણી! જો તો હિમુ ક્યાં છે? તેને બોલાવી આણ તો.'

આણી તરફ લક્ષ્મી ભારે વિપદમાં પડી. સાસુજીએ મનમા એમ ધારી લીધું હતું કે, તેના ધણીએ તેને કંઈ કડવા બોલ કહ્યા હશે. આ ભ્રમ ભાંગવાનો ઉપાય પણ સહેલ ન હતો તેનાથી લાજનું માર્યું બોલાય એમ ન હતું. એટલામાં છોકરો રડી ઉઠ્યો.

કલ્યાણી પાછી ફરી અને બોલી:–"હિમુને જોયા, પણ તે ઘરમાં નથી."

મહામાયા–"જા જો. છોકરો ઉઠ્યો છે, તેને લઈ આવ."

કલ્યાણી છોકરાને લઈ આવી, પણ છોકરાને ઉઠતાની વાર રામમોહન પાસે જવાની ટેવ, તે કલ્યાણી પાસે રહે શાનો?

રામમોહન રોજ સવારમાં તેને રમાડતો ને બાગમાં ફેરવતો કલ્યાણી પાસે તો તે રડવા લાગ્યો, એટલે કલ્યાણી "રામુ! ઓ: રામમોહન!" કરતી ધાટા પાડતી, રામુને શોધવા ગઈ તો તે પણ ઘરમાં નહિ. આ શું? આજ બે જણા મળી સવારના પહોરમા ગયા છે ક્યાં?

તે વખતે રાય આગણામા આવ્યા; તળાવપર તથા બાગમાં હિમુને શોધવા માણસો મોકલ્યા; બેઠકખાનાની બાજુમાં જ્યાં નિત્ય રામમોહન સુતો હતો, ત્યાં કલ્યાણીએ જઇને જોયુ; રામમોહન ત્યા ન હતો એટલું જ નહિ, પણ તેનો વાટવો થેલો કંઈજ ન હતું; તે ઉપરાંત તેણે મહા યત્ને જાળવી રાખેલી, વાંસની તેલ પાયેલી પાકી ડાંગ પણ ન હતી. કલ્યાણીના મનમાં જરૂર સંદેહ પેદા થયો. તેણે ઘરમાં આવી મહામાયાને સઘળી હકીકત કહી. મહામાયાએ પૂજારીને બોલાવ્યો. તેણે કહ્યું:— "બાણુ તો થોડી રાત બાકી હતી, તે વખતે દરવાજો ખોલી બહાર ગયા છે. મેં દરવાજો ઉઘાડી આપવા કહ્યું, પણ એમણે જ મના કરી અને પોતે ઉઘાડી બહાર ગયા."

"ક્યાં ગયા હશે? બન્ને જણ સાથે મળી ક્યાં ગયા હશે?" એમ સહુ વિચાર કરવા લાગ્યાં; એટલામાં મહેશચંદ્રય ત્યાં આવ્યા અને મોટેથી બોલ્યા:—

"તેને કંઈ શરમ છે? કાલે આટલું થયુ તોએ એનોએ. એને જરા પણ ભાન છે? ગયો હશે કંઈ કુસ્તી જોવા કે એવા જ કઈ કામે, અને આવશે ખાવાની વખતે."

એટલું બબડી રાય તો દિવાનખાનામા જઈ બેઠા. એટલામાં નવદુર્ગા ત્યાં આવી. મહામાયાએ તેને કહ્યું:—

"જા, જા, એક વાર વહુની પાસે જા. આજ સવારના તે રડતી હતી. તેને પૂછી જો કે હિમુની તેને કંઈ ખબર છે?"

નવદુર્ગા લક્ષ્મી પાસે ગઈ. મહોલ્લામાં તે માત્ર લક્ષ્મીની સમોવડિયણ હતી અને તેને સહિપણાં પણ હતા. લક્ષ્મી છૂટથી તેની સાથે બોલતીકરતી પણ હતી, દરરોજ આમોદપ્રમોદ માટે એકઠાં પણ થતાં; વળી દૂરથી નણદ પણ થતી હતી.

અંદર આ રીતનો મામલો હતો, ત્યારે બહાર બેઠકખાનામા જૂદો જ રંગ હતો. રાય બેઠકખાનામાં જઈ હુક્કો પીવા લાગ્યા, એટલામાં તેમની નજર તકિયા પાસે પેટીપર પત્ર પડ્યો હતો તેનાપર ગઈ; પત્ર હાથમાં લીધો; સિરનામું વાંચ્યું તો તેમનુ પોતાનું જ નામ, અક્ષર હિમુના.

મહેશચંદ્ર આશ્ચર્યમાં પડ્યા કે "આ શું? ઘરનો છોકરો ઘેર બેસી કાગળ લખે! ખબર?" આખરે તે કાગળ ફોડ્યો અને વાંચવા લાગ્યા:—

જનકસદૃશ પૂજ્ય વડીલ,

પ્રણામપૂર્વક નિવેદન જે આપનો ચરણકિંકર હવે મોટો થયો છે. ઘરની અવસ્થા હવે સમજ્યો છું. મારા જેવા સ્વસ્થ શરીરવાળાએ નિરુદ્યમી બેસી રહેવું યોગ્ય નથી. આટલા દિવસ સુધી એ વાત સમજ્યો નહિ, તેથી ખેદ થાય છે. મારા જેવાએ ઘેર નકામા બેસી રહી ઓટલો ભાંગવો ઉચિત નથી, એમ જાણી આજરોજ ઘર છોડી જાઉં છું. રામમોહનને પણ સાથે લેતો ગયો છું. મારી ચિંતા આપ કરશો નહિ. ઈશ્વરેચ્છાથી અને આપના આશીર્વાદથી મનઃકામના પૂર્ણ થશે, એવી મારી શ્રદ્ધા છે. કલ્યાણીને તથા માતુશ્રીને આશ્વાસન આપશો અને મારા પ્રણામ નિવેદન કરશો. આપની મમતા, માતુશ્રીનો સ્નેહ મને સ્વાસ્થ્ય રાખશે એજ. અનેક પ્રણામ.

લી૦ આપનો
ચરણકિંકર હેમેન્દ્ર.

પત્ર વાંચતા તેમના અંતઃકરણમાં સૂળો ભોંકાવા લાગી; તેમને ખેદ થયો. તેઓ મનમાં વિચાર કરવા લાગ્યા કે, "અરેરે! આ અનર્થનું મૂળ હું જ છું. છોકરો ખાવાનું માગવા આવ્યો ત્યારે કોયલા ચાવવાનું કહી એને દુઃખી કર્યો અને છેવટે ઘર છોડી ગયો. હરિ! હરિ!" એમ વિચાર થયો ન થયો, એટલામાં રાય મહાશયે ઘરના સઘળા નોકરોને હાંક મારી બોલાવ્યા; સઘળા ત્યાં આવી ઉભા. તેમને રાય કહેવા લાગ્યા:–

"જો રાધામોહન! હમણાં ને હમણાં જા, જહાંગીરનગર તરફ જા. હિમુ મળે તો એને રોકજે. કાદર તું પણ જા; રહિમ તું જો, બીજી વાટે જઈ એની શોધ કર! જલ્દી જાઓ, જ્યાં મળે ત્યાંથી એને સમજાવી, પાછો વાળી, સાથે તેડી લાવજો, અને કહેજો કે, મેં એને પાછો આવવા કહ્યું છે."

કલ્યાણી પણ ત્યાં આવી વાત સાંભળતી હતી. મહામાયા અંદરના આંગણાની બાજુમા આવી ઉભાં. તેઓ પૂછવા લાગ્યાં:–

"શું હિમુ રિસાઇને ચાલ્યો ગયો છે? ઘેર નહિ આવે?"

રાય અંતે અંદર આવ્યા, અને તેમને હકીકત જણાવી. સાંભળતાંની વાર મહામાયાએ કકળાણ કરવા માંડ્યું:–

"હાય! હાય! મારો હિમુ ગયો! અરેરે રિસાઇને ચાલ્યો ગયો! હાય! શું થશે મારા હિમુને! કોણ એની સંભાળ લેશે? અરેરે

મને મોત પણ આવ્યું નહિ કે મારે આવો દહાડો જોવો પડે છે! બળ્યું તમને દયા જ નથી. તમે જ મારા સોના જેવા છોકરાને ઘરમાંથી કાઢ્યો. મરતાં મરતાં એની મા મને સોંપી ગઇતી; મેં મોટો કર્યો, અને આમ તમે એને હુંસલા મારી કાઢ્યો. મારા બચ્ચાનું શું થશે રે બાપ! રસ્તામાં ચોર, લૂટારા, બરકન્દા જ એને પકડી જશે. કોણ એને બચાવશેરે–"

આ શોરબકોર સાંભળી મહોલ્લાનાની બૈરીઓ ત્યાં દોડી આવી. બબલીબહેન આવ્યાં, ધનગૌરી આવ્યાં, નવદુર્ગા આવી; કમળા, ચપળા, કાલિન્દી, શ્યામા, વામા, તારા ઇચ્છા, નિરુ બધાં ત્યાં આવી લાગ્યાં. ત્યાં મહા શોરબકોર થઈ મચ્યો ઘરડિયાં હતાં તે રાયનો વાંક કાઢવા લાગ્યા. "બળ્યું! બા, એમ થાય ખરું કે? કહેવાય કહેવાની રીતે. છોરું કછોરુ થાય, પણ આપણાથી એમ ન થાય." બૈરક પાર્લામેન્ટમાં સઘળાં જ રાયને નિંદવા લાગ્યાં. રાયે સમજાવવાનો પ્રયત્ન કરતાં કહ્યું:–

"માણસો મોકલ્યાં છે; તેઓ રસ્તામાંથી પાછો બોલાવી લાવશે; કંઈ ભય કરવા જેવું નથી."

મહામાયા.—"લઈ આવો, મારા સોના જેવા છોકરાને હમણાંને હમણાં લઈ આવો. અરેરે તેને શુંએ થયું હશે! અરેરે દયા જ નહિ! ઓ મા! આ શું થયું રે?—"

હિમુએ જહાંગીરનગર જોયું હતું. તે ત્યાં જ ગયો હશે. ભય માત્ર રસ્તામાં હતો; બાકી કંઈ ભય નથી. ત્યાં ગયા પછી તે સુખેથી ત્યાં કોઇને ત્યાં ગયો હશે, એમ મહેશચંદ્રનું અનુમાન હતું. માત્ર રસ્તો બેત્રણ દિવસનો હતો, અને જોખમ તો રસ્તામાં ન જેવું હતું, એ તેઓ સારી રીતે સમજતા હતા પરંતુ ગૃહિણીને તે સમજાવી શક્યા નહિ. વળી તેમણે હિમુને ટપકો આપી માઠું લાગવા જેવું કર્યું હતું, એટલે પોતાને એક રીતે દોષી લેખતા હતા.

ઘરમા આમ ગડમથલ થઈ રહી હતી ત્યારે લક્ષ્મી પોતાના ખંડમાં ચોરની માફક મુંગી બેસી રહી હતી. પોતાનો ધણી જ જ્યાં આ સઘળાનું મૂળ હતો, ત્યાં એ બિચારી શું બોલે? લોકોને શું મ્હોં દેખાડે? તે પોતાના જે ખંડમાં બેઠી હતી, ત્યાં બેચાર જણીઓ દાખલ થઈ.

વામા કહેવા લાગી:—"વહુ એમાં રડો છો શું? કાલ સવારે મારા ભાઈ તો પાછા ફરશે."

બબલી:—"ઓ: ઓ: જાણે તારો એકલાનો જ ધણી પરદેશ ગયો છે! બીજાના કોઇના ધણી બહારગામ નહિ જતા હોય! એમાં વળી રડેછ શાની?"

**વિશાખા**:—"અલી! રળી લાવશે તો દાગિના તને આપશે. એમાં તે વળી રડવાનું શું? જારે ઘેલી! દાગીના પહેરતાં સારું લાગશે કે?"

**ધનગૌરી**:—"બળ્યું પણ તેં જવા શું કરવા દીધા? તે વખતે મના કેમ ના કરી? કંઈ નહિ, ગાંસડો બાંધીને લાવશે તો બેઠીબેઠી મજા કરીશ. આ ઢોંગ શા?"

આ પ્રમાણે થોડી વાર બોલી, વાતચીત કરી ત્યાંથી સર્વ નિકળી પડી અને રસ્તામાં એક બીજી ટીકા કરવા લાગી.

**ધનગૌરી**.—"અરે એ તો એણે જ જવાનું કહ્યું હશે. ખંદી છે જો"

**શ્યામા**:—"ધણીને પટાવીને એ પ્રમાણે સમજાવવું! ભલી બાઈ એની બુદ્ધિ?"

**વિશાખા**.—"એ સાસુવહુને કયા સૂધી સારું રહેવાનું છે?"

**બબલી**:—"અલિ! એને દુઃખ શું છે તે એણે આમ કર્યું હશે?"

આ પ્રમાણે ટીકા કરતાં સૌસૌને ઘેર ગયાં. કેટલાંક તો **લક્ષ્મી**ના ખંડ આગળ આવી, જોઇનેજ પાછાં ફર્યાં.

એક જાય ને એક આવે, એમ આખો દહાડો રહ્યું. આખરે સંધ્યાકાળ પડી. શોધવા ગયા હતા, તેમાંના કેટલાક જણ પાછા ફર્યા. **હિમુ**નો પત્તો મળ્યો નહિ. બીજો દિવસ ઉગ્યો, પણ **હિમુ**ના કંઈ સમાચાર આવ્યા નહિ એમ કરતાં ત્રણચાર દિવસ વહી ગયા. **મહામાયા**ની ભૂખ અને નિદ્રા જતી રહી હતી; **મહેશરાય** માથે હાથ દઈ વિચારમાં બેસી રહેતા; **કલ્યાણી** રાતદહાડો રોયાં કરતી; **લક્ષ્મી** દિવસના **મહામાયા**ની ચાકરી કરતી, રાતના આંસુ સારતી, અને બિછાનું ભીજતી. છોકરો **રામુ** વગર રહેતો નહિ. જો કે કલ્યાણીની માયા લાગવા લાગી હતી; પણ **રામુ** વગર તેને કોઈ ફરવા લઈ જતું નહિ. તે રોગિષ્ટ થતો જતો હતો.



## અષ્ટમ પરિચ્છેદ

### આક્રમણ

રાત બે પહોર ગઈ હશે; ઘોર અંધારુ હતું, વાદળ જોઇએ તેવુ ઘેરાયલુ ન હતું, છતાં વર્ષા સમય હતો, ને દૂર એક ખૂણામાંથી વખતોવખત વિજળીના ચમકારા થતા હતા; વાયુ પ્રબલ ગતિથી વહેતો હતો. તીરસ્થ નાંગરેલી હોડીઓ ડોલતી હતી.

ઝાડમાંથી ખરતાં પાદડાંનો ખરખર શબ્દ થતો હતો, તે સિવાય કોઈ પણ ધ્વનિ અત્યારે સંભળાતો નહિ. **પદ્મા**નું જળ ખળખળ સ્વરે

વહેતું હતું; પહેરો ભરનાર અડધા ઉંઘમાં હતા; નિગાહબાન સુઈ રહ્યા હતા; ખલાસીઓ વગેરે સુખેથી નિદ્રા લેતા હતા; બરકન્દાજ પણ લાંબા થયા હતા.

આવે સમયે એક અવાજ સંભળાયો. જે નૌકામાં હેમેન્દ્ર શય્યા કરી સુતો હતો, તે ઘોડાદોડથી થોડે છેટે કાંઠાપર હતી. હિમુ ચોકયો, બેઠો થયો; રામુને ઉઠવા કહ્યું મિશરજી પણ જાગી ગયા. હેમેન્દ્રે જરા બહાર નિકળી જોયું તો ઘોડાદોડને તેણે દીઠી નહિ. તે વખતે વાદળામાંથી ચંદ્ર કંઇક દેખાવા લાગ્યો હતો. ચદ્રનાં કિરણો પાણીપર ચળકતા હતા. હેમેન્દ્રે જોયું કે, તે પ્રકાન્ડ નૌકા કિનારેથી દૂર ભર પાણીમા હતી તેની બાજુમાં એક મોટો તરાપો હતો; તરાપાના અને ઘોડાદોડના માણસો વચ્ચે ઝપાઝપી અને મારામારી ચાલુ હતી; લાકડીઓ ઉછળતી હતી જે અવાજથી હિમુ જાગૃત થયો, તે બદૂક ફૂટવાનો અવાજ હતો. પળમા હિમુ તૈયાર થઈ ગયો; રામમોહનને તૈયાર થવા કહ્યુ, અને નૌકાનું સૂકાન પકડ્યુ; પાસે જ તેની લઠ ડાંગ હતી. હિમુના ઉત્સાહથી ખલાસીઓમા પણ ઉત્સાહ આવ્યો અને તેમણે નૌકાને યોગ્ય માર્ગે હંકારી. ખાંસાહેબની બીજી બેત્રણ નૌકા પણ પાસે હતી એમ તેને લાગ્યું. ઘોડાદોડપર ભારે ધીંગાણું મચ્યું હતું, અનેક લાકડીઓના પ્રહાર થતા હતા; લાકડીના અવાજથી, લોકોની બૂમરાણથી, સ્ત્રીઓના રુદનથી રાત્રિની નિસ્તબ્ધતા ભંગ થતી હતી. ઘોડાદોડપર લુટારુઓએ આક્રમણ કર્યું હતું. તેના લંગરને તેમને મદદ કરનારાઓએ કાપી નાંખી તેને તરતી કરી દીધી હતી. તરાપામાં લૂટારુના માણસો હતા, એ હિમુ તત્કાળ સમજી શકયો. હેમેન્દ્રે, "જય કાલી! ચતુર્ભુજ—આલી—આલી—આલી," કરી બૂમ મારી. બીજી હોડીઓમાં પણ આ ઉત્સાહસૂચક વાણીથી હો: હો: મચી રહી, અને ગર્જના ચારે તરફ સંભળાઈ.

ઘોડાદોડ ઘણે દૂર વહી ગઈ હતી. હેમેન્દ્રની નૌકા પણ વેગથી બીજા કરતાં ઘણી આગળ વધી હતી. એવામાં એક નાની નૌકાને ઘોડાદોડની પાસેથી તીર તરફ જતાં તેણે જોઈ; અંદરથી સ્ત્રીના રુદનનો અવાજ આવતો હતો. એટલામાં હેમેન્દ્રને ઓળખનાર એક આદમી જળમાંથી ડોકિયું કાઢી મોટેથી બોલ્યો.—

"બાબુસાહેબ! પકડો, પકડો. એ લોકો સુરતબીબીને પકડી લઈ જાય છે. એક બળવાન્ ખલાસીએ તેને હોડીમા લઈ લીધો. તેનો જમણો હાથ ભાંગ્યો હતો હેમેન્દ્રે નૌકાનું મોં ફેરવ્યું, અને તે હોડીની પાછળ વેગથી હોડી હંકારી ઘોડાદોડ અને તરાપાના માણસોમા યુદ્ધ હજી ચાલતું હતું. હંકારનારાઓ હંકારવાનું મૂકી દઈ લડતા હતા. હેમેન્દ

જે હોડીની પાછળ પડ્યો હતો તે કિનારે ન પહોંચી, એટલામાં તેની પાસે આવી લાગ્યો; પોતાની ડાંગ હાથમાં લઈ, ઝટ લઇને તે હોડીપર કુદ્યો. પણ એટલામાં એક ફટકો જોરથી તેના માથાપર પડ્યો. ફટકાને ન ગણકારતાં, તેણે તે આદમીને ડાંગ મારી માથું ફોડી નાખ્યું. એક ઘાથી તે જળમાં પડી ગયો. બીજો એક જણ સામે થવા આવ્યો. તેને પણ જોરથી હેમુએ લાત મારી કે ગુલાંટ ખાઈ ઉંધે માથે પાણીમાં પડ્યો. એવી જ રીતે બીજાને પણ તેણે ડાંગનો સ્વાદ ચખાડ્યો. એટલામાં તેની પાછળથી એક જણે લાકડી ઉગામી, પણ રામમોહન હોડીમાં કૂદી પડ્યો હતો, તેણે તેના હાથપર એવો ફટકો લગાવ્યો કે, તેનો હાથ ભાંગી નાંખ્યો કુલ સાતેક આદમી હોડીપર હશે. એમાંના ત્રણને હિમુએ પરાસ્ત કર્યા. રામમોહને બેએકની ખબર લીધી. બાકી બેએક રહ્યા. તેમાં એક જણ તો તાબે થઈ ગયો, અને બીજો પાણીમાં ભૂસ્કો મારી નાઠો. હોડી હવે કિનારે આવી પહોંચી હતી. હેમેન્દ્ર હોડીમાંથી કિનારે કુદી પડ્યો અને બોલ્યોઃ—

"હું અહંમદ કાસમઅલિખાંસાહેબનો માણસ છું. મારું નામ હેમેન્દ્રલાલ રાય છે ખાંસાહેબની કન્યા, બીબીસાહેબા સુરતઉન્નિસાને લુટારુઓ આ હોડીમાં લાવ્યા છે, એવું સાંભળ્યું છે. ઇશ્વિરની કૃપાથી, લુટારુઓનો નાશ થયો છે ને ભયનું કંઈ કારણ નથી માટે આ નૌકામાં કોણ છે, તે બોલો."

નૌકામાં જે રોવાનો ધ્વનિ થતો હતો, તે હેમેન્દ્રે સાંભળ્યો હતો. તે તેણે હુમલો કર્યો, તે વખતે બંધ થઈ ગયો હતો, અને અત્યારે પણ તે સંભળાતો ન હતો. માત્ર સ્ત્રીના અંગસંચાલનથી થતો અલંકારનો ક્ષીણ ધ્વનિ સંભળાતો હતો. હેમેન્દ્રનાં વચન સાંભળીને અંદરથી એક સ્ત્રીએ જવાબ આપ્યોઃ—

"બાબુસાહેબ! હું આપને ઓળખું છુ. અંદર સુરતબીબી છે. હું તેમની બાંદી છું; મારું નામ પ્યાર"

"ખાંસાહેબ મારા વાલિદ છે. તમો આ નૌકા છોડી ખાંસાહેબની–અમારી નૌકામાં આવો." નૌકાની અંદર કોઈ કંઈ મૃદુ સ્વરે બોલ્યું.

પછી પ્યારે કહ્યું; "બાબુ સાહેબ! ખાંસાહેબની નૌકા ક્યાં છે? ખાંસાહેબ કેમ છે? લૂટારુઓ શું ભાગી ગયા છે?"

નદીમાં ચંદ્રના મંદ પ્રકાશમાં દૂર સુધી નજર થઈ શકતી હતી. ઘોડાદોડ અનેક છેટે વહી ગઈ હતી; પાસે તરાપો જણાતો નહતો તેપરથી લાગતું હતું કે, લૂટારા નાસી ગયા હોવા જોઇએ; એક દીપ બળતો

જોઈ તે ઘોડાદોડ હોવી જોઇએ. હેમેન્દ્ર નિશ્ચિતપણે કંઇ કહી શક્યો નહિ, પણ બોલ્યો કેઃ—

"ખાંસાહેબની નૌકા દૂર છે; અહીંથી બરાબર જોઈ શકાતું નથી. પણ તરાપો તો ભાંગી ગયો જણાય છે. હવે કંઈ ભય જેવું જણાતું નથી. તમે અને બીબીસાહબા આ નૌકામાં આવો. હું તમને ખાં-સાહેબ પાસે લઈ જાઉં છું."

યત્નપૂર્વક હેમેન્દ્રે બે નૌકાને પાસેપાસે અડાડીને રાખી, અને લૂટારુ-ઓની નૌકામાંથી બે સ્ત્રીઓ હેમેન્દ્રની નૌકામાં ઉતરી બેઠી. પ્યારનું મુખ ઢાંકેલું ન હતું. બીજી એક હતી તેનું મુખ ઢાંકેલું હતું અને વય પણ નાનું હતું. નિમિષ માત્ર હેમેન્દ્રે તેને જોઈ; પ્યારનો હાથ ઝાલી તે હોડીમાં આવી; તેના હાથમાં નિલમનાં કડાં હતાં. હેમેન્દ્ર સમજ્યો કે, તે જ ખાંસાહેબની કન્યા. જે સારંગી વગાડતી હતી તે સુરત ઉન્નિસા એ જ છે. હોડી હાંકનારા હોડીને હંકારવા તૈયાર હતા; પરંતુ હેમેન્દ્રે તેમને રોકયા. લૂટારુઓની નૌકામાં તે ગયો અને અંદર જઈ જોવા લાગ્યો કે કંઈ રહ્યું છે કે કોઈ છૂપાઇને તો બેઠું નથી ને? તેણે જોયું તો તેમાં એક ખૂણામાં એક સ્ત્રી બેઠી હતી. હેમેન્દ્ર તે સ્ત્રીને જોઈ, આશ્ચર્ય પામ્યો. એટલામાં પ્યાર તે હોડીમાં તેની પાછળ પાછી આવી.

હેમેન્દ્રે પૂછ્યુંઃ—"શું કંઈ રહી ગયું છે?"

"ના, હું આપણી નૌકામાં પાછી આવું છું." એટલું કહી તે તે સ્ત્રી પાસે ગઈ, અને તે સ્ત્રીને પ્યારે એક લાત મારી અને કહ્યુંઃ—"લે, લેતી જા જોયુંકની કે આકાશનો ચાંદ એમ હાથમાં આવે એમ નથી. કર તારું મોં કાળું; જાણતી નથી કે, સ્વર્ગની હૂરની દેવ રક્ષા કરે છે?"

તે સ્ત્રી ઉઠી અને ઉભી થઈ, પણ આ અપમાનસૂચક શબ્દો સાંભળી ક્રોધમાં એકાએક તેને વાક્સ્ફૂર્તિ થઈ નહિ. તેનું અંગ ધ્રુજતું હતું; પ્રકમ્પિત સ્વરે તે બોલીઃ—"હરકત નહિ. જો જીવતી રહું છું, તો આનો બદલો ન લઉં તો મારું નામ પન્ના નહિ."

તેને લાત મારી પ્યાર બહાર આવી. હેમેન્દ્ર આ સઘળું સાંભળી શક્યો નહિ.

તેણે પૂછ્યુંઃ—"પ્યાર એ કોણ છે?"

"લૂટારુઓનું માણસ"

હેમેન્દ્ર પૂછવા જતો હતો, એટલામાં પ્યાર ફરીથી બોલીઃ—"હમણાં કંઈ કહેવા જેવું નથી; વખત આવ્યે તમને સઘળું કહીશ."

પ્યાર પાછી હિસુવાળી નૌકામાં આવી બેઠી. તેણે હોડી વેગથી છોડી દીધી. રામમોહનની ઇચ્છા હતી કે, લૂટારુઓની હોડીને ડૂબાડી દેવી,

પણ હેમન્દ્રે તેને એમ કરતાં અટકાવ્યો આખરે બીજી હોડીને પણ તેઓ સાથે ઘસડી લેતા ગયા ભર પ્રવાહમા તે હોડી આવી કે તેનું લંગર, તેઓએ કાપી નાંખ્યુ અને તેનું સુકાન તોડી, તેને એમને એમ ત્યાં છોડી દીધી સુકાન વગરની, તે હોડીનું પાણીના પ્રબળ વેગમા શું થયું હશે, તે ઈશ્વર જાણે હેમેન્દ્ર વેગથી પોતાની હોડીને ઘોડાદોડ તરફ હંકારી લઈ જવા લાગ્યો.



## નવમ પરિચ્છેદ

### વ્હાલનું કારણ

પ્રભાત થવાને ઝાઝી વાર ન હતી. પૂર્વ દિશામાં અરુણોદય થવાની તૈયારી હતી. હેમેન્દ્ર, સુરતબીબીને નૌકામાં લઈ આગળ વધવા લાગ્યો થોડે દૂર ગયા બાદ એક નાની ડીંગી તેને મળી. દૂરથી અવાજ કરતા જણાઈ આવ્યુ જે, તે ખાંસાહેબની ડીંગી હતી બીબી સુરતઉન્નિસાને બચાવવા માટે કેટલીક નાની કિસ્તીઓ છોડી મૂકી હતી, તેમાંની તે એક હતી. તે કિસ્તીમાના બરકન્દાજને ઉદ્દેશી હેમેન્દ્ર બોલ્યો.–

"હવે કંઈ ફિકર કરવા જેવું નથી, લૂટારુઓ ભાગી ગયા છે, અને બીબીસાહબા આ નૌકામા છે. ઘોડાદોડ અહીથી કેટલે છેટે છે?"

"બહુ દૂર નથી. અહીથી નદી ફટાય છે ત્યાં આગળ ઘોડાદોડ છે. અમે બીબીસાહબાની શોધમાં નિકળ્યા છીએ. બીજી કેટલીક કિસ્તીઓ પણ છોડવામાં આવી છે"

"તો પાછા ફરો. ખાંસાહેબ કેમ છે? શુ લુટારુઓએ ઘોડાદોડમાંના કંઈ સામાનની લૂંટ કરી છે?"

"ખાંસાહેબને ઈશ્વરકૃપાથી કંઈ થયું નથી. લૂટારુઓએ કંઈ માલ પણ લૂંટયો નથી. માત્ર ખાંસાહેબ, બીબીસાહબાને માટે ફીકરમંદ છે. તેમના જીવમા જીવ નથી, એવું બીબીસાહબાની હકીકત સાંભળી થયું છે."

"મજબૂત હલેસા પકડો–ડાબી બાજૂએ હોડી લ્યો."

હેમેન્દ્રના હાથમા હવે સુકાન ન હતું; તે હોડીના મધ્ય ભાગમા ઉભો રહી, હોડીવાળાને આજ્ઞા આપતો હતો હોડી હંકારવાનું તે નાનપણમાં શિખ્યો હતો, તે આજ તેને ભારે ખપમા આવ્યું. લૂટારુઓની બીકથી હોડી હંકારનાર ખલાસીઓની બુદ્ધિ બહેર મારી ગઈ હતી. એ કલાક પછી હેમેન્દ્રની નૌકા ઘોડાદોડની પાસે આવી પહોંચી ખાંસાહેબની નૌકા જે અત્યાર સૂધી તે સ્થળે લંગરેલી હતી, તે ઉપડવાની તૈયારીમાં હતી. ખલાસીઓએ લંગર લઈ લીધું હતું.

હેમેન્દ્રે આવતાંનીવાર મોટેથી કહ્યું:—"પ્રભુની કૃપાથી બીબી-સાહબા સહીસલામત છે. હુમલો કરનાર નાસી છૂટ્યા છે. હવે કંઈ ભય કરવા જેવું નથી."

હેમેન્દ્રની નૌકા ઘોડાદોડની અડોઅડ આવી કે, તરત જ **ખાંસાહેબ** તેમાં ઉતરી પડ્યા. હેમેન્દ્ર એક ખૂણામાં જઈ ઉભો રહ્યો. **પ્યાર** અને **સુરત** અંદરથી બહાર નિકળ્યાં નિકળતાંનીવાર **સુરત** પોતાના વૃદ્ધ પિતાને વળગી પડી. **ખાંસાહેબ** તેને આશ્વાસન આપવા લાગ્યા; **પ્યાર** અને **સરિફન**ની મદદથી તેનો હાથ ઝાલી તેને ઘોડાદોડમાં લઈ ગયા, અને જતાંજતાં હેમેન્દ્રને નૌકા ખસેડવાની ના કહી, ત્યા રહેવા કહ્યું

અંદર જતાંનીવાર **પ્યાર**ના મોંથી અને પોતાની કન્યાના મોંથી હેમેન્દ્રે કેવી રીતે તેમને બચાવ્યાં, તે **ખાંસાહેબે** સાભળ્યું. એ સાંભળ-તાંનીવાર હેમેન્દ્રને તેમણે અંદર તેડાવ્યો. હેમેન્દ્રનાં વસ્ત્ર ભિંજાયલાં હતા. તેનો વિચાર કપડા બદલી જવાનો હતો. પરંતુ **ખાંસાહેબે** પોતે આવી તેને અંદર બોલાવ્યો. હેમેન્દ્ર ઘોડાદોડમાં ગયો. **ખાંસાહેબે** જોયું કે, હેમેન્દ્રના માથામા ઘા લાગેલો છે. તેના કપડા પણ લોહીથી ખરડા-યલા ડાઘવાળાં છે. એ જોતાનીવાર **ખાંસાહેબે** મોટેથી નોકરોને હાંક મારી. "શું થયું છે?" કરતા કેટલાક ત્યાં આવે ત્યાર પહેલાં **પ્યાર** અંદરથી આવી પહોંચી. **સરિફન** બેગમ પણ અડધું બારણું ઉઘાડી, પાસે આવી.

**ખાંસાહેબે** કહ્યું;—"તે દુષ્ટ લોકોએ હેમેન્દ્રને જખ્મી કર્યો છે. **પ્યાર**, અંદરથી પાટો આણ; ઘામૂળ છે તે પણ લાવ; જલ્દી કર તો."

હેમેન્દ્ર પોતાની સારવારની વાત સાભળી આભો બન્યો અને તે બોલ્યો:—"અરે એ તો કંઈ નથી. માત્ર સાધારણ ઘા લાગ્યો છે. એમા શું છે?"

"શું થયું છે? આખું કપડું તો લોહીલવાણ થઈ ગયું છે, એ શું? **સાદક** પાણી લાવ; **પ્યાર**, તે જખ્મ ધોઈ નાંખ; અને ઘાબાજ-રિયુ પૂરી પાટો બાંધ."

હેમેન્દ્રને આ બધી ધમાલ પસંદ ન હતી તેણે તેમ કરવાની તક-લીફ ઉઠાવવા ના કહી, પરંતુ તેના કહેવાપર **ખાંસાહેબે** લક્ષ આપ્યું નહિ. એક નોકરે તેનો ઘા ધોઈ નાંખ્યો. **પ્યારે** તેપર ઘાબાજરિયું મૂકી પટો બાંધ્યો. ઘા પણ ખરેખર રીતે ભારે ન હતો. નીચેથી લાકડી ઉચી ઉગામી મારેલી, એટલે પૂર્ણ જોરથી વાગી ન હતી.

હેમેન્દ્રને કપડાં બીજાં બદલાવી, **ખાંસાહેબે** ગદ્‌ગદ્ કંઠે કહ્યું;—"હેમેન્દ્ર! આજ તમે મારી એકનીએક લાડકી દીકરીના પ્રાણની રક્ષા કરી છે. એથી વધારે મારી આબરુની પણ રક્ષા કરી છે. તમને

પહેલાં કોઈ દિવસે દિઠેલ પણ નહિ; તમારું નામ પણ માલમ ન હતું, છતાં તમે મારાપર આજે ભારે ઉપકાર કર્યો છે જે દિવસે પહેલી વાર તમને મે ઝાડ નીચે જોયા, તે દિવસથી મને તમારાપર સ્વાભાવિક વ્હાલ છૂટયું હતું. તે કોણ જાણે દૈવી પ્રેરણા હશે ”

હેમેન્દ્રે પોતાનું માથું નમાવી અભિવાદન કર્યું ખાંસાહેબે પાછું કહ્યું:–“સ્વાભાવિક વ્હાલ છૂટવાનું કારણ હતું. તે ઘણા દિવસની વાત છે. જો તે અત્યારે જીવતો હોત તો બરાબર તમારા જેટલી વયનો અને તમારા જેવો જ હોત.” આટલું કહેતાં કહેતાં ખાંસાહેબનો કંઠ ભરાઈ આવ્યો, થોડીવાર ચૂપ રહી તેઓ બોલ્યા:–“તમને પહેલીવાર જોતાં જ મને મારા તે પુત્રનું સ્મરણ થઈ આવ્યું હતું આજ જો તે જીવતો હોત તો તેણે પ્રાણપૂર્વક તેની બહેનને બચાવવા યત્ન કર્યો હોત. એ જ કામ તમે કર્યું છે. તમને આજથી હું મારા પુત્ર માનું છુ ”

ખાંસાહેબની આંખમાં આંસુ આવ્યાં

હેમેન્દ્રે કહ્યુ:–“હું આપનો આશ્રિત છું. અનુગૃહિત છું. મેં મારી ફરજ ઉપરાંત શું કર્યું છે?”

“તમે જે કર્યું છે, તેનો બદલો વાળ્યો વળ્યે એમ નથી તમને હું આજથી પુત્ર માનુ છું. બેસો ”

એટલું કહી ખાંસાહેબ ઉઠયા. અંદરનો દરવાજો ઉઘાડી પ્યારને હાંક મારી કહ્યું:–“પ્યાર! સુરત કયાં છે? તેને એક વાર અહી લઈ આવ તો ”

થોડી વાર પછી સરિફન બેગમની સાથે સફેદ વસ્ત્રાલંકાર ધારણ કરેલી સુરત ત્યાં આવી. હેમેન્દ્ર એકદમ ઉભો થયો, એકાદ બે ડગલાં પાછો ફરી, નમ્રતાપૂર્વક સલામ કરી, નીચું માથું કરી, ઉભો રહ્યો. ખાંસાહેબે કહ્યું–

“સુરત! મારી નૂરેનજર! જેણે આજ તારા પ્રાણની રક્ષા કરી છે, પ્રાણથી પણ અધિક ઇજ્જતની રક્ષા કરી છે, તે આ હેમેન્દ્રલાલ છે. એને આજથી હું મારા પુત્ર ગણું છું. કારણ કે મારા પુત્રે જે કામ કર્યું હોત, તે કામ આજ તેણે કર્યું છે. તેં તારા ભાઇની વાત તો સાંભળી છે. તે જો આજ જીવતો હત, તો તે પણ આ જ પ્રમાણે તારી રક્ષા કરત આજથી તું એમને તારા મોટાભાઈ ગણજે બેટા! તું મુસલમાનની દિકરી છે અપરિચિત મનુષ્યનું મોં જોવું નિષેધ છે; પરતુ હું કહું છું કે, આજથી તું એને તારા મોટા ભાઈ સમજી, જેમ નાની બેન ભાઈ સાથે વર્તે, તેમ તું વર્તજે.”

સુરતે બુરખામાંથી હેમચંદ્રતરફ દૃષ્ટિ કરી માથું નમાવ્યું; પરંતુ હેમચંદ્રની નજર નીચી હતી.

સરિફન બેગમે કહ્યું,—"ખાંસાહેબે આપની વાત અમને કહી હતી. આપના માબાપ નથી. આજથી તમે અમારા કુટુમ્બી સમાન છો. ખાંસાહેબને મન આપ પુત્ર જેવા છો. સુરત તમારી બ્હેન છે. એને મે ઉછેરી મોટી કરી છે. તે મને માસમાન લેખે છે. તમે પણ આજથી મારે મન મારા પોતાના દીકરા સમાન છો. કોઈ વાતનો સંકોચ રાખતા નહિ. તમને અમે અમારા છોકરાં જેવા ગણીએ છીએ. ઈશ્વરે તમને સદ્‌બુદ્ધિ આપી છે, તે સદા કાયમ રાખે."

હૃદયના ઉચ્છ્‌વાસથી હેમેન્દ્ર કંઈ બોલી શકયો નહિ; તેના મોંમાં શબ્દો ફૂટયા નહિ, કેવળ નીચું માથુ કરી સલામ કરી; તેની આંખમાંથી આંસુ ટપકવા લાગ્યા.



## દશમ પરિચ્છેદ

## મિરજાંના રમખાણની જાણ

સરિફન બેગમ સુરતને લઈ અંદર ગઈ; ઘોડાદોડને છોડી મૂકવામાં આવી; પદ્માના પ્રબળ વેગમાં અનુકૂળ પવને તે જલદીથી માર્ગ કાપવા લાગી. હેમેન્દ્રે અનેક બાબત જાણી; જેમાની કેટલીક ખાંસાહેબે પોતે કહી સંભળાવી.

જેઓએ ઘોડાદોડપર હુમલો કર્યો હતો, તે ખરેખરા લૂંટારુઓ ન હતા. લૂંટ કરવાનો તેમનો ઉદ્દેશ ન હતો. ખાંસાહેબે પોતે તેમને પ્રથમ લૂટારુઓ ધાર્યા હતા જ્યારે તરાપામાના માણસોએ ઘોડાદોડપર હુમલો કર્યો, તે વખતે ઘોડાદોડપરના માણસો સુતેલા હતા, અને તેઓ જાગી ઉઠતાં તેમને શું થાય છે, તેની એકદમ ખબર પડી નહિ. રામચરણે જાગતાં જ બંદુકનો અવાજ કર્યો, પણ તરાપામાંના માણસોએ તેનાપર હુમલો કર્યો; તેના હાથ ભાંગી નાંખી તેને પાણીમાં ફેંકી દીધો. બંદૂક ફુટવાનો અવાજ થતાં ઘણાખરા જાગી ગયા; પણ ત્યાર પહેલાં જ તરાપાપરના માણસોએ ઘોડાદોડપરનો હથિયાર વગેરે સામાન લઈ લીધો હતો. આખરે લાકડી, ડાંગ વગેરે લઈ ઘોડાદોડપરના માણસો તેમની સાથે ઝપાઝપી કરવા લાગ્યા. આમ જ્યારે ઘોડાદોડપરના ખુલ્લા ભાગપર લાકડીઓ ઉછળતી હતી ત્યારે હલ્લો કરનાર બેચાર માણસો, જનાનાવાળા ભાગનો દરવાજો ભાંગી અંદર ગયા. તે વખતે ખાંસાહેબ પોતે પોતાના કમરામાંથી બહાર નિકળી, પોતાના માણસો પાસે જઈ

તેમને ઉત્સાહ આપતા હતા. અંદરના ભાગમા કોઈ હતું નહિ એ જોઈ, હુમલો કરનારમાંના માણસોએ **સુરત**ને પકડી, પણ **પ્યાર** તેને અતિ જોરથી વળગી પડી હતી. એટલે **સુરત**ને અને **પ્યાર**ને ઉચકી લઈ, એક હોડીમાં નાખી, તેઓ હોડી પસાર કરવા લાગ્યા. આ પકડાપકડીથી અંદરના ભાગમાં બૂમરાણ મચી રહ્યું. તે સાંભળી **ખાંસાહેબ** ત્યાં આવ્યા. પરંતુ લૂંટારુઓ ત્યાર પહેલા જ હોડી પસાર કરી ગયા હતા. **ખાંસાહેબે** બૂમો મારી; બીજી નૌકાના આદમીઓ ત્યાં આવી પહોચ્યા, એમાંની એક નૌકા, **સુરત**ને જે નૌકા લઈ જતી હતી, તેની પાછળ પડી. પરંતુ તેના આદમીઓને તેઓએ મારી કાઢયા, અને એકાદ બેને જળમાં ફેંકી દીધા. તેમાંના એક જણે **હેમેન્દ્ર**ને ઓળખી, તેને **સુરત**ના હરણની ખબર કહી. **સુરત**ને તેઓ ઉપાડી ગયા ત્યારપછી કેટલીક વાર સૂધી ઘોડાદોડપર યુદ્ધ મચી રહ્યું. બન્ને પક્ષના આદમીઓ તરતી નૌકામાંથી મારામારી કરતા હતા. એટલામા નદી મધ્યે એક નાના ટાપુ જેવી જમીન આગળ ઘોડાદોડ અટકી પડી. હુમલો કરનારાઓ તરાપાને ખસેડી, જયનાદ કરી પલાયન કરવા લાગ્યા. ઘોડાદોડ જેવી નૌકા એક વાર અટકી કે, તેને ગતિમાં મૂકવી સહેલ ન હતી તરાપાને તો ઝટ તેઓ આગળ લઈ ગયા. **ખાંસાહેબ** તેથી નિરુપાય થઈ પડ્યા. તેમણે બેત્રણ નાની કિસ્તીઓમાં માણસોને સુરતની શોધ માટે છોડી મૂક્યાં. આમાંની એક કિસ્તી **હેમેન્દ્ર**ને મળી, તે આપણે આગળ ઉપર જોયું છે.

ઘોડાદોડપરના કેટલાક માણસોને ભારે જખ્મ લાગ્યા હતા બેત્રણ જણનાં ખૂન પણ થયાં હતાં હુમલો કરનારના કેટલા માણસોને નુકસાન થયુ હતું અને કેટલાની પ્રાણહાનિ થઈ હતી, તે જાણવું અશકય હતું. ઘોડાદોડપર સામા પક્ષનો એક આદમી બેશુદ્ધ થઈ પડ્યો હતો. તેને શુદ્ધિમાં આવતાં કેટલીક હકીકત તેના મોંએ જાણવામાં આવી.

**મિરજાં ગુલામઅલિ** પોતાની **સુરત** સાથે પાણિગ્રહણ કરવાની ઉમેદમાં નિષ્ફળ થયો ત્યારે તેણે હવે નવી જ યુક્તિ શોધી કાઢી. **ખાંસાહેબ મુર્શિદાબાદ** જવાના હતા, એ વાત તેના જાણવામાં આવતા, તેણે **સુરત**ને હરણ કરી જવાની યુક્તિ રચી. તેની **મુરાદ** બર પણ આવી હત. જ્યાં આગળ આવી તેઓએ હુમલો કર્યો હતો, ત્યાંથી થોડે છેટે **પદ્માનો** એક પ્રવાહ ફંટાતો હતો. તે દશબાર કોશ સૂધી લંબાઈ, પાછો **પદ્માને** મળી જતો હતો. આને ગળાફાંસીની નાળને નામે લોકો ઓળખતા હતા. તે **વિલાસપૂર** આગળ થઈ **પદ્મામાં** પાછો ભળતો હતો. તે નાની નૌકામાં, **સુરત**ને તે નાળમાથી **વિલાસપૂર** આગળ લઈ જવા **મિરજાં ગુલામઅલિનો** હુકમ હતો, અને **મિરજાં** ખુદ તરાપામાં ત્યાં

આવી. તે નૌકાને મળવાનો હતો, પણ હેમેન્દ્રની વેળાસરની મદદથી મિરજાંની મુરાદ બર આવી નહિ. ખાંસાહેબે વળી મિરજાનું પૂર્વ વૃત્તાંત પણ કહી સંભળાવ્યુ અને કહ્યું:—

"તમે માત્ર અત્યાચારીના હાથમાંથી સુરતની રક્ષા કરી છે એટલું જ નહિ, પરંતુ દુષ્ટ નરાધમના હાથમાથી નિર્દોષ છોકરીનો ઉદ્ધાર કર્યો છે. તેના પર તે નીચ માણસ શું કરત અને શું ન કરત! તે ગળાફાંસીની નાળમા ગયા પછી તેનો પત્તો જ મળત નહિ. તમારો ઉપકારનો બદલો વળાય એમ નથી."

"આપની દયા છે. એમા મેં શું કર્યું છે?" હેમેન્દ્ર બોલ્યો.

"હાં, બીજી એક વાત: ગઈ કાલની બીના ખરેખરી શું છે, તે સુરતને ખબર નથી. એ તો તેને લૂટારુઓનો હુમલો સમજે છે. તેને તેમ સમજવા દેવામાં લાભ છે કારણ કે જો ખરી હકીકત તે જાણે તો ઘણી દુ:ખી થાય મિરજાંના નામથી જ તે કાંપે છે. માટે આ બીના એને જણાવતા ના."

તે દિવસે બપોરના ખાંસાહેબની નૌકા 'બકસીસંગમ આગળ આવી પહોંચી અહી ઘણી નૌકાનો સમાગમ થતો ત્યાં પ્રહરીઓને બરકન્દાજના અવાજથી ઘડી પણ વિશ્રાંતિ મળતી નહિ. તે રાત્રે ત્યાં કોઈને નિદ્રા આવે એમ હતું નહિ. સંધ્યાકાળ થવા પૂર્વે એક ડીગીમાં સુરતની બાંદી પ્યાર, હેમેન્દ્રની નૌકા પાસે આવી હેમેન્દ્રને સલામ કરી પ્યાર બોલી:–

"બાબુસાહેબ! સુરત બીબીએ મને અહી મોકલી છે"

"શામાટે મોકલી છે?"

"આપની તબિયત પૂછાવી છે અને આપ 'બીબીસાહબા' કહો છો, પણ તે આપને હવે, પોતાના મોટાભાઈ માને છે, માટે એ માન-સૂચક શબ્દને તજી દેવાનુ કહાવ્યુ છે."

"હું તો માત્ર ખાંસાહેબનો ગુલામ છું."

"ના જી, આપને એ પુત્રવત્ લેખે છે ને આપનાપર સઘળાની મમતા છે આપે તો સુરતની ઇજ્જત જાળવી છે; તેથી અમે સહુ આપના ઋણી છીએ. ખાંસાહેબના પુત્રની વાત તો આપ જાણો જ છો."

"હા, તે મેં સાંભળી છે."

"આપનો ચહેરો બરાબર ખાંસાહેબના પુત્રના જેવો જોઈ આપ-નાપર તેમની પ્રીતિ જન્મી હતી, તે સાર્થક થઈ છે."

"શિરચ્છત્ર ખાંસાહેબ જેવા વડીલની કૃપાએ ઈશ્વરની મહેર છે."

"અમને બધાંને ખાંસાહેબે આપને સુરતના મોટાભાઈ પ્રમાણે લેખવા, એવી આજ્ઞા કરી છે."

"એ બધી તમારી મહેરબાનીનું ફળ છે."

"હું સુરતની બાંદી છુ, તે તો આપ જાણો છો તો મને પણ આપની બાંદી ગણજો. આપની ખબર બીબીસાહબાએ પૂછી છે, અને કંઈ તાપબાપ તો નથીને તે કહો."

"તેવું કંઈજ નથી. માત્ર એક સામાન્ય ઘા લાગ્યો હતો, તે એકાદ બે દિવસમાં રુઝાઈ જશે. પ્યાર! હમશિરાને મારી સલામ કહેજો."

"આપની તબિયત ઠીક છે, એ જાણી સુરતબીબી રાજી થશે. વળી તેમણે કહાવ્યું છે કે, આપની મુલાકાત વખતે તે કંઈ બોલી શકી નહિ, તેથી તે આપનો ઉપકાર મનમાં નથી જાણતી, એમ માનતા ના. તે આપની ચિરઋણી છે."

"તો સુરતબહેનને કહેજો કે, એ વાત વારંવાર સંભળાવી મને શરમીંદો ના કરે, એવી મારી પ્રાર્થના છે."

પ્યારે નકસીવાળો મલમલમાં વીંટેલો રૂપાનો કરવો બહાર કાઢ્યો, અને બોલી:–"આમાં ગુલાબજળ છે. એ માથે રાખશો તો ઠંડક થશે"

"આ કરવો કોણે?–"

"બીબીસાહબે મોકલ્યો છે."

વિનયપૂર્વક કરવો લઈ તેમાંનુ કેટલુંક ગુલાબ મલમલમાં નાંખી કપડું માથે મૂક્યું, અને હેમેન્દ્રે કહ્યું:–"બીબીસાહબાને–"

"તે તો આપને મોટાભાઈ ગણે છે."

"તેમને મારી સલામ કહેજો, અને કોઈ પણ જાતની મારી ચિંતા કરશો નહિ, એમ જણાવજો."

"હાં, તે દિવસે હોડીમાં પેલી સ્ત્રીને તમે જોઈ હતી ને–"

"હા, તે બધી વાત ખાંસાહેબે મને જણાવી છે."

"શી?"

"મિરજાં ગુલામઅલીની સુરતબીબી સાથે નેકા કરવાની વાત, તેની અફળ ગયેલી મુરાદ, આ હુમલો વગેરે પણ તે સ્ત્રીની શીખવણીથી હતો. પણ તે સ્ત્રી કોણ હતી, તે હું જાણતો નથી."

"તે તો મિરજાં ગુલામની બાંદી પન્ના હતી. મારે તેની સાથે અમુક પ્રસંગને લીધે એક વેળા ઓળખાણ હતું, અને બોલચાલ હતી. અમે જે વખતે જહાંગીરનગરમાં હતાં ત્યારે એક દહાડો તે રાં–બીબીને જોવા આવી હતી. તેની વાતચીત અને ટંગઢાગ એવા હતા કે, સુરત-

બીબીએ ફરી તેને ઘરમાં આવવા દેવાને મના કરી હતી. તો પણ ફરીથી એક વાર પાછી તે ત્યાં આવી. મેં તેને ઘરમાં પેસવા દીધી નહિ. રાં-નું અપમાન કર્યું. તેણે તે વાત મિરજાંને જણાવી, અને સુરતબીબીને ઉપાડી જવા મિરજા તરફથી આવી હતી."

"તો ચોરટીને છોડી શામાટે દીધી?"

"જો તેને પકડી સાથે લીધી હોત તો સુરતબીબીને બધી બીના ખબર પડત"

"તે તો ઠીક કર્યું ત્યારે."

વાક્ચાતુર્યવાળી બાંદીની વાતથી હેમેન્દ્ર ખુશ થયો.

તે દિવસથી હેમેન્દ્રને ખાંસાહેબ સાથે ઘનિષ્ટ સંબંધ થયો; દરરોજ બે ત્રણ કલાક ખાંસાહેબની નૌકામાં ગાળતો ને વિદ્યાચર્ચા, સંગીત, કાવ્ય વગેરે વિષયોપર વાતચીત કરતો; વખતોવખત વાદ્યંત્ર સંગીત સાથે સંભળાવતો. હિમુએ ખાંસાહેબની સારી પ્રીતિ સંપાદન કરી. સરિફન બેગમ અને સુરત પણ વગર સંકોચે તેની સાથે વાતચીત કરતાં અને મળતાં. સુરત સાથે તેને વાતચીત ઘણી વખત થતી. પરંતુ આ મેળાપ અને વાતચીતમાં ભ્રાતાભગિનીને સુલભ શ્રદ્ધા, પ્રીતિ અને ભક્તિ હતી.

---

## તૃતીય ખંડ-પ્રથમ પરિચ્છેદ

### મુર્શિદાબાદમાં આગમન

ખાંસાહેબ મુર્શિદાબાદ પહોંચ્યા. તે સમયના ઘણા અમીર ઉમરાવ જેઓ રાજધાનીમાં રહેતા ન હતા, તેઓ પણ રાજ્યના પાટનગરમાં મકાન રાખતા. તેઓને રાજધાનીમા જવાઆવવાનો પ્રસંગ વધારે રહેતો. અનેક વખતે રાજકાર્યને અંગે તેમને ત્યાં રહેવું પણ પડતું હતું. હાલમાં જ્યાં સાહાનગર છે, તેના અગ્નિ કોણમાં ખાંસાહેબ કાશમઅલિખાંનનું ભાગીરથીના તટ ઉપર બે મજલાનું મોટું મકાન હતું. રાજધાનીમાં જવાની ખબર ખાંસાહેબે પ્રથમથીજ મોકલાવી હતી. એટલે નોકરોએ મકાનને સાફસુફ કરી, રહેવા યોગ્ય કરી રાખ્યું હતું. ઘરમાં સામાન જોઇએ તેવો અને પોતાની પદ્ગીને યોગ્ય હતો. તે સર્વ તેઓએ ઝાડી કરી યથાસ્થાને રાખ્યો હતો.

રાજધાનીમાં જઇને પોતાને માટે કોઈ પણ પ્રકારનો બંદોબસ્ત કરવા હેમેન્દ્રનો વિચાર હતો, પરંતુ ખાંસાહેબે તેને બીજું ઘર લઈ રહેવાની મના કરી.

તેમણે સ્નેહપૂર્વક પૂછ્યું;–" આ નગરમાં તમારે કોઇની સાથે પિછાન છે?"

હેમેન્દ્રે જવાબ આપ્યો,–"જી, કોઈની સાથે પરિચય તો નથી, પરતુ સાંભળ્યું છે કે, મારી જાતના કેટલાક માણસો અહી છે! તેમનો પત્તો મેળવી લઇશ."

"પત્તો મેળવી શું કરશો?"

"જો કોઈ મળશે તો,તેને ત્યાં રહેવાકરવાનો બદોબસ્ત કરીશ."

થોડીવાર સ્થિર દૃષ્ટિ કરી ખાંસાહેબ હેમેન્દ્રની સામુ જોઈ રહ્યા. પછી તેઓ બોલ્યા·–"તમે હિંદુ છો, તેથી તમને મારે ત્યા રહેવામાં અગવડ પડશે તે હું જાણું છું પરતુ તમે જશો ક્યાં? વળી તમારે અહી ઉદ્યોગચાકરી કરવી છે, તે બીજાને ત્યાં કેમ પાલવશે? ખર્ચ ક્યાંથી કાઢશો? વળી આ અપરિચિત નગરમાં તમને એકલા મૂકવા, એ પણ ઠીક નથી. તમારે માટે મેં એક ગોઠવણ કરી છે."

"આપે જે કર્યું હશે, તે યોગ્ય જ હશે."

"જ્યારે તમારી ઉન્નતિ થાય ત્યારે તમારી મરજીમાં આવે તેમ કરજો. પરંતુ હમણાં તો તેમ નહિ કરવા દઉં. તમને મેં મારા પુત્ર સમાન માની લીધા છે તો તમારો બદોબસ્ત મારે કરવો જ જોઇએ; તમારા સુખદુઃખની કાળજી મારે રાખવી જોઇએ. જો તમે ભિન્નધર્મી ન હોત તો મારા પરિવાર ભેગા તમે પણ રહી શકત. પરંતુ ભિન્નધર્મી છો છતાં તમને દૂર રાખવા ઠીક નથી. આ મારો બાગ મોટો છે. તેમાં એક મકાન છે, તેની અંદર તમારે માટે રહેવાની મેં ગોઠવણ કરી છે. અહીના ઘણાખરા અમીરઉમરાવ સાથે મારે પરિચય છે. વળી આ ક્ષુલ્લક સેવકને નવ્વાબ સરકાર પણ સારી રીતે પીછાને છે તમારી ઉન્નતિને માટે હું શ્રમ કરીશ."

ભાગીરથીને તીરે ખાંસાહેબના મકાને અને બાગે ત્રણચાર વિઘા જેટલી જમીન ઘેરી હતી. ઉત્તર તરફ મકાન હતું; દક્ષિણે બાગ હતો, બાગના મધ્ય ભાગમા એક બેઠક હતી, ને તેના દક્ષિણ ભાગમા એક નાનુંશું ઘર હતું. જે જમીનપર આ મકાન આવ્યુ હતું, તે એક નાના ઉપદ્વીપ જેવી હતી; ત્રણે પાસે ભાગીરથી આલિંગીને વહેતી હતી; એક બાજુએ નદી પર જવાને માટે માર્ગ હતો. આ વાડીમાં હેમેન્દ્રને રહેવાની યોજના ખાંસાહેબે કરી હતી.

ખાંસાહેબના ઘરનો સદર રસ્તો પૂર્વ તરફનો હતો, જે શહેરની બાજૂનો માર્ગ હતો; પણ મકાનની ખરી શોભા તો પશ્ચિમ તરફથી ભાગીરથીને લીધે હતી. મકાનના પાછલા ભાગનો દરવાજો નદીને

અડોઅડ હતો; બાગમાં અનેક પ્રકારનાં પુષ્પઝાડ હતાં; જાતજાતના ગુલાબના છોડ હતા; બાગની એક બાજૂએ નદી આગળ ઘાટ બાંધી ત્યાં બેઠક બનાવી હતી. બાગની શોભા અપૂર્વ હતી. ચાંદનીની રાતે જ્યારે પુષ્પોનો પરાગ બેહેકી નિકળતો, અને ભાગીરથીપરનો મંદ મરુત વહેતો, ત્યારે કદિ ત્યાંથી ઉઠવું ગમે નહિ, અને ત્યાં જ વિશ્રાંતિ લઇએ. એવી ઇચ્છા થતી.

હેમેન્દ્રને માટે જે ઘર પસંદ કરવામાં આવ્યું હતું, તે જોકે નાનું હતું છતાં સગવડની ખામી ન હતી. જોઈતા પદાર્થો ત્યાં સરિફન બેગમે અને સુરતે આણી રખાવ્યા હતા એક બ્રાહ્મણ રસોઇયો અને નોકર પણ તેને માટે રાખવામાં આવ્યો હતો. હેમેન્દ્ર, "શહેરમાં જાઉ છું," એમ ચીઠ્ઠી લખી સ્વગૃહેથી ચાલી નિકળ્યો હતો. શહેરનો અર્થ જહાગીરનગર એમ જયનગરના લોકો કરતા હતા. હેમેન્દ્ર તે જાણતો હતો. વડિલ તે નગરમાં તેની શોધ કરાવશે, અને ત્યાં જો પત્તો નહિ મળે તો સઘળાને ખેદ થશે, એ પણ હેમેન્દ્ર સારી રીતે સમજતો હતો; તેથી તે મુર્શિદાબાદમાં પોતાના સુખરૂપ આગમનની ખબર વડિલને મોકલાવવા ઘણો વ્યાકુળ થયો

ખબર મોકલાવવી, એ તે વખતે, અત્યારની માફક, સરળ કામ ન હતું તે વખતે પોષ્ટ ઓફિસો ન હતી, જરૂરના કામ વગર એક ગામથી બીજે ગામ લોક જતા પણ નહિ. પૈસાવાળા માણસો જરૂરના કામને માટે આરિન્દા–કાસદો મોકલતા. ચારપાંચ જણ મળીને એક કાસદને કામે લગાડતા. આ કાસદ કે ખેપિયાઓનું કામ સંદેશા લાવલઈ જવાનું હતું. તેઓ ગામગામના ભોમિયા અને રસ્તાના ઘણા સારા માહિતગાર રહેતા. જેને ત્યાં પત્ર લઈ જવાનો હોય, તેને ત્યાંથી જ તેમને ખાવાનું પણ મળતું હતું અને પૈસા પણ મળતા હતા. કોઈ ગામમાં તે જાય કે બહારની ખબર પૂછવા ઘણા લોકો તેમની પાસે જતા. જૂદાજૂદા ગામના અનેક જણની ચીઠ્ઠીઓ એ લોકો લઈ જતા. તેઓ લાંબે વખતે નિર્દિષ્ટ સ્થાને પહોંચતા અને લોક તેમના જવા આવવાની ઘણી આતુરતાથી રાહ જોતા. કારણ કે ભિન્નભિન્ન સ્થળની ખબર આ હરકારા મારફત મળતી. તે આજના જમાનાના અઠવાડિક છાપાનું કામ કરતા હતા. લોકોને દેશની ખબર માટે ઘણી રાહ જોવી પડતી. કેટલીક વાર તો મહિનાના મહિના પસાર થઈ જતા પરંતુ તે વખતના લોક ઘણા સહિષ્ણુ હતા; આજના જેવા ન હતા. આજ તો બે કલાક 'ટાઇમ્સ' કે 'ગુજરાતી' મોડું આવે તો, તરત ઠપકાનો કાગળ ચાર ગજ ભરી મોકલે. વળી તે વખતે પત્ર લખવાનુ પણ સરળ કામ ન હતું. ગામમાં જે સારો

કલમબન્દ હોય, તે આ કાગળો લખવાનું કામ કરતો. બહારગામની ટપાલના બધા કાગળ એ કલમબન્દ લખે. એમાં પણ અક્ષરના મરોડની ચતુરાઈ, કાગળ વાળવાની ખૂબી, લખવાની સાહી અમુક જ પ્રકારની, એ સર્વમાં તેમને ઉસ્તાદી દેખાડવી પડતી. વળી થોડામાં ઘણું કહી બતાવવાની નિપુણતા પણ તેને રાખવી પડતી હતી. કારણ કે આજની પેઠે માંગો તેટલા કાગળ મળતા ન હતા

મુર્શિદાબાદ પહોંચ્યા પછી ચોથેપાચમે દહાડે હેમેન્દ્રને ખબર પડી કે, એક હરકારો જયનગર સૂધી જવાનો છે. હેમેન્દ્રે એની સાથે કાગળ મોકલાવવાની ગોઠવણ કરી. પોતાના અને રામમોહનના ખુશીના સમાચાર, ખાંસાહેબ કાસમઅલિ સાહેબ સાથે મેળાપ, અને તેમના દ્વારા ભવિષ્યમાં ઉન્નતિ થવાનો સંભવ, સર્વ તેણે તે કાગળમાં જણાવ્યું અને પોતે આજ્ઞા વગર ચાલી આવવા માટે માફી માગી, માતુશ્રીને પ્રણામ, કલ્યાણી વગેરેને પણ ઘટિત લખી મોકલ્યા. પોતાનાં સ્ત્રીબાળકની વાત માત્ર લખી નહિ, કારણ કે તેમ કરવું, એ તે વખતે લજ્જાસ્પદ ગણાતું હતું અને હજી પણ સભ્ય સમાજમાં વડિલવર્ગ આગળ એ વાત પૂછવી, તે તેમ જ મનાય છે.

પત્ર લખી રહ્યા પછી હિમુએ તે રામુને વાંચી સંભળાવ્યો. તે સાંભળી રામમોહન તેની તારીફ કરવા લાગ્યો, પણ કોણ જાણે એકાએક તે બોલતો બધ પડી ગયો. તેના મોંના ભાવપરથી હિમુ સમજ્યો કે, કંઈ તેને કહેવાનું રહી ગયું છે; તેથી તેણે તેને પૂછ્યું કેઃ—

"કેમ રે, રામુ! તું બોલતો કેમ બંધ થઈ ગયો?"

"દાદાબાબુ! બધાની વાત તમે કાગળમાં લખી, પરંતુ ભાભીની ને કીકાની વાત કેમ લખી નથી?"

"ચૂપ રહે, ગાંડા! વડિલને કાગળ લખીએ, તેમાં એ વાત લખાય કે?"

"વારુ ત્યારે કીકાની ખબર શી રીતે આવશે? તમે એમ કરોને ઝીણા અક્ષરે કાગળની પાછળ લખો કે, કોઈને ખબર નહિ પડે."

હેમેન્દ્રને રામમોહનના સરળ સ્વભાવથી હસવું આવ્યું. તેણે કહ્યું.—

"હું નહિ લખું તેથી શું? વડિલ તો તે લખી મોકલશે, સમજ્યો. જો હું એ લોકની ખબર પૂછું તો બધા મને નિર્લજ્જ કહે. પણ હા, જો તું લખી જાણતો હોત તો આજ આમ ન થાત."

"શું ન થાત?"

"તું તારા કાગળમા એ બધાંની ખબર પૂછાવી શકત."

રામમોહને મનમાં તે વખતથી લખતાં શિખવાનો નિશ્ચય કર્યો. તે જ દિવસથી તેણે શિખવાનો પ્રારંભ કર્યો. તે દિવસ પહેલાં તેને

લખવાની આવશ્યકતા કદિ જણાઈ ન હતી. તે દિવસે તેને એમ થયું કે, 'લખતાં આવડે તો સારુ.' તે ખડી લઈ આવ્યો, અને ઘરની દિવાલ, ઓટલો, જ્યાં મળે ત્યાં, 'શ્રી'–'ક' કાઢવા લાગ્યો; ઘરની આખી દિવાલ તેના 'શ્રી' અને 'ક' થી ભરી કાઢી; કાદવમાં પણ લાકડીવતી 'ક' કાઢવા લાગ્યો. હેમેન્દ્રે ભીંતપર આ અદ્દ્ભુત ચિત્રકાર્ય જોઈ દોપીસ્તુ આણી આપ્યું, અને ખડિયોકલમ પણ આણી આપી; પણ કલમનો ભાર ખડિયો સહન કરે નહિ, લખતાં જ ભાંગી જાય! એમાં બિચારો **રામ-મોહન** શું કરે? એમાં કલમનો દોષ હતો, નહિ કે **રામુ**નો. ઘણી મહેનત કરવા છતાં **રામુ** લખતાં શીખ્યો નહિ, એમ અમારા જાણવામાં આવ્યું છે. આઠ હાથની લાંબી લાકડીને હાથમાં સંભાળવી, એ તેને મન સહેલ હતું; પરંતુ આઠ આંગળની કલમ તેના હાથમાં રહેતી નહિ. પાણીદાર તરવાર લઈ પટાબાજીમાં તે પોતાની કુશળતા ઘણી સારી રીતે દેખાડી શકતો, પરંતુ ગુરુની સહાય વગર અને ગેરહાજરીમાં કલમ ઘડવા જાય તો આંગળી કાપી બેસતો. શું કરે? વિદ્યાને તે વશ કરવા જતો, પણ વિદ્યા જ મોં ફેરવી બેસે ત્યાં **રામુ** લાચાર!

---

## દ્વિતીય પરિચ્છેદ

## ભાગ્ય પરીક્ષાની તૈયારી

એક દિવસે સંધ્યાકાળ વ્યતીત થયા પછી **ખાંસાહેબે** હેમેન્દ્રને પોતાની પાસે તેડી બોલાવ્યો. હેમેન્દ્ર તરત જ ગયો અને વિનયપૂર્વક સલામ કરી બેઠો પ્રથમ થોડી વાતચીત કર્યા પછી **ખાંસાહેબે** કહ્યું:–

"આજ નવ્વાબ **નાજીમ**ના દરબારમાં હુ ગયો હતો"

"જી! મેં પણ તે સાંભળ્યું હતું."

"વારુ તમે હુગલી જોયું છે?"

"જી, ના; માત્ર એક જહાંગીરનગર જોયું છે ને આપની કૃપાથી આ **મુર્શિદાબાદ**માં આવ્યો છું."

"વારુ, જરૂર હોય તો ત્યાં જઈ શકો ખરા?"

"આપ આજ્ઞા ફરમાવો તો અબઘડી તૈયાર."

"હું બે માસ પહેલાં જહાંગીરનગરથી અહીં આવ્યો હોત નવ્વાબ **નાજીમ**ના ફરમાનથી કોઈ જરૂરી કામને માટે મારે ત્યાં રહેવું પડ્યું હતું. તે બીના નવ્વાબ હુજૂરને પેશ કરી. આ રાજકાર્ય છે અને ઘણું જ જરૂરનું છે. નવ્વાબજાદા હાલ હુગલીમાં છે. તેમને એક કાગળ હાથો-હાથ પહોંચાડવાનો છે. એ પહોંચાડવાનો ભાર નવ્વાબ સરકારે મારે શિર

મૂક્યો છે. જુઓ કામ ઘણું જ જરૂરનું છે. બુદ્ધિમાન્, વિશ્વાસુ અને ચતુર માણસ સિવાય તે કરી શકે એમ નથી, તમે જઈ શકશો?"

"શા માટે નહિ? આજ્ઞા હોય તો તૈયાર છું."

"કામ ઘણું ખાનગી છે. એ વાતની કોઇને ખબર પડવી ન જોઇએ, સમજ્યા? જાતજાતની ખટપટો અને કાવતરાં હમણાં ચાલે છે. રસ્તામાં કોઈ દરબારી કામને માટે જાય, તેની બાતમી રાખવા માણસો ફરે છે. શા માટે જાય છે, શું કામ છે, કોણે મોકલ્યો છે, એ જે પ્રકારે જાણી શકાય, તેમ જાણવા તેઓ પ્રયત્ન કરે છે. અત્યારે નવ્વાબ સરકાર સાથે તમારે કંઈ પણ જાતનો સંબધ નથી, તેથી કોઈ તમને રસ્તામાં ઝાઝું પૂછશે કરશે નહિ, માટે તમને મોકલવા મારો વિચાર છે. તમે જો કાર્ય હાંસલ કરીને આવશો તો ભવિષ્યમાં તમને વધારે લાભ થવાનો સભવ છે."

"જીવના જોખમે કાર્ય ફતેહમદ નીવડે, એમ પ્રયત્ન કરવામાં કોઈ પણ જાતનો વાધો નહિ આવે. આપના આશીર્વાદથી ફતેહ થશે."

નવ્વાબ સરકારે પોતાના દોહિત્ર **મિરજાં મહમદખાંને** પોતાનો ઉત્તરાધિકારી માન્યો છે **નવાજેશ મહંમદખાં** આથી ઘણો જ અસંતુષ્ટ થયો છે. **જહાંગીરનગર, ઇસ્લામાબાદ, બાજવા** અને **ઘોડાઘાટમાં** એની લાગવગ વધારે છે **નાઉઆરા** મહાલમાં પણ તેનુ પ્રભુત્વ છે. વૃદ્ધ નવ્વાબ જીવતો છે, એટલે ખુલ્લી રીતે કંઈ ઝાઝું બનવા સંભવ નથી, પરંતુ અત્યારથી ગુપ્ત રીતે ખટપટો ચાલુ છે. **જહાગીરનગરમા** નાયબ **નાજીમનું** હવે કંઈ ઝાઝું વળતું નથી. ત્યાં પેસ્કાર **રાજવલ્લભે** 'રાજા' ખિતાબ ધારણ કર્યો છે, અને દ્રવ્યસંચય પ્રકટપણે કરવા લાગ્યો છે. વળી નાયબ **નાજીમ** પોતાની મતલબ સાધવા **ફિરંગીઓની** સાથે વાતચીત ચલાવી રહ્યો છે. અત્યાર સૂધી આ બધી બાબતોપર ધ્યાન આપવાને નવ્વાબ સરકારને અવકાશ મળ્યો નથી. નવ્વાબ વૃદ્ધ થતા જાય છે, અને ઝાઝો વખત કાઢે એમ લાગતું નથી. આ બધી ભવિષ્યમાં ઉપસ્થિત થાય એવી બીના, બને ત્યાં સૂધી અટકાવવા નવ્વાબ સરકાર આતુર છે. તમારે આ પત્ર લઈ જવાનો છે, માટે કેટલીક વસ્તુ-સ્થિતિ જાણવી જરૂરની છે. ભાગ્યપરીક્ષા માટે બહાર નિકળવું પડ્યુ છે, તો રાજ્યમાં જે ભયાનક આંદોલનો ચાલી રહ્યાં છે, જે વિપુલ પરિ-વર્તન થવાનાં ચિન્હો જણાય છે, તે તરફ દૃષ્ટિ રાખવી જરૂરની છે. તમે બુદ્ધિમાન્ છો, સાહસિક છો, માટે ચારેતરફ નજર રાખી જોઈ વિચારીને ચાલવું. ચતુર અને સાહસિકને માટે આ વખત સારો છે."

રાજ્યની કેટલીક હકીકતની હેમેન્દ્રને ખબર હતી. તે પ્રાકૃત અવ-

સ્થાથી છેક અજાણ્યો હતો એમ ન હતું. ઢાકામાં જે વખતે તે હતો, તે વખતે કેટલુક તે જાણી શક્યો હતો, બાકીનું ખાંસાહેબને મોંએ તેણે વાતચીતમાં પ્રસંગવશાત્ ઘણું સાંભળ્યું હતું; છતાં ખાંસાહેબના કહેવાપર તેણે લક્ષ્ય આપ્યું, અને કેટલુંક નવુ, પણ તેમાંથી તે જાણી શક્યો.

ખાંસાહેબે પૂછ્યું·–"તો પછી હુગલી જવા શો વિચાર છે? જશોને?"

"અવશ્ય."

"તમે હા પાડશો, એ હું જાણતો હતો જ્યારે નવ્વાબ સરકારે આ જરૂરી રાજકાર્ય મને સોંપ્યું, ત્યારે તમે મારા લક્ષમાં હતા ને તેથીજ મેં આ કાર્ય માથે લીધું. આ પત્ર લાવનાર સંપૂર્ણ ભરોસાદાર માણસ છે અને, તે લાવનારના નામ તરીકે તમારો ઉલ્લેખ છે. આવી તક આવવી, એ કોઇકનાજ નસીબમાં હોય છે, અને તે તમને સુભાગ્યે મળી છે."

"આપનો એ એહસાન છે."

"શુક્રે ખુદા કરો, માણસ શું કરી શકે એમ છે? જૂઓ મહંમદ અય્યારબેગ હુગલીનો ફોજદાર છે. તેનાપર તમને, હુ જૂદો પત્ર આપું છું. તે તમને સલાહ આપશે, અને નવ્વાબજાદા પાસે પેશ કરશે. આજ રાત્રે જ તમારે જવાનું છે, સમજ્યા? ઘાટપર નૌકા તૈયાર છે; ઘરમા જાઓ અને સર્વ તૈયારી કરો જવાની વખતે હું તમને બોલાવીશ, ને વખતે કંઈ કહેવાનું હશે તો કહીશ. પછી તરત રવાના થજો."

હેમેન્દ્ર ત્યાંથી ઉઠી મકાનમાં ગયો. તેના મુખપર આનંદની છાયા હતી. તેની આખોમાં એક પ્રકારની આનંદવ્યજક ચમક હતી; તેને જોતાંજ તે આજ કંઈક ખૂશ મીજાજમાં છે એમ ધારી લે, એવો તેનો ચહેરો હતો.

હેમેન્દ્રને જોતાંજ રામમોહને પૂછ્યુ:–"શુ કંઈ ખબર આવી છે?"

"હા, બેશ ખબર આવી છે"

"શું જયનગરથી પત્ર આવ્યો છે કીકા કેમ છે? દાદા બાબુ?"

કીકા, વડિલ, માતુશ્રી આદિનું સ્મરણ હેમેન્દ્રના મનમાં નિરંતર થતું હતું, પણ અત્યારે તો તેના મગજમાં બીજા જ વિચાર રમતા હતા તેની દૃષ્ટિ ભવિષ્યના અર્ધમુક્ત દ્વાર તરફ હતી. રામુના પ્રશ્નથી તેનો કલ્પનાસ્રોત અટકી ગયો તે બોલ્યો:–

"ના, ના, રામુ! ઘરથી કંઈ કાગળ આવ્યો નથી, અને એટલામાં જવાબ આવે એમ લાગતું પણ નથી રામુ! આજે બહારગામ જવાનું છે, માટે સઘળી તૈયારી કર"

"બહુ દૂર જવાનું છે?" "હા."

"પણ આજ ને આજ! શામાટે?"

"તે ઘણી લાંબી વાત છે. હું પછી તને કહીશ. જો આપણે પાછા ફરતાં વિશેક દિવસ લાગશે. આપણે હુગલી જવાનું છે. તે તું કોઇને કહેતો ના."

રામમોહન જવાની તૈયારી કરવા લાગ્યો.

એક પ્રહર રાત ગઈ હશે, એટલે **ખાંસાહેબ**નો માણસ **હેમેન્દ્ર**ને બોલાવવા આવ્યો. **ખાંસાહેબ હેમેન્દ્ર**ની વાટ જોતા હતા; **સરિફન** બેગમ તથા **સુરત** પણ ત્યાં જ હતાં **હેમેન્દ્ર** તૈયાર થઇને આવ્યા, અને સલામ કરી બેઠો. **ખાસાહેબે** તેને અનેક સૂચના આપી; શી રીતે વર્તવુ, હજૂરની સ ક્ષ શી રીતે પત્ર પેશ કરવો, વગેરે તેને સમજાવ્યું; ખર્ચને માટે જોઇતી પૈસાની રકમ આપી; પછી એક પત્ર **હેમેન્દ્ર**ના હાથમાં મૂકી કહ્યું:—

"આ પત્ર **મહમદ અય્યાર બેગ** ફોજદાર સાહેબને આપજો. એમાં તમારી ઓળખાણ તથા હુગલી આવવાનું કારણ લખ્યું છે."

બાદમા **ખાંસાહેબે** એક પેટીમાથી સંભાળપૂર્વક એક પત્ર કાઢ્યો. એને કિનખાબના આવરણમાં લપેટેલો હતો તેના પર નવ્વાબ **નાઝીમ** સરકારની ખૂદ મહોર હતી. એ પણ હેમેન્દ્રને સ્વાધીન કર્યો અને **ખાંસાહેબે** કહ્યું:-

"ખાસ દરબારમાં નવ્વાબજાદા હુજૂરને આ કાગળ હાથોહાથ પેશ કરવાનો છે. આ પત્ર કોઇને પણ બતાવશો ના. ફોજદાર સાહેબને પણ એ બતાવતા ના વળી એ પત્ર તમારી પાસે છે, એ ફોજદાર સાહેબ સિવાય બીજા કોઇને પણ જણાવતા ના. ગમે તેવા સંકટોમા પણ આ પત્ર બીજાને હાથ જાય નહિ, એની ઘણી ખબરદારી રાખજો રસ્તામાં અનેક પ્રકારનાં વિઘ્ન નડે, તોપણ પ્રાણપણે એને સંભાળજો ને માણસોથી હોશિયારીથી વર્તજો. રસ્તામાં ઠગ, જાસૂસ, ડકુ વગેરે લોકોના ઉપદ્રવસાંથી બચી કામ લેવાનું છે."

હેમેન્દ્રે તે કાગળ સાવધાનપૂર્વક લીધો, અને જવાને માટે રજા માગી. **ખાંસાહેબ** ઉભા થયા. **સરિફન** અને **સુરત** પણ ઉભી થઈ. **ખાંસાહેબે** કહ્યું:-

"જાઓ, પાક પરવરદેગાર! મદદ કરશે. કામ પૂરું કરી વહેલા આવજો. આ કામ ઉપકારને માટે નથી, તમને મારા પોતાના જાણીને સોંપ્યું છે. તમારી ઉન્નતિ જે માર્ગે થાય, તે માર્ગ શોધી આપવો, એ મારું કર્તવ્ય છે. અમે સઘળાં આપના સદાનાં ઋણી છીએ. જાઓ, કાર્ય સિદ્ધ કરી પાછા ફરો."

"આપ મુરબ્બીની આશિષથી સફળ જ થશે."

સરિફન બેગમે કહ્યું.—"હેમેન્દ્ર! રસ્તામાં સાવધાની રાખજો. તેનું કંઈ તમને કહેવું પડે એમ નથી. ઈશ્વર તમને આ કામમાં જશ આપે એટલે બસ. જાઓ, વેળાસર પાછા વળજો."

સુરત કંઈ પણ બોલી નહિ માથું નમાવી ભાઈસાહેબને સલામ કરી. હેમેન્દ્ર પણ સઘળાને વિનયપૂર્વક સલામ કરી, ત્યાંથી ચાલી નિકળ્યો.

ગ્રીષ્મઋતુ હતી, ઉકળાટ થતો હતો, ભાગીરથીના જલતરંગની સાથે ક્રીડા કરી, પુષ્પોની પરિમળને ચોરી શીતળ પવન સુરતના શયનકક્ષમાં આવતો હતો. શયનપૂર્વે સુરતઉન્નિસા પોતાના ઓરડાના પાછલા ભાગની બારીમાં બેઠીબેઠી વાયુસેવન કરતી હતી. બાદી પ્યાર, પાસે બેસી કેશ વિન્યસ્ત કરતી હતી. પ્યારે પૂછ્યું:—

"આજે બાબુસાહેબ શીદ પધારે છે?"

"ભાઈસાહેબ તો હુગલી જાય છે."

"ઓ મા! હુગલી તો કેટલુ છેટું છે! રસ્તામા ભયતોફાન પણ થોડું નથી."

"હા, પણ ભાઈસાહેબ નૌકા ચલાવવામાં ઘણા હોશિયાર છેને."

"તે તો છે; પણ ચોરલુટારુનો ભય ક્યાં ઓછો છે?"

"હાથમાં હથિયાર હોય તો ભાઈ સાહેબ કોઇનાથી ડરે એમ નથી. અહીં આવતી વખતે જોયું હતું કની તેમનું પરાક્રમ? અલિ! કેવી બહાદૂરીથી આપણો બચાવ કર્યો હતો! તે સાભરેછ કની?"

"લ્યો બીબી! તમે એમ સમજો છો કે, હું એટલામાં એ બધું ભૂલી ગઈ છું?"

"ના, ના પ્યાર! તું કેદાડે ભૂલે એવી છે! તું તો ઘણી ચંચળ છે! પણ, હે પ્યાર! તે દહાડે લૂટારુઓએ કંઈ ચીજ લૂંટી નહિ અને માત્ર તને અને મને પકડી ગયા, એ શું? એ કેવી જાતના લૂટારુ હશે?"

પ્યાર સહેજ મુઝવણમાં પડી. પરંતુ તેનામાં હાજરજવાબી થોડીઘણી હતી. તે બોલી:—"ભયાનક લૂટારુ! કદાચ તેમને ખબર હશે કે, આપણી પાસે લુટવા જેવું કંઈ ન હતું. ઝાઝો અસબાબ ક્યાં હતો જે લૂટે? માટે તમને પકડી લઈ જતા હતા."

"મને પકડી જવામાં એમને શો ફાયદો થાત?"

"તમે કની ખાંસાહેબનાં એકનાં એક લાડકાં કન્યા છો. તેથી તમને પકડી જાય તો પાછાં સોંપતાં ભારે રકમ મળે, સમજ્યાં? લૂટારુઓની એવી મુરાદ હશે."

"હશે, ખરી વાત; પણ, પ્યાર! તે લૂટારુઓની નૌકામાં એક સ્ત્રી હતી ને?"

"હા, હતી."

"તો શું સ્ત્રી પણ લૂટારુ હોય છે?"

**પ્યાર** બાંદી બોલવામાં ઘણી ચતુર હતી. તેણે વાત ઉડાવવાની એ સંધિને છોડી નહિ. તે બોલી:–

"અરે સ્ત્રીઓ તો એવી ધોળે દહાડે લૂટ કરે છે કે જેનું નામ તીરેનિગાહથી એવી તો ઘાયલ કરે કે, સામાની શુદ્ધ જ ન રહે. સમશીરેઅબ્રુથી તે એવી તો કત્લેઆમ ચલાવે છે કે, સામાંનું દીલ તરફડાટ વગર બેહોશ થાય છે. વળી તે હાથ સુદ્ધાં લગાડે નહિ અને લૂટ કરે."

**સુરતબીબીના** સામુ જોઈ **પ્યારે** ગાવા માંડ્યું કે:–

"ક્યામત હય ઉનકા ઈધર દેખ લેના;
કરેંગે યુંહી દીલમેં ઘર દેખ લેના.–
સુબારીક તુમ્હે બાંધના તેગો ખંજર,
મગર પહલે અપની કમર દેખ લેના.–
મનેહ લેંગે હમ દેખકર તેરી આંખે;
જલીલ આજ અમના જીગર દેખ લેના."–

**સુરતે** કહ્યું:–"હાં **પ્યાર**! તું કહે છે તે વાત તો ખરી છે. જોની આ આપણો ખિદમતગાર **સાદક** કેવો નવજૂવાન, હોંશિયાર અને પેંટાબાજ છે, પણ તેં એ બિચારાનું સર્વસ્વ લઈ લીધું છે, તે તારી એ કળાથી કે?"

**પ્યારે** જોયું કે, જે ઘા તે **સુરતપર** કરવા જતી હતી તે તો તેનાપર પાછો આવ્યો; પણ ઉપાય ન હતો. શું કરે? લાચાર!

**પ્યાર** બોલી:–"ખોટું બધુ. કોણ કહે છે કે, બાઈ! મેં એના દિલનુ કે કોઈ બીજી ચીજનું હરણ કર્યું છે? શું હું ચોર છું કે લુંટારણ?"

"તું ચોર પણ છે અને લુંટારણ પણ છે, સમજી?"

એમ કહી બે હાથવતી **પ્યારને** પકડી તેનું મોઢું પોતાની પાસે આણી ચુમ્બન કર્યું અને કહ્યું–"નહિ, નહિ, તું તો સાધુ છે, ફકીરણ છે. જોને તું જે ચોરી લાવી હોય, તે વ્યાજ સાથે પાછું આપી દેને."

"મેં તો કોઇની કંઈ ચોરી કરી નથી. ખોટું મારું નામ બદનામ કરે છે બધાં. ઓ! ઓ! એવા બદનામથી ડરી ઘરની ચીજ પણ પરાયાને આપી દઇશ કે?"

"અરે ગાંડી! પણ એ બદનામી શા માટે સહન કરે છે? તારી પાસે જે કંઈ હોય તે દઈ દે કે થયું. દિલની ખયરાત કર. પુણ્ય પણ થશે, બે લોકમાં ખુશ નામ પણ થશે, સમજી કે?"

યુદ્ધમાં બિચારી પ્યારની હાર થઈ. તે મુગી બેસી રહી; થોડીવાર પછી બોલીઃ–

"બીબીસાહેબા! આ, જાણ્યામાં બાબુ સાહેબની હોડી જાય છે."

"ક્યાં?"

બન્ને જણા તિબારીની જાળીમાંથી ભાગીરથીપર નજર કરવા લાગ્યાં. ચાંદની રાત હતી; ભાગીરથીના તરંગોપર જ્યોત્સ્ના ઝળકતી હતી; તેના પ્રબળ પ્રવાહમાં એક હોડી સરતી હતી.

તે નૌકા તરફ જોઈ સુરત બોલીઃ– "પ્યાર! હવે તો તોફાનના દિવસ છે, અને ભાઈસાહેબની નૌકા તો નાની છે"

"તોફાનમાં તો કહે છે કે, નાની નૌકા વધારે સારી, ઝટપટ તેને તીરે લઈ જઈ થાંભી શકાય."

"તું કહેતી હતી કે રસ્તામાં ચોરડાકુનો ભય છે?"

"એક લાકડીથી બાબુસાહેબ દશને પૂરા પડે એવા છે."

જોતજોતામા હેમેન્દ્રની નૌકા અદૃશ્ય થઈ ગઈ. સુરત શય્યામાં જઈ પડી; શય્યામાં પડીપડી નિરાપદે હેમેન્દ્રનું કાર્ય પાર પાડવા ઈશ્વિરની સ્તુતિ કરવા લાગી. પ્યાર પણ તિબારીની બારી બંધ કરી સુઇ ગઈ; સૂતાંસૂતાં તે વિચાર કરવા લાગીઃ "અહા! આ સંસાર કેવો વિચિત્ર છે! ચોરીની વાત તો બાજૂએ રહી, પણ કંઈ પણ કારણ વગર કેટલાં માણસો બદનામ થાય છે! વળી એવા પણ કેટલાંક માણસો છે કે, જે બીજાને વગર માગે સર્વસ્વ આપી છે." પોતાના સંબંધમાં પણ એ જ નિયમે તે વિચાર કરવા લાગી, પણ કંઈ યથાર્થ નિર્ણય કરી શકી નહિ. પ્યાર અંધકારમા ધીમેથી ગાવા લાગીઃ–

"પરદેશી સૈયાં નેહા લગાય દુ.ખ દે ગયો,—
આવનકી ઔધિયાં કિયે ગયો;
દુઃખ દે ગયો, સુખ લે ગયો.–પરદેશી.
સૌતન બિરમાય રાખો,
બયરન લલચાય રાખો;
કેહકો અમૃત રસ ચાખો,
કેહકો રસબસ અભિલાખો
હમસેં બતિયાં કરકે પતિયાં નાદિયો;
સુખ લે ગયો, દુઃખ દે ગયો.–પરદેશી.

સુરત વિચારતરંગમાં હતી. પ્યારનું સુમધુર ગીત તેના કાનમાં અથડાવા લાગ્યું. તેણે તેના ચિંતાસ્રોતને મંદમધુર કરી મૂક્યો.

## તૃતીય પરિચ્છેદ
## હુગલીના કિલ્લામાં

હુગલીનો નવ્વાબી કિલ્લો ભાગીરથીના તીરપર હતો. કિલ્લાની એક બાજૂ બરાબર નદીને કાંઠે હતી. કિલ્લાની દિવાલપર બૂરજોની રાંગ હતી. એક ઊંચા બૂરજપર તોપ ગોઠવવામા આવી હતી, તે ભાગીરથીપર લાંબે સૂધી નજર રાખતી હતી. બૂરજના કાંગરાપર નિશાન ફરકતા હતાં. કિલ્લાની દિવાલથી ઘણે છેટે મધ્ય ભાગમાં દરબારગૃહ હતું. તેના ઊંચા ઘુમ્મજપર મોટો નિજામશાહી વાવટો હવામાં ઉડતો હતો, અને કિલ્લામાં નવ્વાબજાદાની અવસ્થિતિ સૂચવતો હતો. દુર્ગના દ્વારના ઉચ્ચભાગમાં નૌબતખાનું હતું. આ નૌબતખાનામાંથી પ્રથમ પહોરની રોશનચોકીનો મધુર ટંકાર ભાગીરથીપર ઘણે દૂર સંભળાતો હતો. જ્યાં ત્યાં કામ પ્રસગે આવનારજનારની મોટી ધમાલ હતી. જ્યાં ત્યાં સિપાઈ, સંત્રીઓ નજરે પડતા હતા. રાજા, જમીનદાર, બકસી, બરકન્દાજ, ચોપદાર વગેરે આવજા કરતા હતા. હિંદુ, મુસલમાન, આરમીનિયન, ફિરંગી દષ્ટિએ પડતા હતા. ભાગીરથીને તીરે અનેક જાતની નૌકાઓ હતી. બહરી વિભાગની સુસજ્જિત રણતરીથી માંડી મયૂરપંખી, ઘોડદોડ, પાનસી, છીપ, તરાપા, નાની નાની ડાગીઓ પર્યંત હતી. ભાગીરથીનો સ્રોત કિલ્લાને સ્પર્શી ખળખળ કરતો વ્હેતો હતો થોડી નૌકાઓ કિલ્લાની પાસે નાંગરેલી હતી. કિલ્લા આગળ એક સંત્રી તેને જૂદીજૂદી રાખવા સૂચના કરતો હતો.

એવામાં એક નૌકા ત્યાં આવી લાગી. નૌકાને બાંધી રાખવાને જોઇએ તેવી જગા જણાઈ નહિ, એટલે નૌકા આગળ વધવા લાગી. સત્રી તેને આગળ વધવાને નિષેધ કરવા લાગ્યો. ધાંટાધાટ અને બૂમરાણ થયું. સંત્રીનું બોલવું ખલાસીથી સમજાયું નહિ. નૌકા તો જરા આગળ જવા લાગી. સંત્રીએ ફારસી–બંગાળીમા ગાળ દેવાનો આરંભ કર્યો. નૌકાના અગ્ર ભાગમાં રામમોહન બેઠો હતો તે બોલ્યો.–"બાપુ ! ગુસ્સો શું કામ કરો છો? એમને એમ કહોને, એટલે સમજવામાં આવશે."

સંત્રીઃ–"જવાબ દેતા હય, કાફરકા બચ્ચા?"

"તુરકડાના મોંમાં ગાળ સિવાય નિકળે યે શું?"

"ગિરફ્તાર કરો, શાલાકો."

બેચાર માણસો ત્યા આવી લાગ્યા. નૌકા પણ તીરે આવી પહોંચી. ત્રણેક જણ ઝટ લઇને નૌકામા કૂદી પડ્યા. હિમુ તે વખતે અંદર કપડાં પહેરતો હતો. સંત્રીઓ, રામમોહનને પકડી તેના હાથ બાંધવાને પ્રયત્ન કરવા લાગ્યા.

હિમુ એ ગડબડ સાંભળી, બહાર આવ્યો અને બોલ્યો:–"શું છે? શા માટે આ માણસને પકડો છો?"

સંત્રી.– "તુમ કૌન હો? પકડો ઉસ્કોભી."

"સંત્રીસાહબ! મેં તો કંઈ ખત્તા કરી નથી. જરા મહેરબાની કરી કહેશો કે, શું થયું છે?"

સંત્રી:–"કોટવાલ સાહેબ પાસે સાંભળજો."

જેઓએ રામમોહનને પકડ્યો હતો, તેઓ તેને બાંધવાને ફોકટ મહેનત કરતા હતા. રામુ તેમનાથી બધાતો નહિ. તે તેમની સાથે હડસેલા-હડસેલી કરતો હતો.

હિમુને જોઈ રામુએ કહ્યું.–"દાદા! આ ત્રણ જણ મને બાંધવા માગે છે, કહેતા હો, તો આ ત્રણે જણને ગંગામાં નાવા મોકલું."

"ચૂપ, ગાંડા! એ સરકારી આદમી છે. તકરાર કરવામાં માલ નહિ, સમજ્યો?" સંત્રી તરફ જોઈ હિમુએ ફરીથી પૂછ્યું.–

"અજી સંત્રીસાહબ! ઉસ્કી ખત્તા ક્યા હૂઈ હય વો જરા મહેરબાની કરકે સુનાઇયે તો સહી."

સંત્રી.–"કિલ્લેકી પાસ કિશ્તી લાનેકો મના કિયા,-ફિરભી ન સૂના ઓર આગે બઢા, ઔર ગાલી સુનાને લગા."

રામમોહન:–"મેં ક્યારે ગાળ દીધી હતી, સંત્રીસાહેબ?"

સંત્રી:–"ચૂપ રહો, બદમાશ!"

રામુના હાથ બાંધવામાં આવ્યા. હિમુ સંત્રીને કંઈ કહેતો હતો, પણ સંત્રી તેના કહેવાપર ધ્યાન આપતો નહિ. તે બોલ્યો:–"લે ચલો, દોનો આદમિકો ફાટકકી ભીતર, ચલો." સંત્રી આગળ થયો. ત્રણ આદમીઓ રામમોહનને લઈ ચાલ્યા. તેઓ કાફરી હતા, બોલી બરાબર સમજતા નહિ.

રામુએ કહ્યું:–"દાદા! અહીં ગંગા બહુ ઉંડી નથી. એક ડૂબકી."

"ચુપ, ગાંડો થયો છું? સંત્રી સાથે ચાલ. જ્યાં લઈ જાય ત્યાં જઇ, જોઇએ તો ખરા કે શું થાય છે, શું કરે છે?"

રામમોહન વધારે કંઈ બોલ્યો નહિ. પ્રહરી રામમોહનને અને હેમેન્દ્રને લઈ કિલ્લામાં દાખલ થયા. હિમુના પહેરવેશપરથી અને દેખાવપરથી તે કોઈ મોટો માણસ છે, એમ ધારવા લાગ્યા. વળી તેણે કંઈ અપરાધ પણ કર્યો ન હતો, એથી હિમુને હાથ બાંધ્યા વગર સાથે લીધો હતો.

વળી રામુનું મોં ફરી ચળવળ્યું:– "જૂઓ, દાદા! આ બીજા સિપાઇઓ."

હિમુએ કહ્યું:–"જે થયું છે તે ઠીક છે. આપણે અહીં કોટને

ઓળખતા નથી. ફોજદાર સાહેબ પાસે પહોંચતાં કેટલી વાર લાગત તે કોણ જાણે? હવે તે બાબતમાં કંઈ ફિકર કરવા જેવું રહ્યું નથી. સંત્રી જ આપણને ત્યાં લઈ જશે."

"એમ કે?"

સંત્રીએ રામમોહન તરફ જોઈ કહ્યું:–"ચૂપ, બદમાશ!"

કિલ્લાના તે ભાગમાં તે વખતે ભારે ભીડ હતી. કિલ્લામાંનો કોઈ અમલદાર જતો હતો. ચારે તરફથી લોકો તેને સલામ કરતા હતા. પ્રહરી, સિપાઈ, ચોપદાર, છત્રીદાર વગેરે સાથે હતા. ચારે તરફથી "ફોજદાર સાહેબ, ફોજદાર સાહેબ"નો શબ્દ સંભળાવા લાગ્યો. હેમેન્દ્ર અને સંત્રી સાથે રામમોહન રસ્તાપર બાજૂએ સરકયા.

પાસેથી જતી વખતે પાલખીમાં બેઠેલા તે અમલદારે પૂછ્યું.– "આ કોણ છે? એમણે શું કર્યું છે?"

"હુજૂર! મના કરવા છતાં હોડી ઠેઠ કિલ્લા સુધી લઈ આવ્યો."

"દારોગાને સોંપો, કોટવાલીમાં લઈ જાવ."

ફોજદાર સાહેબ ચાલી ગયા. દારોગો આધકારપર નવો જ આવ્યો હતો. વળી અધુરામાં નવ્વાબજાદાની પધરામણી તે વખતે કિલ્લામાં હતી. એટલે દારોગાનું કહેવું શું? જાતના ઉતરતા ને વળી ભાંગ પીધી. દારોગા સાહેબની કર્તવ્યપરાયણતાની માત્રા વધી ગઈ હતી.

રામમોહનને હાથે કડી જોઈ સંત્રીને દારોગાએ પૂછ્યું:–"શું થયું છે?"

સંત્રી:–"કિલ્લાના ઘાટપર હોડી લાવ્યો. મના કરી તે માની નહિ. ને ગાળાગાળી કરવા લાગ્યો."

"લઈ જાઓ એને, હમણાં પહેરામાં રાખો."

સંત્રીએ હેમેન્દ્રને આગળ કર્યો અને પૂછ્યું:–"આનું શું કરું?"

દારોગાએ હેમેન્દ્રને પૂછ્યું:–"તમે શું કર્યું છે?"

"મેં કંઈ નથી કર્યું."

દારોગાએ સંત્રીને પૂછ્યું:–"એને કેમ ગિરફતાર કર્યો છે?"

"જી, એ હોડીમાં હતો"

દારોગાએ હેમેન્દ્ર તરફ જોઇને કહ્યું:–"તમે હોડીના ચડનાર છો? તમે ઘાટપર લાવવા હુકમ આપ્યો હતો?"

"જી, ના, હું અંદર હતો. હું મુર્શિદાબાદથી આવું છું. મારે ફોજ-દાર સાહેબની સાથે કામ છે."

"શું કામ છે ફોજદાર સાહેબ સાથે?"

"ઘણું જરૂરી કામ છે."

હેમેન્દ્રનો પોશાક અને ઢબછપ જોઈ દારોગો મનમાં કંઈ વિચાર

કરતો હતો. તેનું વિનયપૂર્વક બોલવું તથા રાજદરબારોચિત વાતચીત જોઈ, તે મનમા ધારતો હતો કે, આ કોઈ અમલદારનો માણસ હોવો જોઇએ. હેમેન્દ્ર સામું જોઈ તે બોલ્યોઃ—"મળાશે નહિ."

"નહિ મળાય તો સરકારી કામમાં વિલમ્બ આવશે."

"તેથી મને શું? એ મારું કામ નથી. જાઓ એને મુન્સીખાનામાં લઈ જાઓ."

સંત્રી આગળ વધવા લાગ્યો. હેમેન્દ્રે જોયું કે, આમ નકામો વખત જતો રહેશે અને ફોજદારને મળાશે નહિ. તેણે ઝટ છાતીપરથી ફોજદાર સાહેબપરનો કાગળ કાઢ્યો અને બોલ્યોઃ

"અજી દારોગા સાહબ! મુજે કુચ્છ અર્જ કરના હય. મય ખૂદ મુર્શિદાબાદસે નિયમત કામકે લિયે આયા હુ; ગર ઇસ કામમેં દેર હુઈ તો ઇસકી જૂમ્મેદારી મેરે શિર ન હોંગી. દેખિયે એ રુક્કા ખુદ ફોજદાર સાહેબકા હય."

એટલું બોલી, હેમેન્દ્રે કાગળપરથી આવરણ લઈ લીધું. કાગળપર રેશમી દોરી હતી અને શાહી મોહોર હતી. હેમેન્દ્રે તે પોતાના હાથમાં રાખી બતાવી, પણ દોરી તેના હાથમાં આપી નહિ.

દારોગાએ પૂછ્યું:—"આપ ક્યાંથી આવો છો ? કોની પાસેથી આવો છો ?"

"હું એક વાર અર્જ કરી ચૂક્યો છું કે, હું મુર્શિદાબાદથી આવું છું. આ રુકકો કોઇને આપવાની મને મના ફરમાવી છે. ખુદ ફોજદાર સાહેબને તે પેશ કરવાનો છે, અગર આપને મારી વાત પર ઇતબાર ન હોય તો મારી સાથે એક સિપાઇને મોકલો. ફોજદાર સાહેબને આ રુકકો પહોચાડી હું ફોરન અહીં હાજર થઇશ. જો કામમાં દેર થઈ તો તેનો તકસીરવાર હું નહિ ગણાઉં."

"આપનું ઇસ્મ મુબારક."

"હજરત! માફ કરજો, હું મારો પરિચય આપી શકું એમ નથી, સિર્ફ આ પત્રનો લાવનાર છું, એમ સમજો."

હેમેન્દ્રના બોલવાચાલવાથી અને ધૈર્યથી દારોગાના મનપર અસર થઈ; વળી તે કાગળપરની મોહોર જોઈ સમજ્યો હતો કે, આ નવ્વાબ સરકારનો માણસ છે. તેથી તે બોલ્યો.—"તમે મારી સાથે ચાલો. હું ફોજદાર સાહેબ પાસે જાઉ છું."

હેમેન્દ્ર દારોગાની સાથે ચાલ્યો. ફોજદાર સાહેબની મુલાકાત કરવી, એ કંઈ નાનુંસુતું કામ ન હતું. તેને સહેજમાં મળાતું નહિ. હેમેન્દ્રે મનમાં ધાર્યું કે, ગિરફતાર થવામાં લાભ હતો.

બંગાળને ભાવી નવ્વાબ ખૂદ કિલ્લામાં આવી રહ્યો હતો. કેટલાક જમીનદાર, રાજા, શાહુકારાદિ નજરાણા લઈ આવતા હતા. જેનાપર ફોજદાર સાહેબની મહેરબાની હોય, તેને નવ્વાબજાદાની દરબારમાં ઝટ મુલાકાત થતી હતી ફોજદાર સાહેબને ત્યાં ઘણા માણસો મુલાકાતને માટે રાહ જોતા બેઠા હતા. સવારની દરબાર ખલાસ કરી, ફોજદાર સાહેબ સ્વમુકામે પાછા ફર્યા હતા. બહાર કેટલાક માણસો હતા. હેમેન્દ્ર તરફ નજર રાખવાનું સંત્રીને કહી, દારોગા સાહેબ અંદર ગયા; અને થોડી વાર પછી પાછા આવી હેમેન્દ્રને કહ્યું:—

"બાબુસાહેબ! ફોજદાર સાહેબને મળવું સહજ નથી. અનેક મુશ્કેલીએ આપને અંદર લઈ જવાની અનુમતિ મળી છે."

"આપની મોટી મહેરબાની."

દારોગા સાહેબે મનમાં ધાર્યું કે, 'આ નવ્વાબ સરકારનો માણસ છે, નહિ તો ફોજદાર ઝટ મુલાકાત આપે શાનો? એને શામાટે ખુશ ન રાખવો? રાજધાનીથી સરકારી કામને માટે આવેલ છે, માટે કોણ છે, તે કહેતો નથી.

એક મોટા કમરા આગળ બે ચોપદાર બેઠા હતા. હેમેન્દ્રને દારોગાએ બતાવ્યો હેમેન્દ્રને એક ચોપદાર ખાસ કમરામા લઈ ગયો. અર્ધ શયનાવસ્થામાં મૂલ્યવાન્ ગાલીચાપર ફોજદાર અય્યારબેગ તમાકુસેવન કરતો પડ્યો હતો હેમેન્દ્રે નમ્રતાપૂર્વક સલામ કરી, પછી કાગળ કાઢી તેના હાથમાં આપ્યો રુક્કામા શું લખ્યું હતું, તે હેમેન્દ્ર જાણતો હતો. કારણ કે ખાંસાહેબે તે હેમેન્દ્રને જણાવ્યું હતું. તે પત્ર ફોજદાર સાહેબે વાચ્યો. તેમાં પત્ર લઈ આવનાર હેમેન્દ્રલાલ રાયને નવ્વાબજાદાની મુલાકાત કરાવવાનું અને તેનો યોગ્ય બદોબસ્ત કરવાનું લખ્યું હતું. પત્ર પૂરો થયા પછી ફોજદારે પૂછ્યું.—

"આપનું ઇસ્મ શરિફ હેમેન્દ્રલાલ રાય?"

"જી હુજૂર!"

"નિજામતિ રુક્કો આપની પાસે છે?"

"જી, હા."

"આપ કિલ્લામા ક્યારે આવી પહોચ્યા?"

"આજ સહવારે."

"સહવારે! તો આટલો વિલમ્બ કેમ થયો?"

"ઘાટપરના પ્રહરીએ ગિરફતાર કરી કોટવાલીમાં મોકલ્યો હતો."

"ગિરફતાર! શા માટે?"

"જી, કિલ્લાની પાસે સેવકની કિરતી આવી, તે ગુન્હાને માટે."

ફોજદારે ચોપદારને બોલાવ્યો. ચોપદાર ત્યાં આવી અદબપૂર્વક ઉભો રહ્યો

ફોજદારે તેને પૂછ્યું:–

"દારોગો હાજર છે?"

"જી હુજૂર."

"અહી આવવા કહે."

દારોગા સાહેબ ત્યાં આવી ઉભા રહ્યા ને જોતાં જ વસ્તુસ્થિતિ સમજી ગયા. ફોજદારે તેને પૂછ્યું:–"આમને તમે ગિરફતાર કર્યા હતા?"

"જી, સરકાર! મારી કસુર ન હતી ઘાટપરનો સંત્રી એમને પકડી લઈ આવ્યો હતો. મારી–"

"અયર! તમને કંઈજ ભાન નથી. નવો અધિકાર મળ્યો છે, સભાળીને વર્તજો; નહિ તો અધિકાર ઝાઝા દહાડા નહિ રહે. જાઓ એ નૌકાને બરાબર સારી જગ્યાએ બધાવી, એમાંનાં માણસોનો ખાવાપીવાનો અચ્છો બંદોબસ્ત કરો. સમજ્યા? જુઓ, કોઈ જાતની ખામી ન રહે."

"જી હુજૂર!"

"જાઓ. બહારના કમરામા રાહ જૂઓ. બીજું કંઈ કામ હશે તો બોલાવીશ."

રામમોહન કોટવાલીમાં કેદમાં હતો, એ કહેવાની હિમુને કંઇ અગત્ય-જણાઈ નહિ. દારોગો, હેમેન્દ્રને અને ફોજદાર સાહેબને સલામ કરી બહાર ગયો.

અય્યાર બેગ:–"ખાંસાહેબ જહાંગીર નગરમાં તસરિફ રાખતા હતાને?"

"જી, થોડા દિવસથી હાલ પાટનગરમાં છે."

"સાંભળ્યું તું કે, આપ મક્કાશરિફ હજ્જ કરવાના છે."

"જવાને માટે વિચાર છે."

"તેમના જેવા ધાર્મિક શ્રદ્ધાળુની ઇચ્છા ઇશ્વિર અવશ્ય પૂર્ણ કરશે ભલા, આપની વય તો હજી નાની છે, અને આ જરૂરી શાહી રુક્કો પહોંચાડવાનું આપને શિર ક્યાંથી આવ્યું?"

"ખાંસાહેબની ઇનાયત આપ મારા મુરબ્બી છે"

"ઇશ્વિરની દયા છે કે, એમના જેવા આપના મુરબ્બી છે. ભવિષ્યમાં આપને માટે સારી આશા છે. આપ નૌકામાં જઈ આપનો અસબાબ યથાસ્થાને રખાવો. ખાવાપીવાનો બંદોબસ્ત કરવા કહ્યું છે. રાત્રે અહી પધારજો. ખાસ દરબારમાં નવ્વાબજાદાની મુલાકાત કરાવીશ"

હેમેન્દ્ર સલામ કરી ત્યાંથી નિકળ્યો. કહેવાની જરૂર નથી કે, રામમોહનને તરત જ છૂટો કરવામાં આવ્યો હતો. તેણે પોતે આદમીઓ પાસે હોડી સારે ઠેકાણે બંધાવી હતી. સંત્રી અને કોટવાલ તેને જોઇતો સામાન પહોચાડવા પોતાનાં માણસોને સૂચના આપતા હતા. તેમની મદદથી ખાવાપીવાનું અને રહેવાનું ઉત્તમ થયું.

## ચતુર્થ પરિચ્છેદ

### ખાસ દરબાર

આમ દરબાર બપોરના ભરાતો હતો ને તે ખલાસ થયો હતો. ફોજદાર સાહેબે હેમેન્દ્રને તે દરબારમાં ઉપસ્થિત કર્યો નહિ. રાતના બીજો દરબાર ભરાતો હતો. દરબારગૃહ લંબચોરસ અને વિશાળ હતો. જમીનપર ઇરાનની કારીગરીનો બહુ મૂલ્યવાન્ એક ગાલીચો પાથરેલો હતો. તેનાપર ઠેકાણે ઠેકાણે ગાદી અને તકિયા રાખવામાં આવ્યા હતા. ભીતપર દીવાલગીરીઓ અને વચ્ચે ઝુમ્મરો હતાં. તેમાં બળતા દિવાનો પ્રકાશ આખા દરબારગૃહને ઉજમાળતો હતો ભીતથી થોડે છેટે મધ્યભાગમાં પ્રશસ્ત મંચ હતો; તેનાપર કીમતી જરિયાન ગાદી હતી. જરીથી ભરેલા નકસીદાર તકિયા હતા, ને તકિયાપર જરીનાં કામની બારીક વેલબુટીઓ ભરેલી હતી. આ મસનદપર બંગાળ, બિહારનો ભાવી નવ્વાબ મિરજા મહંમદખાં બિરાજ્યો હતો તેની પાછળ ચમર ઢોલનાર, પંખો કરનાર, પાનદાન રાખનાર વગેરે અનેક ખીદમતગાર ઉભા હતા. મસનદની બાજૂએ થાંભલાંની હાર હતી. ત્યાં ગાદીઓપર અમીરઉમરાવ બેઠા હતા. તેમની પાછળ પંખા નાંખનાર ઉભા હતા, અને પંખા ચલાવતા હતા. ખાસ દરબારમાં માત્ર વિશ્વાસુ અને અંતરગનાં માણસો સિવાય બીજા કોઇને આમંત્રણ થતું નહિ. વળી આ દરબારમાં બહુ રાજકાર્ય પણ ભાગ્યે જ કરવામાં આવતું. કોઇકોઈ વખત નાચગાનની બહાર ઉડતી હતી ને કોઇકોઈ વખત મોજશોખનો રેલ ચાલતી હતી.

આજના દરબારમાં જરૂરી કામ પેશ થવાનું હતું. ફોજદારે એક ચોપદારને મોકલી, પાસેના ખંડમાંથી હેમેન્દ્રલાલને તેડી મંગાવ્યો. તેણે ઉચ્ચ મસનદ સમીપ આવી, જાનુપાત કરી, જમીન સાથે માથું અડાડી, નવ્વાબજાદાને કુનિંશ કરી.

મહંમદ અય્યારબેગ જરા આગળ વધ્યો અને બોલ્યો:—"ખુદાવન્દ! આ માણસ રાજધાનીથી નિજામતી રુક્કો લઈ હાજર થયો છે."

"રુક્કો ક્યાં છે?"

હેમેન્દ્રે તે કાગળને પોતાના વસ્ત્રની અંદર રાખ્યો હતો. તેણે વસ્ત્રનો સન્મુખ ભાગ ખુલ્લો કરી અંદરથી પત્ર કાઢ્યો. પરંતુ નવ્વાબજાદાને શી રીતે પહોંચાડવો, તે વિચારમા પડ્યો. ફોજદારે પોતે તે રુક્કો તેના હાથમાંથી લઈ ખૂદ નવ્વાબજાદાને પહોંચાડ્યો. પ્રથમ તો સિરનામું નવ્વાબજાદાએ બરાબર જોયું; પછી તેપરની મહોરને બરાબર અવલોકી; બાદ તે લિફાફાને માથે લગાડી, પછી ઉઘાડી, અંદરનો પત્ર વાંચી જોયો. વાંચતાંવાંચતાં તેના મુખપર ચિંતા અને ક્રોધનાં ચિહ્ન વ્યક્ત થવા લાગ્યાં. નવ્વાબજાદાએ ફોજદારને પૂછ્યું:—

"કુલિખાં શું જહાંગીર નગરમાં પાછો ફર્યો નથી?"

"ના, સરકાર."

"ક્યાં છે હમણા?"

"જી, હુજૂર, એ મુર્શિદાબાદમાં મતિઝીલ દરબારમાં." નવ્વાબજાદાનાં વિશાળ ચક્ષુ લાલ ચોળ થયાં. તેણે પૂછ્યું; "તો જહાંગીર નગરમાં કામકાજ કોણ ચલાવે છે?"

"પેસ્કાર રાજવલ્લભ."

"ખતપતરપર દસ્કત?"

ફોજદાર સાહેબ આનો જવાબ આપી શક્યા નહિ. પોતે પોતાના દિવાન સામું જોયું. દિવાન નંદકુમારરાયે સલામ કરી જવાબ આપ્યો:—

"આયાત વસુલ થઈ નથી. નાયબ નિજામ બહાદુર સ્વસ્થ નથી, એમ સાંભળ્યું છે."

"પૂર્ણિયામાં માણસો ગયા છે?"

"ગઈ કાલ રાતે રવાના થયા છે."

"હરકારો પટણાથી પાછો ફર્યો છે?"

"હુજૂર દૂત હાજર છે."

નવ્વાબજાદાએ ફરીથી તે પત્ર જોયો અને પૂછ્યું:—

"પરદેશી કોઠીવાળા હાજર થયા હતા?"

"ફ્રાંસી, વલંદા, દિનામાર, આર્મિનિયનાદિએ હાજર થઈ નજરાણા મોકલ્યાં છે."

"અંગ્રેજ?"

"અહી હજી સૂધી આવ્યા નથી. ફરીથી આદેશ થયો છે."

"ઉમીચંદ પાસેથી કંઈ સમાચાર આવ્યા છે?"

"અંગ્રેજનો માણસ આજ જ અહિ આવી પહોંચશે."

નવ્વાબજાદાએ પોતાના કપડાંમાંથી કંઈ પત્ર કાઢ્યો અને તેમાં કંઈ

બીના નોંધી લીધી, ફરીથી વળી નિજામતી પત્ર વાંચી લીધો. તેના મુખપર ચિંતાની છાયા પ્રસરી. તેણે કહ્યું.–

"હવે વધારે રાહ જોવાની જરૂર નથી. કાલના પહેલા દરબારમા અંગ્રેજી દૂતને હાજર કરજો. કાલ સવારે જ અહીંથી એક વિશ્વાસુ માણસને કલકત્તા રવાનાં કરવાનો છે."

અય્યાર બેગે કહ્યું.–"હુજૂરેવાલા! આપણે ત્યાં વિશ્વાસુ અને ચતુર માણસની કયા ખોટ છે? આપ હુકમ કરો કે, કામ અદા કરવાને માટે તૈયાર છે."

નવ્વાબજાદાએ હેમેન્દ્રના સામુ જોયું; થોડી વાર જોઈ રહ્યા પછી કહ્યું:–"તમે આ કામ કરી શકશો? કામ ઘણું જરૂરી છે."

હેમેન્દ્ર નીચો વળ્યો અને સલામ કરી.

અનેક કાર્યક્ષમ વૃદ્ધ માણસો હાજર હતા, છતાં આ કામ તરુણ વયના હેમેન્દ્રને સોંપ્યું, તે જોઈ ઘણાને આશ્ચર્ય થયું. નવ્વાબજાદાએ જોયું કે, પાટનગરમાં અનેક માણસો કાર્યદક્ષ હોવા છતાં, હેમેન્દ્ર જેવા યુવકને રાજ્યનું ખાસગી અને જરૂરી કામ સોંપ્યુ હશે, તે કંઈ અમસ્તું નહિ હોય. તે વિશ્વાસને પાત્ર ન હોય તો વૃદ્ધ અને તર્જુબેકાર નવ્વાબ એ કામ એને સોંપે જ નહિ. વળી હેમેન્દ્રનો સુંદર ચહેરો, બલિષ્ઠ કાય, સ્થિર પ્રતિજ્ઞ ચક્ષુ જોઈ નવ્વાબજાદાના મનપર અસર થઈ હતી. નવ્વાબજાદાએ ખુશ થઈ કહ્યું:–"અચ્છા, આપને કાલે મોકલવાનો બંદોબસ્ત કરવામાં આવશે"

બાદ દરબાર બરખાસ્ત થયો. હેમેન્દ્ર ઈશ્વરનો આભાર માનતો પોતાને સ્થાને ગયો.

## પંચમ પરિચ્છેદ

### અંગ્રેજ કોઠી

હુગલીથી રવાના થયા પછી બીજે દિવસે હેમેન્દ્રની નૌકા બપોરના સુતાનુટીના ઉત્તર ભાગમાં ચિતપુરની નહેર પાસે આવી પહોંચી. મહારાષ્ટ્રીઓના આક્રમણથી પોતાના વાણિજ્યસ્થાનની રક્ષા કરવાને માટે વૃદ્ધ નવ્વાબ પાસે રજા લઈ અંગ્રેજોએ એક ખાઈ ખોદી હતી. ઉત્તરે ચિતપુર પાસે વહતી ભાગીરથીમાંથી તે શરુ કરી, શહેરની પૂર્વ બાજૂથી લઈ ઠેઠ ગોંવિદપુરની દક્ષિણે ભાગીરથીને પાછી મળે, એવી યોજનાનો તેમનો વિચાર હતો. તે સમયે મરાઠા લુંટ પુષ્કળ કરતા. અત્યાર સૂધીમા તેમણે ઓરિસાના ઘણાં ઠેકાણાં, મેદનીપુર, વર્ધમાન, રાજમહલ વગેરે

અનેક શહેરો લુંટ્યાં હતાં, એટલું જ નહિ; પણ ટાનાનો કિલ્લો કબજે કરી, હુગલી સૂધી પહોંચી વળ્યા હતા. અંગ્રેજો કલકત્તામાં વસતા હતા, તેમણે આત્મરક્ષાને માટે આ ખાઈ ખોદવા માંડી હતી; પરંતુ નવ્વાબની સાથે મરાઠાઓની સંધિ થઈ હતી, એટલે તેમની તે ધાસ્તી દૂર થઈ હતી. એટલે એ ખાઈ જાનબજાર સૂધી ખોદવામાં આવ્યા પછી પડતી મૂકવામા આવી હતી. આ ખાઈ તે મરાઠા ખાઈ–Maratha Ditch–ને નામે ઓળખાતી હતી. જેનાં અવશિષ્ટ ચિહ્ન હજી સૂધી છે. ભાગીરથીનું પાણી આ ખાઇમા જોરથી વહેતું હતું, અને તે સતત પાણીથી ભરેલી રહેતી હતી. સુતાનુટીની ઉતરાંશે ચિતપુર આગળ આ ખાઇનું મુખ પુનઃ ભાગીરથીમાં મળતું હતું.

બપોરે હેમેન્દ્રની નૌકા આ ખાઇના મુખ આગળ આવી પહોંચી. હેમેન્દ્ર આ જગાથી વાકેફગાર ન હતો; શોધ કરી કારવીને તેને ઉમીચંદને ત્યાં જવાનું હતું. એ વખતે વળી સંધ્યા પછી ત્યા આગળ ચોર–બદમાશનો ઝાઝો ભય રહેતો હતો; તેથી તે દિવસે તેણે શહેરમાં જવાનો વિચાર મુલતવી રાખ્યો. તીરે હોડી બાધી, લોકોમાં ફરી આવી ઉપયોગી માહિતી તેણે મેળવી. ઉમીચંદની વાડી, અંગ્રેજનો કિલ્લો, લાલદીઘી ઇત્યાદિ સ્થાન ક્યાં છે, કયે રસ્તે જવાય છે, એ સર્વ તેણે જાણી લીધુ અને રાત આખી નૌકામાં જ પસાર કરી.

બીજે દિવસે સવારના રામમોહનને સાથે લઈ વણિકરાજ ઉમીચંદના ઘર તરફ ગયો. ખાઇના મુખથી દક્ષિણ તરફ બાગબજારના ઈશાન ખૂણામા અંગ્રેજોનાં દારુખાનાનો સગ્રહ હતો અત્યારે આ જગા નિકારીપાડાને નામે ઓળખાય છે. આ રસ્તાના પૂર્વ મુખથી એક બીજી વાટ નીકળતી હતી. આ રસ્તો અત્યારે સર્ક્યુલર રોડને નામે પરિચિત છે. શ્યામબજારની પૂર્વ તરફના પરાને છોડી, હેમેન્દ્ર મોહનબાગમાં આવ્યો. મોહનબાગની પશ્ચિમે મરાઠાખાઈ હતી. આ મોહન બાગની દક્ષિણે હાલસીબાગમા ધનિક ઉમીચંદનું ઘર અને વાડી હતાં. આગળ જતાં રાજવલ્લભનો પુત્ર, કૃષ્ણવલ્લભ જ્યારે જહાંગીર નગરથી રત્ન, સુવર્ણ વગેરે લઈ ભાગ્યો, ત્યારે અંગ્રેજોની સહાયથી તે આ જ સ્થળે ઉમીચંદને ત્યા રહેતો હતો. કલકત્તામાં જ્યારે સામો અવરોધ ન હતો ત્યારે શિરાજદ્દોલાએ નંદનબાગમાં છાવણી નાંખી, નંદનવન અને હાથીબાગનો વિધ્વંસ કરી, ઉમીચંદના ઘર સૂધી કૃષ્ણવલ્લભની શોધમા લૂંટ કરી હતી. નંદનબાગ અને હાથીબાગનો ઘણોખરો ભાગ ઉમીચંદના કબજામાં હતો. અત્યારે જેને મોહનબાગ, નંદનબાગ, હાથીબાગ, હોગોલકુંડ વગેરે નામથી ઓળખવામાં આવે છે, તે સર્વ તે વખતે જંગલમય હતાં. કોઈ

કોઈ સ્થળે શહેરના ધનવાન્ માણસોનાં મકાન છૂટાંછવાયાં હતાં. પણ રસ્તો બરાબર હતો નહિ ને ચારે તરફ પાણીનાં ખાબોચિયાં હતાં.

અમે જે સમયની વાત લખીએ છીએ, તે સમયે ઉમીચંદને અંગ્રેજ સાથે વૈમનસ્યનો આરંભ થઈ ચૂક્યો હતો. અત્યાર સુધી દેશી વાણિકો સાથે કામકાજમાં અને વેપારની બાબતમા અંગ્રેજો ઉમીચંદની સલાહથી કામ કરતા હતા; એથી ઉમીચંદને પોતાને પણ લાભ થતો હતો. ઉમીચંદ પ્રથમ નાણા ધીરતો હતો અને વેપાર ચલાવતો હતો આગળ જતા અંગ્રેજો પોતે ધીરધાર કરવા લાગ્યા અને ઉમીચંદનુ મધ્યવર્તીપણું તેઓએ છોડી દીધું, આથી કરી ઉમીચંદને ઘણુ નુકસાન થવા લાગ્યું પ્રકટપણે તે અંગ્રેજોની વિરુદ્ધ કંઈ કરતો નહિ, પરંતુ અંગ્રેજોની વિરુદ્ધ તેની લાગણી થઈ હતી. અંગ્રેજોની ખોટીખરી સઘળી હિલચાલની ખબર વધારીને છૂપી રીતે નવ્વાબ સરકારને તે પહોંચાડતો હતો. આ ખબર આપી ઉમીચંદને દરબારમાં પ્રતિષ્ઠા મેળવી, પોતાનું કામ કાઢી લેવાની મતલબ હતી. નવ્વાબજાદો મિરજા મહંમદખાં અંગ્રેજોને સ્નેહની નજરે જોતો નહિ. હુગલી પહોંચ્યા પછી તેમની હકીકત જાણવાને માટે હેમેન્દ્રને ઉમીચંદ પાસે તેણે જ મોકલ્યો હતો.

તે વખતે કલકત્તામાં પૈસાટકામાં, માનઆબરુમાં ઉમીચંદની બરોબરી કરે, એમ કોઈ ન હતું. તેના મકાનની ચારે બાજૂ દિવાલ હતી. પેસવાના દરવાજા આગળ સિંહદ્વાર હતા, ત્યાં સોએક પ્રહરીઓ ઉઘાડી તરવારે ચોકી કરતા હતા તે પ્રકાન્ડ વાડીવેષ્ટિત ઘર કલકત્તામાં તે વખતે એક જોવા લાયક મકાન ગણાતું હતું. હેમેન્દ્રે શેઠ ઉમીચંદની મુલાકાત લીધી, તેની સાથે તેને કેટલીક વાતચીત પણ થઈ. 'સંધ્યાકાળે નવ્વાબજાદાના પત્રનો પ્રત્યુત્તર આપીશ,' એમ ઉમીચંદે જવાબ આપ્યો. હેમેન્દ્રે ત્યાર પહેલા અંગ્રેજનો કિલ્લો જોવા વિચાર કર્યો હેમેન્દ્ર કલકત્તાથી વિદાય થયા પૂર્વે બપોરના અંગ્રેજનો કિલ્લો જોવા ગયો હતો. ઉમીચંદનો એક માણસ હેમેન્દ્રને બતાવવા સાથે આવ્યો હતો બાગબજારથી માંડીને ભાગીરથીને તીરે નાનાં વસતિસ્થાન વટાવી, નાળાં ઓળગી, જંગલ અતિક્રમ કરી હેમેન્દ્ર કિલ્લામાંના બાગમાં આવી પહોંચ્યો. અંગ્રેજો આ સ્થાનને "The Green in the Fort" કહેતા હતા. બાગમાં 'લાલદીઘી' નામની નહેર હતી. તેની પશ્ચિમે અંગ્રેજોનો કિલ્લો હતો. સધ્યાકાળ થવા આવી હતી. તે વખતે આ નહેરની પાસેની તરુકુંજમા અને બાગમાં અંગ્રેજોનાં ટોળાં હવા ખાવા ફરતાં હતાં, તે વખતે હાલના જેટલી અંગ્રેજ રમણીઓ ત્યા હતી નહિ; પરંતુ જે હતી તેમનું આદરમાન વિશેષ થતું હતું. ગાડીઘોડાનો એટલો

આર્દુભાવ ન હતો, છતાં કેટલાક સાહેબ લોકો ગાડીઘોડામાં ફરવા નિકળતા હતા. રમણીઓ ઘણું ખરું ગાડીમાં જ નીકળતી. રામમોહન અને હેમેન્દ્ર આ સર્વ જોતાજોતા વિસ્મય થતા કિલ્લાના મોં આગળ આવી લાગ્યા.

હેમેન્દ્ર, કિલ્લાનો બહારનો ભાગ બારીકીથી જોવા લાગ્યો. કિલ્લાના બહારના ભાગમા મરામત કરી હતી તે, જૂના બૂરજો સમાર્યાં હતા તે, તથા નવા બૂરજો કર્યાં હતા તે, તે લક્ષપૂર્વક જોવા લાગ્યો. આક્રમણ નિવારવાને કે કિલ્લાપરથી મારો ચલાવવાને માટે જે જે કામો કર્યાં હતાં, તે સૂક્ષ્મ રીતે ધ્યાનમાં લેવા લાગ્યો. તેનુ ધ્યાન આ સર્વ જોવામાં રોકાયલુ હતું, એવામાં દૂરના ભાગમા લોકોનું મોટું ટોળું એકઠું થયું હતું. આ ટોળું શાથી એકઠું થયું હશે, તે જાણવાની આપણા રામુને ઉત્કઠા થઈ. હેમેન્દ્રનો સાથ છોડી આસ્તેઆસ્તે રામમોહન ત્યાં જઈ ચઢ્યો. ગોળ કુંડાળાબંધ ઉભા રહી લોકો કંઈ જોતા હોય, એમ તેને ભાસ્યુ. આસપાસના લોકોને કોણી મારતો, હડસેલતો, શું છે ? તે જોવાના કુતુહલથી રામમોહન આગળ વધવા લાગ્યો. આગળ આમતેમ ડોળા ફાડી તે જોવા લાગ્યો, જોયું તો કંઈ ન મળે. બેચાર અંગ્રેજ બાગમાં ઝુલા ખાતા હતા અને બેચાર જણ ફરતા હતા. નહિ કુસ્તી કે તમાશો, નહિ નાંચરંગ કે ખેલ. રામુ નિરાશ થઈ પાછો ફરતો હતો, એટલામાં એક અંગ્રેજે તેના ભણી ઇશારત કરી કહ્યું.–

"હાં, ટૂમી ઠીક આછે; આઓ ટૂમકો હોગા."

"ટૂમકો હોગા" એટલે શું તે રામમોહનને બિચારા દૈવને ખબર ! તે ભલો માણસ ગભરાયલા જેવે ચહેરે સાહેબના સામું જોઈ રહ્યો.

"અલબટ હોગા, You look quite fit."

સાહેબે રામમોહનનો હાથ પકડ્યો. રામમોહનના મનમાં શો ભાવ ઉદય થયો હશે, તે અમને બરાબર ખબર નથી, પરંતુ કંઈ અનિષ્ટપાત થવાનો છે, એમ તો રામુને લાગ્યું હોવું જોઇએ ખરું. કારણ કે તેણે સપાટામાં જોરથી સાહેબનો હાથ તરછોડી નાંખ્યો.

સાહેબઃ–"Ah ! yes, you are quite fit. ટૂમ ખૂબ Strong હૈ. આ ઓ."

રામમોહને કંઈ પાછળથી નાસવાનો માર્ગ છે કે નહિ, તે જોઈ લીધું.

સાહેબઃ–"ટોમાર નામ કિ હય ?"

રામમોહન શાનો બોલે તે તો ચૂપ રહ્યો. પાસેના એક આદમીએ કહ્યુંઃ– "સાહેબ નામ પૂછે છે."

રામમોહનઃ– "નામ ! શા માટે ?"

આદમીઃ-"એ બરકન્દાજ બનાવવા માગે છે."

રામમોહનઃ-"હું પણ બરકન્દાજ થાઉં શા માટે?"

રામુ જરા પાછળ હઠયો. તે માણસે સાહેબને સમજાવ્યું કે, રામમોહન માત્ર તમાસો જોવા આવ્યો છે. બરકન્દાજીને માટે ઉમેદવાર નથી.

સાહેબઃ-"Not on Umedar! The biged-fool! જાઓ નિકલ જાઓ"

ચારે તરફ લોકો ખડખડાટ હસી પડ્યા. રામમોહન લોકોને હડસેલતો શ્વાસભેર દોડ્યો, અને જ્યાં હેમેન્દ્ર ઉમીચંદના માણસ જોડે કિલ્લો જોતો હતો, ત્યાં આવી પહોંચ્યો. એક દોટથી વધારે વાર લગાડી નહિ. આપત્તિમાંથી છૂટ્યો સમજી તે શ્વાસભેર હેમેન્દ્રને કહેવા લાગ્યોઃ-

"દાદા! દાદા! પકડ્યો તો"

"હેમેન્દ્રે આશ્ચર્ય પામી પૂછ્યુંઃ-"કોણે? કોને?"

"એક ફિરંગીએ, બીજા કોણે? મનેસ્તો"

"શા માટે? તેં કંઈ કર્યું હતું?"

"માત્ર તમાસો જોવા ગયો હતો."

રામમોહનની હકીકત સાંભળી ઉમીચંદના માણસે હેમેન્દ્રને સમજણ પાડી કે, 'અંગ્રેજો પ્રયોજન પડે તો કોઈ કોઈ મજબૂત માણસોને લશ્કરની ભરતીમાં દાખલ કરતા. હમણાં સૈન્યમાં ભરતી થાય છે, માટે રામમોહનને મજબૂત માણસ જોઇ, ઉમેદવારીને માટે પૂછ્યુ હશે રામમોહન બેશક ઉપયોગી થઈ પડે એવો જોઈ સાહેબે તેને દાખલ કરવા વિચાર કર્યો હશે.

આ વાત સાંભળી હેમેન્દ્રને અને રામમોહનને હસવું આવ્યું. કિલ્લો જોયા પછી હેમેન્દ્ર પાછો ઉમીચંદને ઘેર ગયો. ત્યાં અનેક વિષયપર વાતચીત થઈ. હુગલીમાં નવ્વાબજાદાના દરબારમાંથી કમ્પનીનો દૂત કામ કરી પાછો ફર્યો હતો.

ઉમીચંદે પૂછ્યુંઃ-"સાંભળ્યું છે કે, અંગ્રેજોપ્રતિ નવ્વાબજાદા ખૂશ નથી?"

હેમેન્દ્રઃ-"વાયકા તો એવી છે. ક્યાં સૂધી સાચી માનવી, એ ખબર નથી."

"અહી પાછા ફરેલ માણસો તો એમ જણાવે છે કે, નવ્વાબજાદા ભારે ખૂશ થયા છે. અંગ્રેજોને એક હાથી સિરપાવમાં આપ્યો છે, અને તેમનું ભારે સન્માન કર્યું હતું."

"એમાં આશ્ચર્ય જેવું શું છે? શું નવ્વાબજાદા કોઈ દહાડો હલકી ભેટ કરે ખરા?"

“ખરી વાત છે. અંગ્રેજો પણ ઘણી કીમતી ભેટો લઈ ગયા હતા. ચતુરજનોનો કારભાર. અંદરથી શું હોય, તે બહાર આપણને શી ખબર પડે?”

આવી બીજી ઘણી બાબતોપર વાતચીત થઈ, જેને આપણી વાર્તા સાથે સંબંધ નથી. નવ્વાબજાદાના પત્રનો લેખિત જવાબ ઉમીચદે હેમેન્દ્રને આપ્યો, અને સંભાળપૂર્વક નવ્વાબજાદાને પહોચાડવા કહ્યું. હેમેન્દ્રે ત્યાથી વિદાય લીધી. તે રાતે સુતાનૂટીના ઘાટ આગળ આવી તેણે ત્યા જ વિશ્રાંતિ લીધી, અને બીજે દિવસે હુગલી જવા નિકળ્યો. હુગલી પહોચી યોગ્ય અવસરે ઉમીચદનો પત્ર નવ્વાબજાદાને તેણે પેશ કર્યો.

---

## ષષ્ઠ પરિચ્છેદ
## નોકરી મળી

નવ્વાબજાદાનું કાર્ય પૂર્ણ કર્યા પછી હેમેન્દ્રલાલ મુર્શિદાબાદ ગયો. ત્યા જઈ સર્વ બીના તેણે ખાંસાહેબને જણાવી. ખાંસાહેબ તેનુ કાર્યકૌશલ્ય જોઈ ઘણા ખુશી થયા. ખાંસાહેબને નિજામતમાં લાગવગ હતી, એ અમે આગળ ઉપર જણાવી ગયા છીએ. હેમેન્દ્રે તે વખતને ઉપયોગી અને અનુસરતી કેળવણી લીધી હતી. ખાંસાહેબના યત્નથી તેને કાનુનગા સેરસ્તામાં મુહરીગિરીની જગા મળી. આ તેની સાંસારિક ઉન્નતિનું પહેલું પગથિયું હતું. કાર્યકુશળ માણસો બાદશાહી અમલમાં એક સનદ મેળવી, સહેલાઇથી વિપુલ અર્થ ઉપાર્જન કરતા, એમ કહેવાય છે. કાનુનગા સેરસ્તા ખાતામાં સહેજ પણ સંબંધ ધરાવનાર માણસ સારી કમાણી કરી શકતો હતો. હેમેન્દ્રલાલને હવે બે પૈસા કમાણીની શરુઆત થઈ ચૂકી હતી. નિજામતમાંના કેટલાક સારા માણસોના સંબંધમાં પણ તે આવવા લાગ્યો હતો.

હજી સૂધી હેમેન્દ્ર, ખાંસાહેબના બગિચામાં જ રહેતો હતો. પોતાની સ્વતંત્ર આવક થતાં ખાંસાહેબને ભારરૂપ થઈ પડવું, હેમેન્દ્રને ઠીક લાગ્યું નહિ. તેણે જૂદું ઘર શોધી કાઢી ત્યાં રહેવા વિચાર કર્યો, અને તે વિચાર તેણે ખાંસાહેબને જણાવ્યો પણ ખરો. ખાંસાહેબે તેને તેમ કરવા સંમતિ આપી નહિ. તેના ઘણાં કારણો તેમણે જણાવ્યાં. અફાટ રાજધાનીનું શહેર, તેમાં અનેક પ્રકારનાં પ્રલોભનો, માથે દેખરેખ રાખનાર કોઈ નહિ, જૂવાન વય, બે પૈસાની પ્રાપ્તિ વગેરે કારણોને લીધે ખાંસાહેબ હેમેન્દ્રને પોતાની નજરથી દૂર કરવા ઇચ્છતા નહિ. તેમણે વળી એ પણ જણાવ્યું જે, બીજે સ્થાને રહેવા જવામાં કેટલીક અગવડો નડશે, જે વાત હેમેન્દ્રને માન્ય કર્યા વગર છૂટકો ન હતો. અહીં

તો દરરોજ ખાંસાહેબની સાથે તેને મળવું થતું. સાદક દરરોજ તેની ખબર રાખતો. સરિફન બેગમનો માતા સમાન પ્યાર તેને કોઈ ચીજનું ઓછું આવવા દેતો નહિ. ભગિની સુરત, પોતાની બાંદી પ્યારદ્વારા હેમેન્દ્રનાં સુખસગવડની ખબર રાખતી હતી. બીજે ઠેકાણે તેને એવી સગવડ મળવાની બિલ્કુલ સંભાવના ન હતી. આખરે ખાંસાહેબને તરછોડાય એમ હતું નહિ એટલે, હેમેન્દ્ર ત્યાં જ રહેવા લાગ્યો.

ઘણો યત્ન કર્યો, પણ રામમોહન લખતાંકરતા શીખી શક્યો નહિ. મનના ભાવ કાંગળપર સાહીથી ચિતરવા કરતાં એને એની લાકડીથી વ્યક્ત કરવા, એ ઠીક લાગતું હતું. વિશેષત. એ જમાનામા કલમનું કામ વિશેષ પડતું પણ નહિ. જો કે તે લખવુંવાંચવું શિખ્યો ન હતો, છતા જ્યારે દેશમાંથી અરિન્દા આવે કે હેમેન્દ્રનો જીવ ખાઈ જતો. તેજ દિવસે તેની પાસે ચીઠ્ઠી લખાવતો. ઘેરથી કાગળ આવ્યો હોય તો તે તરત જ હેમેન્દ્ર પાસે વચાવતો. ઘર, ઘરનાં માણસો, ફોઇ, વહુ દરેકના પ્રસંગ કાઢી વાત કરતો, અને હેમેન્દ્રનું હૈયું ગળગળિત કરતો. એના વાઘાને પણ ભૂલતો નહિ.

ઘેરથી કાગળ પ્રસંગોપાત્ત આવતા. પહેલાં બે એક પત્રમા તો મહેશચંદ્રે હેમેન્દ્રને ઘેર આવવા લખ્યું હતું. મહામાયા અને કલ્યાણીના રુદનથી તેમને શાતિ મળતી નથી, છોકરાને અને વહુને જોઈ તેમને ઉલ્ટી વધારે અશાંતિ થતી હતી; વધારે નહિ તો એક વાર ઘેર આવી સઘળાને મળી, સઘળાની રાજીખુશીથી મંજૂરી લઈ, જવા તેમણે લખ્યું હતું. એકાદબે કાગળ સૂધી આમ રહ્યું. હેમેન્દ્ર અનેક પ્રણામપૂર્વક આજીજી સાથે લખતો કે જ્યાં સૂધી ઉન્નતિ થશે નહિ ત્યાં સૂધી ઘેર પાછો ફરીશ નહિ. અંતે જ્યારે નોકરીના સમાચાર ઘેર ગયા ત્યારે તેમના એ ભાવમાં ફેર પડ્યો. પોતે શરીરે સુખી છે અને ભવિષ્યમા કંઈ કરી શકશે, તથા બે પૈસાની પ્રાપ્તિનું દ્વાર ઉઘડ્યું છે, એ જાણી મહેશચન્દ્રને આનંદ થયો. મહામાયા અને કલ્યાણી પણ શાંત પડ્યાં. હેમેન્દ્ર નોકરીમાં લાગ્યા પછી થોડા વખતમાં એક દુઃખદ બનાવ બન્યો, પરંતુ દુઃખમાંથી જ સુખ થાય છે; દુઃખની અંદર જ સુખ રહેલુ છે; દુઃખરૂપે દેખાય છે તે વસ્તુતઃ દુઃખ નથી, પણ ભાવી સુખનો પૂર્વગામી દૂત છે, એમ હેમેન્દ્રને જણાયું. એ પ્રસંગથી હેમેન્દ્રની ઉત્તરોત્તર ઉન્નતિ થવા લાગી. કદાચ બીજા માણસને એવા ભયંકર પ્રસંગમાંથી મુક્તિ મળવી દુર્લભ થઈ પડી હોત, પરંતુ હેમેન્દ્રને માટે તો એ પ્રસંગ ઐહિક ઉત્કર્ષની વૃદ્ધિ કરનાર, તેની નામનામાં વધારો કરનાર તથા તેની પ્રતિજ્ઞાને પૂર્ણ કરનાર હતો.

## ચતુર્થ ખંડ-પ્રથમ પરિચ્છેદ

## દિલ્હીવાળી ગાયિકા

આજ હિરાઝીલ નામના રાજપ્રાસાદમાં ભારે ઉત્સવની ધામધૂમ છે. તે સમયે સમુદ્રવેષ્ટિત ભારતવર્ષની રાજધાની દિલ્લી હતી. દિલ્લીમાં અનેક ગુણી મનુષ્યો વાસ કરતા હતા. એ રાજધાનીમાં સર્વ શ્રેષ્ઠ ગાયિકાઓ પણ વસતી હતી. દિલ્લીની અપૂર્વ લાવણ્યમયી સર્વ શ્રેષ્ઠ સુંદરી, પ્રધાન ગાયિકા બીબી ફૈજઉન્નિસાને એક લાખ રૂપિયા આપી, મુર્શિદાબાદ તેડાવવામાં આવી હતી. આજ ઈન્દ્રભવનવિજયી હિરાઝીલમાં તેના નાચગાનનો પ્રથમ મુજરો હતો.

આ મિજલશમાં અમીરઉમરાવ, આત્મીય જન અને જેઓ નવ્વાબજાદાના અનુગ્રહભાજન હતા, તેમને જ નિમંત્રવામાં આવ્યા હતા. આ બેઠકમા અન્યનો પ્રવેશ થવો સહજ ન હતો, છતાં દીવાબત્તિ થતાં થતા ત્યાં અનેક માણસો આવવા લાગ્યા. ઉમરાવો પોતાના આત્મીય જનને, કાર્ય કરનારા પોતાના ઓળખીતાને, એમ બીજા માણસો જેને ત્યાં આવવા માટે ઓળખાણ, પરિચય કે સબંધ હતો, તે સર્વ ભરાવા લાગ્યા. કેટલાક નવ્વાબજાદાના અંગરક્ષકો કે દરબારના પ્રહરીઓની કૃપાથી પણ અંદર દાખલ થયા.

ગીતવાદ્યપ્રિય અનેક શોકિન હિંદુ અને મુસલમાનો સર્વ દેશવિશ્રુત કિન્નરકંઠી ગાયિકાનું ગીત સાંભળવા આતુર હતા. કેટલાકનો આ મનોરથ ફળીભૂત થયો, કેટલાક નિરાશ થઈ પાછા ફર્યાં. નવ્વાબજાદાની ખાસ મજલીશમાં જવાની હિમત કોણ કરે? જ્યાં અનેક શસ્ત્રધારી સિપાઇઓ રક્ષા કરતા, ત્યાં નિમંત્રણ વગર જવું સાધ્ય ન હતું.

ભાગીરથીને તીરે નવ્વાબજાદાનું નવું શહેર મન્સુરગંજ હતું. શહેરના દક્ષિણાંશે પ્રસિદ્ધ હિરાઝીલ હતો. અર્ધચંદ્રાકાર એક જળાશય ખોદેલુ હતું. તેમાં સ્વચ્છ સ્ફટિકસમ શીતળ જળ હતું. જળાશયની ચારે બાજૂએ મર્મરનાં પગથિયાં હતાં, તેની ઉપર ઠેકાણે છત્રિબંધ ચબૂતરાની બેઠકો હતી. આની અડોઅડ એક રમણીય બાગ હતો ને તે બાગમા સમાન અંતરે બે હોજ હતાં. અનેક તરેહનાં વિવિધ પુષ્પવૃક્ષો સંભાળપૂર્વક ત્યા રોપ્યા હતાં, જેની પરિમળ શીતળ સમીર સાથે પમરાઇને બહાર ઉડતી હતી. કૌમુદીમાં તો આ સ્થળ અલૌકિક શોભા ધારણ કરતું હતું. વનવિહંગના શબ્દો એકાંતમાં કાનને સુખકર આનંદ આપતા હતા.

આ દિવ્ય ઉદ્યાનની ઉત્તરે નવ્વાબજાદાનો રંગમહલ, હીરાઝીલનો પ્રમોદાવાસ હતો. પૂર્વ તરફ ભાગીરથીના પ્રસ્તર ઘાટ આગળ મુખ્ય

વાટ હતી. પ્રવેશદ્વાર ઉપર નૌબતખાનું હતું. આઠ પ્રહરની સંજ્ઞાપક નૌબત વાગતી હતી. પ્રહરભેદે લલિત, ભૈરવી, કાલિંગડો, વાઘેશ્રી આદિના સુર વાયુસ્રોતમાં ભાગીરથીની પેલી પાર સંભળાતા હતા. પ્રવેશદ્વાર ઓળંગતાં મોટો રસ્તો હતો. રસ્તાની બન્ને બાજૂએ અતિયત્ને ઉછેરેલાં સૌરભમય પુષ્પનાં ઝાડની હાર હતી. ત્યાંથી થોડે છેટે સુશોભિત બે મજલાનું દરબારગૃહ હતું. આજ આ વિસ્તૃત દરબારગૃહમાં બીબી ફૈજ-ઉન્નિસાનો પ્રથમ નાચ હતો.

વિશાળ, સુશોભિત, દરબારગૃહની દિવાલ પર કારીગરી કરેલી હતી. પત્થરમાં વેલબૂટિયા કોરી વિવિધ રંગનાં પત્થરનાં પાંદડાં, ડાંખળી, શાખા, ફળ આદિ કાઢ્યાં હતાં. જમીનપર ઇસ્ફાની ગાલીચો પાથરવામા આવ્યો હતો. તેની કુમાશ એવી હતી કે, ચાલનારનો પગ અંદર ડબી જતો. ભીતોપર અનેક પ્રસિદ્ધ ચિતારાના જયપુરી ચિત્રો હતાં. ફારસી પહેલવાનો અને રાજાઓની છબીઓ હતી. સ્થળેસ્થળે દિવાલગીરીઓ ટાંગેલી હતી.

સન્મુખે એક રજત સિંહાસન હતું. તેનાપર સુનેરી અને રૂપેરી નકશી કોતરેલી હતી. તેનાપર મૂલ્યવાન્ કિનખાબની ગાદી હતી, અને તકિયા પણ મોતીથી ભરેલી કારીગરીના હતા. તેના ઉપર ચંદરવો હતો, તેની અંદર ઝીણી બુટ્ટીનું નકશીકામ હતું. મોતીની ઝાલર ચારે તરફ ફરતી હતી. ઝુમ્મર, હંડી, દીવાલગીરીમાં બળતી અસંખ્ય બત્તિના રશ્મિથી અસારે આ સિંહાસન અધિક રમણીય ભાસતું હતું.

આ સિંહાસનપર બંગાળ અને બિહારનો ભાવી નવ્વાબનિજામ, તરુણ નવ્વાબજાદો મિરજા મહંમદખા વિરાજ્યો હતો રાજવેષ મોહક હતો. માથાપર હિરામણિમુક્તાખચિત શિરપેચ હતો. તેનું કંદર્પહારી રૂપ, તે મોહનમૂર્તિનો રાજવેશ, રાજસિંહાસન અને પ્રમોદાવાસની ભવ્યતા અને રમણીયતાને બંધબેસતું હતું. યુવરાજની સન્મુખ વર્તુળાકારે યોગ્ય સ્થાને અમીર, ઉમરાવ, આત્મીય વર્ગ ગોઠવાઈ ગયો હતો. નવ્વાબજાદાની પાછળ તેના ખીદમતગારો, છત્રીચમર ધરનારા, ખુશબોવાળા, ચિલ-મચીઓ વગેરે ભારે ઠાઠમાઠમાં સજ્જ થઈ ઉભા હતા. ચોપદાર છડી-દાર પણ તેમને સ્થાને ગોઠવાઈ ગયા હતા. આખા સભાગૃહમાં અતર ખુસબો પસરી રહી હતી. બીબી ફૈજઉન્નિસા, સારંગીવાળા અને તબ-લચીને પાછળ રાખી, મૃદુપદ વિક્ષેપો સિંહાસન તરફ જરા આગળ વધી. ઓઢણી છેક મોંની નીચે ગળા સુધી આણી ઉભય જાનુ નીચે નમાવી અવનત મસ્તકે શાહજાદાને સલામ કરી, પછી પાછી એક બે ડગલાં તે પાછી ફરી. તે ઇષન્નમિત મુખે મજલિશ સન્મુખ ક્ષણવાર

સ્થિર ઉભી રહી. સ્નિગ્ધોજ્જ્વલ દીપકિરણમાં તેની કાંતિ પ્રભાવતી જણાવા લાગી. આ મજલિશમાં એકઠા થયેલા સઘળા તેનું અલૌક-અસામાન્ય રૂપ જોઈ મોહિત અને સ્તંભિત બની ગયા. એકાએક વિજળીનાં ઝળકારાથી માણસના મનપર આશ્ચર્યની અને સૌંદર્યની જે લાગણી ઉત્પન્ન થાય, તેવી લાગણી અત્યારે આ સભાગૃહમાં એકઠા થયેલ સર્વ જણનાં મનપર જણાતી હતી. તેનું સુગોલ સુંદર મુખ, સમોન્નત લલાટ, સૂક્ષ્મ દીર્ઘ રેશમી પાંપણો, મનોહર ચક્ષુ, ગુલાબી ગાલ, પકવબિમ્બ રકત અધરોષ્ઠ, કુસુમતુલ્ય સુગઠિત ક્ષુદ્ર કર્ણ, નિતંબ વિલંબી વેણીબંધ, મુકતાસેરથી પરિવેષ્ટિત કેશદામ, સુગઠિત, લલિત મૃણાલ દંડવત્ કોમલ બાહુ, ચંપક-કલિકા સમાન નાજૂક અંગુલીઓ, ક્ષીણ લઘુભાર ઇષદ્દીર્ઘ દેહલતા જોઈ દર્શકવૃંદ અંજાઈ ગયું. સૌંદર્યગુણજ્ઞ વિચાર ક્ષમ યુવરાજને પણ ગાયિ-કાને જોતાં જ એક લક્ષ મુદ્રા અકિંચિતકર જણાઈ. મનુષ્ય લક્ષમુદ્રા સહજ પ્રાપ્ત કરી શકે, પણ આવાં અપૂર્વ રૂપ લાવણ્યનો સંયોગ પ્રાપ્ત કરવો સહજ ન હતો.

સારંગીનો સૂર નિકળ્યો. તબલા મંજીરાનો સૂર તેની સાથે મિશ્ર થયો. પ્રથમ સમ સંજ્ઞાપક અપાંગભંગી આરંભી ગાયિકાએ નૃત્યનો આરંભ કર્યો. બાહુલતાનું ડોલન, કુટિલ ચંચળની ભાવવ્યંજના, મૃદુ પંચાંગ-વિક્ષેપમાં સૂક્ષ્મ લયબોધ વ્યક્તિ; દ્રુત, મધ્ય વિલંબિત મધુર પગક્ષેપ, પ્રતિપદ વિક્ષેપે પદસંલગ્ન રૌપ્ય ઘૂઘરીનો મધુર ઝણકાર, કર્ણવિલંબી નવીન રત્નખચિત સ્વર્ણ ફૂલના કમ્પનથી આરક્ત ગાલપર રશ્મી ખેલન!

દર્શક તેના નૃત્યથી એટલા બધા ખૂશ થઈ ગયા કે, અદબ કાય-દાનું ભાન વિસરી પ્રશંસાસૂચક 'વાહ વાહ' નો ધ્વનિ સર્વત્ર સંભળાયો. ખૂદ નવાબજાદો પણ અત્યંત સંતુષ્ટ થયો, પોતાના ખિદમદદાર પાસેથી સોનાની થાળીમાંથી પોતાને માટે બનાવેલું પાનનું બીડું ગાયિકાને આપ્યું. ફેજે પોતાના જરિયન ઓઢણામાં તે ગ્રહણ કરી, નીચી નમી, સિંહાસનને સલામ કરી.

ઉસ્તાદજી સારંગીપર સુર બાધવા લાગ્યો. સભાગૃહોના લોકો ધીમે-ધીમે ફેજના રૂપની તારીફ કરતા હતા. કોઇએક બીજાના કાનમાં કહેતા હતા કે, અવશ્ય આવી કુશળ નાચનારનો કંઠ પણ મધૂર હશે.

સારંગીનો આલાપ શરુ થયો. સાંભળનારાઓએ પોતાની દૃષ્ટિ ગાયિકાના મુખ પર રોપી. વસંતના આગમન વખતે કુંજમાં કોકિલના પ્રથમ પંચમ સ્વરથી વિચારશીલ વ્યક્તિનું મન જેમ હર્ષથી ગાંડુ ઘેલું થઈ જાય, તે પ્રમાણે આ સુસજ્જિત યુવરાજની મજલિશમાં સાભળનારનાં ચિત્ત ગાયિકાના મનોહારી કંઠથી, હર્ષથ. ફુલાઈ જવા લાગ્યાં. અહા

મધુસ્રાવી, હૃદયસ્પર્શી કેવો તાનલય શુદ્ધ સ્ફુટ સ્વર! સાથેસાથે અર્થ-બોધવ્યંજક ભાવમય એમ પ્રત્યંગનો મરડાટ અને કટાક્ષક્ષેપ! ગ્રામ પર ગ્રામ તોળી જતા મનોરમ સ્વરનું અધિરોહણ! યુવરાજ, અમીર, ઉમરાવ, આ માનલહરીમાં ચિત્તને મૂકી દઇ, માત્ર મંત્રમુગ્ધ નિઃસ્પંદ પૂતળાં જેવાં બની ગયા હતા! અહા! શું સંગીતની અપૂર્વ માદકતા! એ પુષ્પ સૌરભથી મગમગતા, અનેક દીપમાલાના સ્નિગ્ધોજ્જ્વલ રશ્મિમાં શોભતી સ્વર્ગસભવા ગાયિકાના સુકોમળ કંઠસ્વર અને સારંગીના તાનલય સાથે સઘળાને "ખબરદાર" એવું સંભળાયું. મજલીશના એક ભાગમાંથી કોઈએ મોટેથી બૂમ મારી–"ખબરદાર."

ગાનારીનું ગાન એકાએક અટક્યું. તેના કપાળપર પ્રસ્વેદનાં બિંદુ જણાયાં. સારંગીવાળાનો હાથ જાણે જકડાઈ ગયો હોય એમ જણાયો. તબલચી કાંપતોકાંપતો બેસી ગયો. સભાજનો આશ્ચર્યચકિત થયા. એકાએક આ શું? યુવરાજની મજલિશમાં આવી બેઅદબી કરનાર કોણ? કોની એવી ધૃષ્ટતા? જ્યાંથી આ અવાજ સંભળાયો, તે તરફ સઘળાનું લક્ષ્ય ગયું. ચોપદાર, સિપાઈ, બકશી, બરકન્દા જ છૂટી આવ્યા.

ક્રોધ ગંભીર સ્વરે નવ્વાબજાદાએ હૂકમ કર્યો. 'બેઅદબને હાજર કરો.'

સઘળાની નજર એક તરફ હતી યમપૂરમાં જવાની આટલી પ્રબળ આકાંક્ષા કોની હશે, એ જાણવાને સર્વ આતુર હતા. વિસ્મય ચહેરે સઘળાએ જોયું કે, બે સિપાઇઓ એક યુવકને હાથ પકડી લઈ આવ્યા; દરેકે યુવકનું કાંડું મજબૂત રીતે પકડ્યું હતું. સિંહાસનથી થોડે છેટે તેને લાવીને ઉભો કર્યો. આવનારનો ભદ્રોચિત પહેરવેશ હતો. સુંદર પ્રશસ્ત લલાટ, ગૌર સુઘાટીલુ સુંદર મુખ, માથાના પરિચ્છેદ નીચે ફરફરતી બાબરી, અને વીર સમાન દેખાવ જોઈ સઘળા તેની તરફ જોઈ રહ્યા. તેઓ મનમા વિચાર કરવા લાગ્યા કે, આ સુંદર ચહેરો કાલ સવાર થતામાં તેના મજબૂત શરીરના ધડથી છૂટો પડશે; જલ્લાદની તરવાર આગળ આ કંઈ કામ નહિ આવે! આવનારે માથું નમાવી, કુર્નિશ કરી, અને માથું નમાવી રાખીને તે ઉભો રહ્યો.

નવ્વાબજાદાએ પૂછ્યું–"નાદાન! આ શાહી મજલીશના રંગમાં ભંગ કરવાની ધૃષ્ટતા કરનાર તું કોણ છે?"

યુવકે, અવનત મસ્તકે જવાબ આપ્યો–"આપનો ગુલામ."

"તારું નામ?"

"આ કમતરીને હેમેન્દ્રલાલ કહે છે."

"ખબર છે આ બેઅદબીનું અંજામ? આવી મજલીશમાં અમીર ઉમરાવો સન્મુખ બેઅદબી કરનારને શી સજા થાય છે, તે માલમ છે?"

"શિરચ્છેદ, સરકાર!"

"વારુ તો તેજ શિક્ષા તારે ભોગવવી પડશે. સિપાઇઓ! લઈ જાઓ આને અહીથી. બક્ષી હાજર છે?"

બક્ષીએ આવી સલામ કરી અને ઉપસ્થિતિ સર્વને જણાવી: "કાલે સવારે શાહી મજલીશમાં ખેઅદબી કરનારનો શિરચ્છેદ કરવામાં આવશે."

"હૂકમ તામિલ કરવામાં આવશે."

પહેલાની માફક સિપાઇઓ હેમેન્દ્રને હાથ પકડી બહાર લઈ ગયા. જતાંજતાં એક કાતર દૃષ્ટિ હેમેન્દ્રે તે ગાયિકાપર નાંખી.



## દ્વિતીય પરિચ્છેદ

## હેમેન્દ્રની ગાયનકુશળતા

નાનપણથી જ ગાયનવાદનમાં હેમેન્દ્રની વિશેપ અનુરક્તિ હતી. જહાંગીર નગરમા રહીને તેણે કેટલાંક વર્ષો ખાસ તે વિદ્યા સંપાદન કરવામાં અને તેની ચર્ચામાંજ કાઢયાં હતાં. સુપ્રસિદ્ધ ગાયિકા ફૈજઉન્નિસાનુ નામ તેણે પૂર્વે સાભળ્યું હતું. મુર્શિદાબાદ આવ્યાપછી ગાયન અને નૃત્યમાં તેની પારંગતપણાની વાત હેમેન્દ્રને કાને વધારે સાંભળવામાં આવી હતી. આજના દરબારમાં તેનો પ્રથમ મુજરો હતો. ગાનારીની પ્રશસા સારા દેશમા થતી હતી. ખૂદ નબ્વાબજાદાએ એક લાખ રૂપિયા આપી તેને મુર્શિદાબાદ આણી હતી હેમેન્દ્રને તેનું ગીત સાભળવાનુ મન થઈ આવ્યુ. તેણે મજલીશમા જવાને માટે પેરવી કરી. ઘણી માથાકૂટે, અનેકની લાગવગથી થોડા પૈસાનો પણ ખર્ચ કરી મજલીસમા જવાની છૂટ મેળવી. પરંતુ તેની આ અનિવાર્ય જિજ્ઞાસાનું પરિણામ માઠું આવ્યું. ભવિષ્યને માટે બાંધેલી તેની સર્વ આશા ફોકટ ગઈ. તેના મનના મનોરથ પાણીમાં મળ્યા. સવારમાં તો તેની કાયામા પ્રાણ રહેવાનો નથી. શિક્ષા અને સોબતથી તેનો જે સ્વભાવ બંધાઈ ગયો હતો, તેને તે આવી મજલીશમા રોકી શકયો નહિ. અદૃષ્ટ આગળ કંઈ ઉપાય નથી. નિયતિનું ખેલન મનુષ્યદૃષ્ટિને આધીન નથી. નહિ તો શાણા આદમી ભૂલ કેમ કરે?

હેમેન્દ્રને તે મજલીશમાંથી લઈ જવામા આવ્યા બાદ કેટલોક સમય સભાગૃહમાં અખંડ ચૂપચાપ રહી. પૂનઃ ગાયન શરુ કરવાને માટે નબ્વાબજાદાએ હૂકમ આપ્યો બજવૈયા તારને મેળવવા લાગ્યા. તબલચી તબલાને ઠોકી સુરમાં આણવા લાગ્યો. ફૈજઉન્નિસા મૃદુપદે સિહાસન તરફ આગળ વધી, અને 'કંઇક અરજ ગુજારવી છે' એમ જાહેર કર્યું.

નબ્વાબજાદાએ પૂછ્યું.—"શું થયું છે? શી અરજ છે?"

"જો હુજૂર કૃપાવંત થઈ ભૂલ દરગુજર કરવાની મારી બક્ષે તો બાંદીને એક અરજ કરવાની છે."

"તારા એક વાળને પણ આંચ નહિ આવે."

"ખૂદા સલામત રાખે આપને હુજૂર ! આ અદના બાંદીએ અનેક દરબારી મહેફીલમાં નાચ કરી બતાવ્યો છે. દીલ્લી, લખનૌ આદિ શહેરમાં અનેક જણ સમક્ષ ગાન કર્યું છે. ગાયન અને નૃત્યકુશળ જાણકાર ઘણા આગળ થોડી હુન્નરમંદી બતાવી છે, પરંતુ ખરેખર ગાયન અને વાદન સમજદાર માણસ આજ સુધી આ બાંદીએ જોયો નથી. આજ જ માત્ર હુજુરેવાલની મજલીશમાં મેં પહેલી વાર એકને જોયો છે."

"એટલે ?"

"હુજૂર ! આપની આ મજલીશમાં ખરી ગાયનવિદ્યામાં પ્રવીણ પુરુષ મેં મારી જીંદગીમાં આજ જ જોયો છે."

આશ્ચર્યચકિત શાહજાદાએ પૂછ્યુ:–"કોના સંબધી વાત કરે છે ?"

"જહાંપનાહ ! જે શખ્સને આપે શિક્ષા ફરમાવી છે તે."

"તે બેવકૂફ, બેઅદબ, નાલાયક !"

"હુજૂર ! જે પ્રકારે આપ ગુણના કદર કરનાર છો, તે જ પ્રમાણે સરકાર એક ગુણીજનની કહેવાતી ભૂલ માફ કરી શકો છો.'

ગાનારીની હિમત જોઈ સઘળા આશ્ચર્ય પામ્યા. એથી વધારે આશ્ચર્ય નવ્વાબજાદાની આજની સહિષ્ણુતાથી તેમને થઈ આવ્યું.

ગાનારીએ ફરીથી હાથ જોડી કહ્યું:–

"હુજૂર ! ઘણું ખરું અનવધાનતાવશ તેણે એ કામ કર્યું છે." નવ્વાબજાદાની આંખ્યો લાલ ચોળ થઈ. તેણે પૂછ્યું;–

"શું તું તેને ઓળખે છે ?"

"કદી પણ આજ પહેલાં તેને દીઠો નથી. તેનું નામ પણ સાભળ્યું નથી."

"તો શી રીતે જાણ્યું કે, તેણે ઇરાદાપૂર્વક અપરાધ કર્યો નથી ?"

"સરકાર ! આ બાંદીની ભૂલ હતી."

"તારી–ભૂલ–"

"નામવર ! મારી. જે કાયદા પ્રમાણે મેં રાગિણી ગાવા માંડી હતી, તે પ્રસિદ્ધ કળાવંત ખાંસાહેબ અહમદ કાસિમખાનની ચીજ હતી. આ ચીજની ત્યાં ભારે તારીફ છે. રાજધાની આવતાં પહેલાં મારા જૂના સારંગીવાળાનું મૃત્યુ થયું મારે નવા આદમીને રાખવો પડ્યો. તેને આ કાયદો બરાબર માલમ નથી. માટે તે ગાનની સાથે સુરને રાખી શકયો નહિ. આ વાત મારા ધ્યાનમાં રહી નહિ, તેથી મેં તેને એ ચીજ બજાવવા કહ્યું."

"પછી"

"હુજૂરને માલમ છે કે, તે સારંગીને સુરમાં રાખી શકયો નહિ; તે જોઈ, તે માણસે એ પ્રમાણે બેઅદબી કરી હશે."

"તો શું એ કાયદાથી તું વાકિફગાર નથી?"

"જી, હુજૂરની આજ્ઞા હોય તો બાંદી ગાવા તૈયાર છે."

"વારુ ગાન શરુ થવા દે"

ગાયિકા તૈયાર થઈ. પરંતુ સારંગીવાળાની હિંમત ચાલે નહિ. તેનો હાથ ધ્રુજવા લાગ્યો. નવ્વાબજાદાએ આવી વસ્તુસ્થિતિ નિહાળી, મજલીશ તરફ જોઈ કહ્યું.—"કોઈ ગાનારીની સાથે સારગી બજાવે એમ છે?"

ગીતવાદ્યના જાણનાર મજલીશમા ઘણા હતા, ન હતા એમ નહિ. ઘણી વખત નવ્વાબજાદાની ખાસ મજલીસમાં ઘણા સભ્રાન્ત માણસો બજાવવાને ના પાડતા નહિ, પરંતુ આજ આ કામ કરવા કોઈ સાહસ કરી શકયુ નહિ. જેઓ ઉત્કૃષ્ટ વાદક હતા, તેઓ પણ ચૂપ બેસી રહ્યા.

નવ્વાબજાદો મનમાં વિચાર કરવા લાગ્યો કે, "આ શું? આજે કેમ કોઈ અગ્રેસર થતું નથી?" તેણે ચોપદારને પાસે બોલાવ્યો અને કહ્યું:—"વારુ તે યુવકને પાછો અહી હાજર કરો." ગાયિકા તરફ જોઈ તેણે કહ્યુ.—"આજ મારા દરબારની તેં તારીફ કરી છે, પરંતુ જો એ ભૂલ તેં કબૂલ કરી ન હત તો કોઇને પણ ખબર પડી ન હોત."

નવ્વાબજાદાના આ વચનથી ઘણાને મનમા માઠું લાગ્યું. નવ્વાબજાદાએ ફરીથી ગાયિકાને ઉદ્દેશી કહ્યુ:—"બૂઢ એ ભૂલનો તેં સ્વીકાર કર્યો ન હોત તો આ મહેફીલમા તે સમજી શકે એવું કોઈ નથી"

"સરકાર! બેઅદબી માફ! થોડા એવા પણ હશે કે, જેઓ એ ભૂલને સમજ્યા હશે. પરંતુ તેઓ મનમાં સમજી કદાચ બેસી રહ્યા હશે. કોઇએ તે જણાવવાની હિંમત કરી નહિ. જેણે હિંમત કરી, તેને હુજૂરે આણંદની શિક્ષા ફરમાવી છે."

"બરાબર, પણ જે માણસે આખી મહેફીલના રંગમાં ભંગ કર્યો, ગાન બંધ કર્યું, તેવા બેઅદબ માણસને બચાવવાને તું ભૂલનો સ્વીકાર કરે છે?"

"જહાંપનાહ! ગુણીજનના ગુણની કદર કરવાવાળા આપ છો. ઈશ્વરની એ બદોલત છે કે, આપના દરબારમાં એવી સમજ ધરાવનાર આદમીઓ છે, જ્યારે અન્ય દરબારમાં એવા માણસો જોવામા આવતા નથી. એ માણસને બચાવવામાં હુજૂરના દરબારની નામના છે. જે કાયદાથી હુ અણવાકેફ છું, એ કાયદો હુજૂરની દરબારમાં આમે જ કરવો, એ મારી પોતાની ભૂલ હતી જ્યારે સારગીવાળો બજાવવામાં ગોથું ખાવા લાગ્યો, ત્યારે મેં એના દોષને છૂપાવવાને યત્ન કર્યો હતો."

નવ્વાબજાદો તે વાક્‌વિદગ્ધા નવીનાની સરળતાથી આશ્ચર્ય પામ્યો. સભાજનો પણ વિસ્મય પામ્યા. એટલામાં બે અસ્ત્રધારી સિપાઇઓ હેમેન્દ્રને ત્યાં લઈ આવ્યા. તેનું મોં વિલાયલું હતું, માથાપરની પાઘડી સરકી ગઈ હતી, હાથપગમાં બેડી હતી, બાબરી પવનમાં ફરફરતી હતી.

ફૈજઉન્નિસાએ એક દૃષ્ટિપાતમાં હેમેન્દ્રને જોઈ લીધો. તે પોતાના મનમાં નવ્વાબજાદાના અને હેમેન્દ્રના રૂપની તુલના કરવા લાગી બંગાળાના ભાવી નવ્વાબની તુલનામાં હેમેન્દ્રનું રૂપ ઉતરતું ન હતું. એથી ઉલ્ટો એનો રૂપવૈભવ કેટલેક અંશે નવ્વાબજાદાના કરતા શ્રેષ્ઠ તેના મનને ભાસ્યો નવ્વાબજાદો રૂપવાન્ યુવક હતો, પરંતુ તેની કમનીયતામાં એક પ્રકારની સ્ત્રીજનોચિત દુર્બળતા હતી. તેનામાં અતિ ભોગવિલાસને લીધે તેજોહીનતા ભાસતી હતી યુવક રૂપવાન્ હતો; તેના ચહેરામાં જે કમનીયતા હતી, તે સ્ફૂર્તિ, શૌર્ય, લાવણ્યમય પુરુષોચિત દૃઢતાસૂચક હતી; તેની કાતિ તેજોમય હતી ફૈજઉન્નિસાના મને યુવક અધિકતર સુંદર અને તેનું લાવણ્ય અધિક ચિત્તહારી જણાયુ. વળી આ યુવકને જોતાં જ તેના મનમાં એક બીજી જ લાગણી પેદા થઈ તે વિચાર કરવા લાગી કે ‘આ જ માણસે આ ભર્યા દરબારમાં, પહેલી જ મજલીશમાં, મારી કળામાં દોષ કાઢી, મને હલકી પાડવા પ્રયત્ન કર્યો છે. યુવક ગુણવાન્ અને રૂપવાન્ છે ખરો, પણ મારો વાંક કાઢનાર પણ એ જ છે. એને બચાવવો કે નહિ?’ આણી તરફ ઇર્ષા અને આદર બન્નેએ તેના મનને યુદ્ધક્ષેત્ર બનાવી દીધુ. આખરે સ્ત્રીહૃદયની જિત થઈ.

નવ્વાબજાદાએ પૂછ્યું:—“પ્રાણદંડની શિક્ષા તને કરવામા આવી છે, એ ખબર છે?”

“હુજૂર! મારી ગભીર ભૂલ થઈ છે. પ્રાણદડની સજાને યોગ્ય મારી ભૂલ છે; પરંતુ નવ્વાબજાદાની દયા પણ અપાર છે”

“આવી બેઅદબી શા માટે કરી?”

“મોત આવી લાગ્યું હશે તેથી તેણે કે મારા તકદીરે એ પ્રમાણે ભૂલ કરાવી. કોણ જાણે, હું આત્મવિસ્તૃત થઈ ગયો.”

નવ્વાબજાદો સ્થિર દૃષ્ટિથી હેમેન્દ્રની સામું જોઈ રહ્યો; વાતચિતમાં અવિનય જણાયો નહિ. ઉલ્ટી તેની બોલવાની ઢબછબ કેળવાયલા માણસના જેવી હતી. તેની મુખકાન્તિ આકર્ષક અને સામાનાં મનપર અસર કરે એવી હતી.

નવ્વાબજાદાએ પૂછ્યું:—“આવી દુર્મતિ શાથી ઉપજી? કોને ‘ખબરદાર’ કહ્યુ? શું કંઈ કોઇની ભૂલ થઈ હતી?”

હેમેન્દ્રે ઉત્તર આપ્યો નહિ, માત્ર નીચું જોઈ રહ્યો.

"ગાયિકા કહે છે કે, લયભંગ થયો હતો. શું તેથી ખબરદાર એમ બોલ્યો હતો ?"

"સરકાર ! આ કમતરીનના મોંમાંથી એકાએક એ શબ્દો બહાર નિકળ્યા છે. ઇરાદાપૂર્વક હું કંઈજ બોલ્યો નથી. વળી—"

"વળી શું ?"

"ગાયિકાની પોતાની ભૂલ ન હતી, સારંગીવાળાની ભૂલ હતી. એ કદાચ એ ગતથી વાકેફગાર નથી."

ફૈજઉન્નિસા આ સંવાદ સાંભળતી હતી તે મનમાં ખૂશ થઈ. તેણે હેમેન્દ્રને મનમાં ને મનમાં ધન્યવાદ આપ્યો. તેનું હૃદય આર્દ્ર થયું.

નવ્વાબજાદાએ ફરી પૂછ્યુઃ—"શું તમે સારંગીપર આ ચીજ આમેજ કરી શકો છો ?"

હેમેન્દ્ર એકદમ ઉત્તર આપી શક્યો નહિ. નવ્વાબજાદાની મજલીશમાં અને રાજધાનીમાં ગીતવાદ્યદક્ષ પુરુષો ન હતા એમ નહિ, પરંતુ નવ્વાબજાદા સમક્ષ પોતાને મોંએ બહાદુરી હાંકવી, એ તેના મનને ઠીક લાગ્યું નહિ.

નવ્વાબજાદાએ કહ્યુંઃ—"વારુ આ ગાનારીની સાથે જો તમે સારંગી બરાબર વગાડી બતાવશો, અને જે કાયદામાં તેણે ભૂલ કરી છે, તે યથાર્થ સુરલયમાં વગાડશો, તો ગુન્હાની માફી આપવામાં આવશે; નહિ તો તમારી બેઅદબીનું પરિણામ તમારે ભોગવવુ પડશે"

"જો હુજૂરની આજ્ઞા હશે તો હુ પ્રયત્ન કરીશ."

નવ્વાબજાદાની આજ્ઞાથી તેના હાથપગમાંની બેડીઓ કાઢી નાંખવામાં આવી. હેમેન્દ્રે સિંહાસન સન્મુખ નીચે નમી સલામ કરી, પછી સારંગી હાથમા લીધી. કેટલોક વખત સૂધી તેણે તાર મેળવ્યા અને ગાયિકાના પૂર્વ ગીતના ગ્રામે સુર બાંધવા લાગ્યો. તેમ કરતાં કરતાં તેણે એક કાતરદૃષ્ટિ ગાનારીની સામી ફેંકી અપરિચિત ગાનારની સાથે લય રાખી વાદ્યયંત્રપર કાબુ બતાવવો, એ સહેલ નથી. ફૈજઉન્નિસા, હેમેન્દ્રની અર્થસૂચક દૃષ્ટિનો મર્મ સમજી ગઈ. હેમેન્દ્રના વ્યવહારથી તે મનમાં તો રાજી થઈ હતી અને આથી વધારે ખૂશ થઈ. તેણે તેને બચાવી લેવા નિશ્ચય કર્યો. તેને વાદ્ય વગાડતાં તેનો દોષ બતાવવાની ઇર્ષ્યાને મનમાંથી દૂર કરી. હેમેન્દ્રે સારંગીપર સૂર બાંધ્યો. તે સાભળતાંની વાર તેની ખાત્રી થઈ કે, આ રૂપવાન્ યુવક વગાડવામાં ઘણો જ કુશળ છે, એટલુંજ નહિ, પણ જે ચીજ આમેજ કરવાની છે, તે અતિ નિપુણતાથી બજાવી શકે છે. તેનો ગીતશાસ્ત્રમાં સારો અભ્યાસ હોવો જોઇએ. ફૈજઉન્નિસાએ ગીત આરંભ્યું. ગીત અને વાદ્યના સુરલયના

અપૂર્વ સંયોગના માધુર્યથી શ્રોતાજનો ઘણા ખૂશ થઈ ગયા. શું દિલકશ ચીજ હતી! તેને અનુરૂપ અંગવિક્ષેપ અને ભાવવ્યંજન! સભાજનોમાં 'વાહ! વાહ!' નો પોકાર થઈ રહ્યો.

ગીત પૂરું થયા પછી ફૈજે નવ્વાબજાદાને સલામ કરી

નવ્વાબ જાદાએ પૂછ્યું:–"કેમ! હવે તો બરાબર કાયદાનુસાર ચીજ થઈને?"

"હુજૂરેવાલા! આપજ જોઈ શકયા હશો કે, બજાવનારે તેમાં કોઈ પણ જાતનો દોષ દર્શાવ્યો નથી"

નવ્વાબજાદાએ હેમેન્દ્રલાલને પાસે બોલાવ્યો. કમ્પિત હૃદયે તે અગ્રેસર થયો.

નવ્વાબજાદાએ પૂછ્યું:–"ગીતવાદ્યનો અભ્યાસ કયાં કર્યો છે?'

"જી! જહાગીરનગરમાં"

"અહી હાલ શું કરો છો?"

"હુજૂરની ગુલામી–બંદો કાનૂનગો સેરસ્તામાં મુટરી છે"

"તમને માફી બક્ષવામાં આવે છે."

હેમેન્દ્રે ઘુંટણે પડી, માથુ નમાવી કુર્નિશ કરી.

નવ્વાબજાદાએ ફરીથી બીજું ગીત ગાવા ફૈજઉન્નિસાને આજ્ઞા કરી ગાયિકાએ હેમેન્દ્રને પાસે બોલાવ્યો. હેમેન્દ્ર ભારે મુશ્કેલીમા પડ્યો. સારંગી પોતે વગાડવી કે બજવૈયાને વગાડવા દેવી, એનો નિર્ણય તે કરી શકયો નહિ. બજવૈયાને વગાડવા દે તો સારું, એમ તેના મનમા થતું હતું, કારણ કે જ્યા ગાનાર અને વગાડનાર બન્ને પક્ષ પ્રવિણ હોય છે, ત્યાં એકબીજાની ચાલાકી બતાવવાને સ્પર્ધા થાય છે. ગાનાર વગાડનારનો તાલભગ કરવા પ્રયત્ન કરે છે. આ વાત હેમેન્દ્ર સારી રીતે જાણતો હતો. હેમેન્દ્ર શું કરવુ તે વિચારમાં હતો, તેટલામા નવ્વાબજાદાએ તેને સરગી વગાડવા આદેશ કર્યો.

સારંગી હાથમા લઈ, હેમેન્દ્રે કાતરતાથી મૃદુસ્વરે કહ્યુ–"એક વાર તો પ્રાણ બચાવ્યો છે. હવે–"

"કંઈ ભય નહિ. કાનડો–દરબારી."

હેમેન્દે સારંગીપર દરબારી કાનડાનો આલાપ શરુ કર્યો. ક્ષણ પછી ફૈજઉન્નિસાએ 'બહૂત ખૂબ' એમ પ્રશંસાસૂચક શબ્દો કહી ગાન આરંભ્યું. એક પછી એક એમ કેટલાંક ગાન ગવાયા હેમેન્દ્રના મનમાં જે ભય હતો, તે દૂર ટળી ગયો અને તેને હિમત આવી. લોકોએ સ્વીકાર કર્યું કે, ગાયિકાની કળા જોતાં લાખ રૂપિયા કોઈ ચીજ નથી. મોડી રાતે મુજરો પૂરો થયો.

મુજરો પૂરો થતાં નવ્વાબજાદાએ પોતાના કંઠમા ધારણ કરેલો મુક્તાહાર ગાયિકાને ઇનામ આપ્યો. ગાયિકાએ સન્માનપૂર્વક માથું નમાવી તે ગ્રહણ કર્યો.

નવ્વાબજાદાએ બાદમા હેમેન્દ્રને બોલાવ્યો અને તેનુ નામ ફરીથી પૂછ્યું. હેમેન્દ્રે હાથ જોડી તેનો જવાબ આપ્યો કેટલીક વાર હેમેન્દ્રના સામુ જોઈ નવ્વાબ જાદાએ કહ્યું –"કંઈક તમને દીઠા હોય, એમ મને લાગે છે."

હેમેન્દ્રે જવાબ આપ્યો:–"સેવક નિજામતી પત્ર લઈ હુગલીમાં હુજૂર પાસે હાજર થયો હતો."

"હા! અને ત્યાથી કલકત્તે મોકલવામા આવ્યા હતા."

"હુજૂરની આજ્ઞા શિરોધાર્ય ગણી સેવક કલકત્તે ગયો હતો."

"હાલમા કાનુનગો સેરસ્તા મોહરનુ—?"

હેમેન્દ્રે માથું નમાવ્યું

"તમારા જેવા વિશ્વાસુ મુલાજીમનો આદર કર્યો નથી. ખયર, કાલના ખાસ દરબારમા હાજર રહેજો"

હેમેન્દ્રે નમન કર્યું. દરબારના લોકો હેમેન્દ્રના અપૂર્વ ભાગ્યપરિવર્તનથી વિસ્મય પામ્યા. જે માણસનો સવારે વધ થવાનો હતો, તે જ માણસને ખાસ દરબારમાં સન્માનને માટે આમંત્રણ!

તે રાત્રે દરબાર ખલાસ થયો.



## તૃતીય પરિચ્છેદ

## સલામત ઘેર આવ્યો

વ્હાણું વાવાને થોડી વાર હતી, તેવામા હેમેન્દ્ર પોતાને ઘેર પહોંચ્યો. ગૃહમા પ્રવેશ કરવા પૂર્વે રામમોહન ત્યાં દોડી આવ્યો. અવ્યક્ત હર્ષસૂચક શબ્દ કરતો તે તેને પગે પડ્યો. "કેમ રે રામુ! શું છે?" હેમેન્દ્રે પૂછ્યુ:–

"દાદાબાબુ તમે બચ્યા છો?"

"બચ્યો છુ! એટલે? હુ કે'દહાડે મરી ગયો હતો તે?"

રામમોહન હર્ષભેર હેમેન્દ્રના મોં સામુ જોઈ રહ્યો હેમેન્દ્રનો જમણો હાથ પોતાના હાથમાં લઈ પગથી માથા સુધી તે બરાબર નિરખવા લાગ્યો. હાથ છોડી, તે જરા પાછો હઠ્યો અને વળી જોવા લાગ્યો. હેમેન્દ્ર પગથી માથા સુધી સાજોતાજો છે, એમ તેની ખાત્રી થઈ.

"કેમરે રામુ! આ શું કરે છે?"

"દાદા! નવ્વાબજાદાએ તમારી ગરદન નથી કાપી નાંખી?"

હેમેન્દ્ર મનમાં સમજ્યો કે, હિરાઝીલના બનાવની કંઇક ખબર અહીં સૂધી આવી પહોંચી છે.

સહેજ હસી હેમેન્દ્ર બોલ્યો,–"જો ગર્દન કાપી નાંખી હોત તો અહીં આવ્યો શી રીતે ?"

"તે તો ખરું, પણ હું ખાંસાહેબને આ ખબર કહી આવું." એટલું કહી રામમોહન ત્યાંથી પસાર થયો.

નવ્વાબજાદાના ખાસ દરબારમાં હેમેન્દ્રને વધ કરવાની સજા, કંઇક બેઅદબી માટે કરવામાં આવી હતી, તે ખબર રાતે ને રાતે ખાંસાહેબને પડી હતી સરિફ્ન બેગમ, સુરતઉન્નિસા અને પ્યાર સુદ્ધાથી એ વાત ઢાંકી રહી નહતી. એ ભયાનક ખબર સાંભળતાંજ ખાંસાહેબને શુદ્ધિ રહી નહિ; સરિફ્ન બેગમ રડવા લાગી; અને સુરતનું સુખ વિષાદમય થઈ ગયુ. 'હેમેન્દ્રે બેઅદબી કરી ! શી ? તેને પ્રાણદંડની શિક્ષા !' એ સાંભળી સઘળાને ખેદ થયો.

સરિફ્ન બેગમે કહ્યું·–"ગમે તેમ કરી હેમેન્દ્રને બચાવવા પ્રયત્ન કરવો જોઇએ "

કાસમઅલિખાં.–"નવ્વાબજાદાનો હુકમ શી રીતે પાછો ફરશે ?"

" તો ખૂદ નવ્વાબ સાહેબને મળી કંઈ તજવીજ કર્યા વગર છૂટકો નથી એને શિક્ષા થાય અને આપણે બેસી રહીએ એ કેમ બને ?"

"એ તો ખરું, પણ આટલી રાતે નવ્વાબ સરકારની મુલાકાત થવી અસંભવ છે. સવાર થતા તો શિક્ષા અમલમા આવશે. વળી નવ્વાબ પોતે શું કરશે ? ખૂદ નવ્વાબજાદો એમનું સાંભળે તોને ? એ કયા કોઇના કહેવાપર લક્ષ આપે એમ છે ?"

એટલું કહેતા કહેતાં ખાંસાહેબની આંખમાં ઝળઝળિયાં આવી ગયાં. સરિફ્ન બેગમ રોવા લાગી. સુરત પણ વિલાયલે મુખે પોતાના વૃદ્ધ પિતાને આજીજી કરી કહેવા લાગી:–"બાબાજાન ! ગમે એમ કરી ભાઈસાહેબને બચાવવા પ્રયત્ન તો કરો."

ખાંસાહેબ ઉભા થયા અને વિચાર કરી કહ્યું:–" બનશે એટલી કોશીષ કરીશ. નવ્વાબજાદા પાસે જઈ અત્યારે ખટપટ કરવી નકામી છે. મજલીશ પછી તેનું ચિત્ત ઠેકાણે હોતું નથી. નવ્વાબજાદાના ઓળખિતા અમિર, બકસીને મળી કંઇક ગોઠવણ કરીશ. બને ત્યાં સૂધી એને એ સજા ન થાય, એને માટે પેરવી કરીશ. પહેલાં તો એ સજા અમલમાં ન આવે, એવી કોઈ યુક્તિ કરી, નવ્વાબજાદાની પછી મુલાકાત લઇશ; પછી યશ તો ઈશ્વરના હાથમાં છે."

આમ તેઓ કહેતા હતા, એટલામાં સાદક ત્યાં આવી પહોંચ્યો,

અને હેમેન્દ્રના સુખરૂપ ઘેર આવી પહોંચવાની ખબર કહી. સઘળાં આશ્ચર્ય પામ્યાં.

સુરત બોલી ઉઠી:–"શું ભાઈસાહેબ ઘેર આવી પહોંચ્યા?"

ખાંસાહેબે પૂછ્યું.–"સાદક! તે શી રીતે જાણ્યું?"

"રામમોહન અહીં ખબર કહેવા આવ્યો છે."

"વારુ, તો રામમોહનને કહે કે, હેમેન્દ્રને અહીં મોકલે."

"જી," એટલું કહી સાદક ત્યાંથી રવાનો થયો સર્વે જણ હેમેન્દ્રના છૂટી આવવા સંબંધી તર્ક કરવા લાગ્યા. સરિફન ઘણી ખૂશી થઈ. સુરતને પણ આનંદ થયો હતો. "શી રીતે ભાઈ જાન છૂટી આવ્યા હશે," તેનો તે મનમાં ખ્યાલ કરતી હતી સઘળા તેને જોવા અને હકીકત જાણવા આતુર હતા.

ખાંસાહેબે કહ્યું:–"જોઈ! પ્રભુની દયા! 'જીસ્કો રાખે સાંઈયા, માર શકે ન કોય.'

લગભગ રાત્રિ પૂરી થઈ હતી. હેમેન્દ્ર ખાંસાહેબની પાસે આવ્યો. આવતાંની વાર ખાંસાહેબે તેને કોટી કરી. સઘળાંઓ તેને સવાલ પૂછવા માડ્યાં. હેમેન્દ્રે સઘળી હકીકત ખાંસાહેબને નિવેદન કરી. હકીકત સાંભળતાં સાંભળતાં સરિફન બેગમ અને સુરતને કમ્પારી છૂટી. આખરે તેના ગુન્હાની માફીની હકીકત સાંભળી અને અંતે નવ્વાબજાદાએ પ્રસન્ન થઈ તેને ખાસ દરબારમા ઇજન કર્યું છે, એ ખબર હેમેન્દ્રે સંભળાવી. આ ખબર સાભળી સર્વને ભારે આશ્ચર્ય અને આનંદ થયો.

ખાંસાહેબે બાદમાં તેને કેટલોક ઉપદેશ આપ્યો "નવ્વાબજાદો ખૂશ થયો છે, તેની સુદૃષ્ટિ તમારાપર પડી છે, એથી ભાગ્યોદય થવાનો સંભવ છે. તમારાપર નસીબદેવી પ્રસન્ન થઈ છે, એમાં કંઈ શક નથી. પરંતુ અત્યારથી જ તમારે ઘણું સભાળીને વર્તવું. અસત્સંસર્ગ અને ચચળ ચિત્તવાળા નવ્વાબજાદાના મનમાં સ્થિરતા નથી. હલકા માણસોના સહવાસમા દહાડેદહાડે તેનું ચરિત્ર ખરાબ થતું જાય છે. આવા અવ્યવસ્થિત ચિત્તના માણસો આજે કૃપા દર્શાવે ને કાલ શું ન કરે, એનું કંઈ કહેવાય નહિ. આજે જેનાપર તે પ્રસન્ન, તેને કાલે જ ઉઘાડી તરવારે તે કાપી નખાવે. માટે ઘણું જ સંભાળીને, આસપાસની સ્થિતિ જોઈ, હોશિયારીથી વર્તવા ખાંસાહેબે હેમેન્દ્રને કહ્યું.

હેમેન્દ્રે, ખાંસાહેબની શિખામણ શિરોધાર્ય ગણી ગ્રહણ કરી. કેટલીક બીજી વાતચીત પણ થઈ. સવારમાં તે પોતાના આવાસમાં આવ્યો. હેમેન્દ્ર જતાં જતાં મનમાં વિચાર કરવા લાગ્યો કે, "પ્રભાતના ઉગતા રંગ જેવું ક્ષણસ્થાયી માણસનું શું નસીબ નથી?"

## ચતુર્થ પરિચ્છેદ

### હેમેન્દ્રની ઉન્નતિ

બીજે દિવસે હેમેન્દ્ર હિરાઝીલના પ્રાસાદમાં નવ્વાબજાદાની ખાસ દરબારમાં હાજર થયો. સહવારમાં જેનું મસ્તક ધડથી જૂદું થવાનું હતુ, તેને આજ ખાસ દરબારમાં માન મળવાનું છે ! સિપાઈ, ચોપદાર, બરકન્દાજ, અમીરઉમરાવ તેના ભાગ્યનુ પરિવર્તન જોઈ આશ્ચર્ય પામ્યા છે. નવ્વાબજાદાની એક 'કૃપાદૃષ્ટિથી દરિદ્ર ધનવાન્ અને ફકિર તે અમીર થાય છે. નવ્વાબજાદો આજ આ તરુણ યુવકને આજે શી પદવી આપવાનો છે?' તે વિષે ઘણાના મનમાં તર્કવિતર્ક થતા હતા. સિપાઈ સપરાએ તેને આવતાં જ માન આપ્યું. કેટલાક ભારે પદવીવાળાએ પણ તેને જોઈ, હાસ્યથી ઓળખીએ છીએ, એમ જણાવ્યું. હેમેન્દ્ર હવે નવ્વાબજાદાનો કૃપાપાત્ર થયો હતો, તેથી તેની સાથે સારું રાખવામા આપણને લાભ છે, એમ કેટલાક ધારતા હતા. કેટલાક તો એની મારફતે આગળ જતાં સારો દહાડો આવશે, તેને માટે તેની મરજી સપાદન કરવા અત્યારથી જ રાજી હતા જ્યારે કેટલા હેમેન્દ્રને નવો પ્રતિસ્પર્ધી ધારી મનમાં ઇર્ષ્યાથી બળતા પણ હતા. 'નવ્વાબના દરબારમાં કોણ કોણને ઠેલી ઉપર આવશે, કોણ નવ્વાબનો કૃપાશાલી થશે,' એની દરબાર વર્ગના કામ કરનારાઓમાં વાતચીત થતી હતી. કેટલાકને હેમેન્દ્રની ચઢતીમાં આનંદ નહતો. તેઓ એને પોતાની આડે આવનાર લેખતા હતા. નવ્વાબજાદાએ દરબારમાં આવતાં જ હેમેન્દ્રને માટે પૂછ્યું. બક્ષી તેને નવ્વાબજાદા સન્મુખ લઈ આવ્યો. હેમેન્દ્રે કુર્નિશ કરી. બાદ માથું નમાવી ઉભો રહ્યો.

"કાનુનગો સેરસ્તામાં તમે નોકરી કરો છો? ત્યા દરરોજ શું હાજર થવું પડે છે?"

હેમેન્દ્રે નમ્રતાપૂર્વક કહ્યુઃ—"હુજૂર, નિયમ તો દરરોજ હાજર થવાનો છે, પરંતુ દરરોજ કામ હોતું નથી."

"ન જવાય તો ચાલે? દરરોજ શું હાજરીની જરૂર હોય છે?"

"જી, ના, ત્યાં જહાંપનાહના બીજા અનેક નોકર છે."

"ઠીક, તો, સેરસ્તામાં જવાનુ વખતોવખત રાખજો. તે નોકરી છે તે કાયમ રહેશે. તે ઉપરાંત મારી પોતાની ખાસ મજલીશમાં એક નિપુણ માણસની જરૂર છે. ગાવા બજાવવામાં તમે પોતે હોશિયાર છો. તો તમારે મારી ખાસ મજલીશમાં હાજર રહેવુ."

હેમેન્દ્રે માથું નમાવ્યું અને પુનઃ કુર્નિશ કરી.

નવ્વાબજાદાએ કહ્યું:–"બીજું, બક્ષી તમને જણાવશે"

હેમેન્દ્રે સલામ કરી પછી દરબારમાંથી વિદાય થયો.

તે દિવસથી હેમેન્દ્રે નવ્વાબજાદાના દરબારમાં જવાનો આરંભ કર્યો. કર્તવ્યનિષ્ઠ, વિશ્વાસુ, બુદ્ધિમાન્ હેમેન્દ્ર થોડા દિવસમાં જ નવ્વાબજાદાનો માનીતો થઈ પડ્યો.

એક દિવસે બપોરનો દરબાર ખલાસ થયા પછી નવ્વાબજાદાએ હેમેન્દ્રને એકાંતમાં બોલાવ્યો અને કહ્યું:–"જૂઓ ઘણાખરા અંગરક્ષકો અને બીજા બધા સ્વાર્થી માણસો છે. પરંતુ અત્યારસૂધી તો હું તમને વિશ્વાસુ માનુ છુ," પણ–નવ્વાબજાદાએ મ્યાનમાથી તરવાર બહાર કાઢી ગંભીર સ્વરે કહ્યું–"ખબરદાર, જો કદિ નિમકહરામી કરી તો?"

હેમેન્દ્રનો અતરાત્મા કંપી ઉઠ્યો. પરંતુ તે બહાર ન જણાવતાં બોલી ઉઠ્યો:–"ગુલામ કદાચ કોઈ કામને માટે ઉપયોગી નહિ હોય એ બનવા જોગ છે, પરંતુ નિમકહરામી શું છે, તે કદિ હુ જાણતો નથી."

"એ બાબતનો મને પૂરતો વિશ્વાસ છે, પરંતુ કેટલીક વાર સંજોગો બની આવે છે, માટે તમને પ્રથમથી જ હુ ચેતાવુ છું. દરબારમાંનાં ઘણાં માણસો કંઈક જરા લાભની આશાએ નિમકહરામ બને છે; એવા સ્વાર્થી માણસો આ દરબારમાં થોડા નથી. મારા શત્રુ પણ ઘણા છે, માટે સ્વાર્થને લીધે તમે એમના ભેગા ભળશો તો નહિ ને

હેમેન્દ્રે સ્થિર નેત્રે, નિર્વિકાર ચિત્તે ઉત્તર આપ્યો:–"સરકાર! જ્યાં સૂધી આ દેહમાં પ્રાણ છે, ત્યા સૂધી તો એમ બનવા સંભવ નથી"

હેમેન્દ્રની દૃઢ પ્રતિજ્ઞાવાળી સ્થિર દૃષ્ટિથી, તેના વિકાર રહિત બોલવાથી, નવ્વાબજાદાની તે વિષે ખાત્રી થઈ.

તેણે ધીમેથી કહ્યું:–"થોડા દિવસમા કંઈ નવાજૂની થવાની ભારે અનર્થ થવાના ચિહ્ન સ્પષ્ટ જણાય છે મારી આસપાસના સઘળા માણસોનો હું વિશ્વાસ કરી શકું એમ નથી તમારી બાબત જૂદી છે. તમારે માટે મે ખબર કઢાવી છે, અને તેથી તમારાપર મને પૂરેપૂરો ભરોસો છે, પણ એટલુ ધ્યાનમાં રાખજો કે, જો એમાં જરા પણ ગફલતી કરી, તો પછી તમારું શિર સલામત નહિ રહે. જેમ હુ કોઇનાપર મહેરબાની કરતાં પાછુ જોતો નથી, તેમ તેનો ગુન્હો થતાં પ્રાણ બચાવતો નથી."

હેમેન્દ્રે ધૂંટણે પડી, સલામ કરી. નવ્વાબજાદાએ આંગળીપરથી એક વીંટી કાઢી તેને આપી. હેમેન્દ્રે હાથમાં લઈ માથે અડાડી

નવ્વાબજાદાએ વળી કહ્યું:–"મારો વિશ્વાસ તમારાપર છે, એનું આ ચિહ્ન માત્ર છે. મારી રક્ષાનું કામ હું તમને આજથી સોંપું છું."

હેમેન્દ્રનું હૃદય ગળગળું થયું. તેની આંખમાં આંસુ આવ્યાં.

ફરીથી નવ્વાબજાદાએ કહ્યું.—"હાં, એક બીજું કામ પણ છે. આજ સંધ્યાકાળે મારી સાથે આવવાનું છે."

સંધ્યાકાળે નવ્વાબજાદો તાવદાનમાં બેસી પૂર્વ તરફના દરવાજે પહોચ્યો; સાથે સિપાઇઓ, રક્ષક અને હેમેન્દ્ર હતા. દરવાજા આગળ ખ્વાજાસરાહે ઝુકી સલામ કરી અને દરવાજો ઉઘાડ્યો. સાથે આવનાર સિપાઇઓ દરવાજા બહાર થોભ્યા. માત્ર હેમેન્દ્ર નવ્વાબજાદાની પાછળ-પાછળ ચાલ્યો બન્ને જણ મર્મરના પગથિયાં ચઢવા લાગ્યા બાંદીઓ આવી, નવ્વાબજાદાને સલામ કરવા લાગી. તેઓ મહેલના ઉપરના ભાગમાં આવ્યા. અહી હેમેન્દ્રને ઉભો રાખી, નવ્વાબજાદો આગળ વધ્યો. બાજૂના ખંડમાનો ચક દૂર સેરવી, એક ક્ષીણાંગી યુવતીએ થોડી બહાર નિકળી, અદબપૂર્વક નવ્વાબજાદાને સલામ કરી. હેમેન્દ્ર, શા માટે પોતાને અહી તેને તેડી લાવવામાં આવ્યો હશે, તેના સબંધી મનમા તર્કવિતર્ક કરવા લાગ્યો. મર્મરના કોતરકામ તરફ શૂન્ય દૃષ્ટિથી જોતો તે ઉભો રહ્યો; સામે તીબારીની અંદરના બેઠક ભાગની કારીગરી અવલોકવા લાગ્યો. સફેદ પથ્થરમા જાતજાતની વેલબૂટિયો હતી. તે તેના આબેહુબ રંગના પથ્થરમાંથી કોતરી તેમાં જડી દીધી હતી. દીવાના પ્રકાશમાં તેનાં ફુલ કેવાં ચમકતાં હતાં!

હેમેન્દ્ર આમ વિચાર કરતો હતો, એટલામાં એક બાંદી તેની પાસે આવી, તેની સાથે ચાલવા તેને કહ્યું. હેમેન્દ્ર તેની પાછળપાછળ ચાલ્યો. તેઓ મહેલના એક ભાગ આગળ આવ્યા. દાસીએ કિનખાબનો પડદો દૂર સેરવી તેને અંદર દાખલ કર્યો. તે વિશાળ કક્ષ સરંજામથી પરિપૂર્ણ હતો દીવામા અત્તર બળતું હતું, અને તેની મ્હેક ચારે તરફ ઉઠી રહી હતી. એક મૂલ્યવાન્ ગાલીચો જમીનપર બીછાવેલો હતો. તેનાપર મસનદ હતી. અને કિનખાબના તકિયા ગોઠવેલા હતા. આ મસનદપર ધૂંટણે શાહજાદો બેઠો હતો અત્તરદાન, ગુલાબદાની વગેરે ત્યા પડેલા હતાં. એક બાંદી સોનાના ડબ્બામાંથી પાન કાઢી, તેની બીડીઓ તૈયાર કરતી હતી. બીજી એક જણી નવ્વાબજાદાને પંખો નાંખતી હતી. ગાલિચાપર સિતાર, સારંગી, મંજીરા વગેરે વાદ્યયંત્રો પડ્યાં હતાં.

નવ્વાબજાદાએ હસીને કહ્યું:—"હેમેન્દ્ર! આજથી તમારા કામમા એક બીજા કામનો વધારો થયો છે. તમારા વગર ફૈજીને બીજો કોઇ વગાડનાર પસંદ પડતો નથી અને મને ગાયન સંભળાવવા ના કહે છે" જરા વધારે હસતાં હસતાં કહ્યું;—"મારુ વગાડવાનુ તો તેને જરા પણ પસદ આવ˙ નથી. લય નહી. હશે!!" પાસેના દરવાજા તરફ નજર કરી નવ્વાબજાદાએ હાક મારીઃ—"ફૈજી બીબી!"

પાસેના બીજા ઓરડામાંથી ફૈજી મંદગતિથી તે સ્થળે આવી. દીપ-માળાથી પ્રકાશિત, અત્તર ગુલાબથી સુરભિત સુસજ્જિત કક્ષ, લાવણ્યમયી ફૈજીના આવવાથી જાણે, વધારે દેદીપ્યમાન ભાસવા લાગ્યો; તેના મૃદુ નિઃશ્વાસગંધથી તે અધિકતર મ્હેકી ઉઠ્યો, તેના આગમનથી વિશેષ અલંકૃત જણાવા લાગ્યો. વિસ્મિત હેમેન્દ્ર સહેજ પાછો ખસ્યો, અને વિચાર કર્યા વગર માથું નમાવી, ફૈજીને સલામ કરી. નવ્વાબજાદાને હસવું આવ્યું. ફૈજી પણ મૃદુ હસી.

નવ્વાબજાદાએ કહ્યું:–"ઉસ્તાદ! જો જો, વળી વગાડવામાં ભૂલ થઈ તો સંભાળજો. ગરદન સલામત નહિ રહે."

ફૈજીને હસવુ આવ્યું. તે બોલી:–"આ મજલીશમા સમજદાર શ્રોતા નથી; એટલે કંઈ ભય જેવું નથી, હુજૂર!"

નવ્વાબજાદો ખૂશ થયો અને વધારે હસ્યો.

અત્યાર સૂધી હેમેન્દ્ર ચૂપ બેસી રહ્યો હતો.

ફૈજીના પ્રથમ મુજરા પછી તેણે જાહેરમાં ગાન કર્યું ન હતું. કોઈ પણ પુરુષ તેના મુખનું દર્શન કરી શકતો નહિ.

હેમેન્દ્રે લોકોને મોંએ સાંભળ્યુ હતું કે, જો કે નવ્વાબજાદાએ રીતિ-સર ફૈજીને બેગમ તરીકે ગ્રહણ કરી નહતી, છતા તેને રહેવાને જૂદું મકાન નિર્માણ થયુ હતું. ત્યાં નવ્વાબજાદા સિવાય અન્ય કોઈ પુરુષને જવાનો અધિકાર ન હતો. આજ ખુદ નવ્વાબજાદો હેમેન્દ્રને સાથે લઈ ગયો હતો.

પ્રથમના મુજરાને દિવસે જ્યારે હેમેન્દ્રે ફૈજીને જોઈ હતી, ત્યારે તેણે નર્તકી, ગાયિકાસુલભ, પેશાદારી વસ્ત્રાભૂષણ ધારણ કર્યાં હતાં; જે તેના કમનીય દેહસૌંદર્યની શોભામાં વધારો કરી, શ્રોતા અને દર્શકના મન તથા નયનને તૃપ્તિજનક લાગતા હતાં. તે દિવસે તેનાં ચક્ષુ લોકવિજયલિપ્સુ હતા. તેના વિલોલ કટાક્ષ, અંગવિક્ષેપ સર્વે એક જ કાર્યપ્રતિ લક્ષ્ય હતાં, અને તે લોકાદરની જિત. આજ ફૈજીનો વેપ સામાન્ય મુસલમાન ગૃહસ્થની સ્ત્રીને ઉચિત, સરલ અને સ્વાભાવિક હતો. તેના આછા અલંકાર અને સામાન્ય વસ્ત્રમા તેનું શારીરિક સૌંદર્ય ઘણું જ બહાર પડી આવતું હતું. તેને જોતાં જ કવિની લીટીઓ સ્મરણમાં આવતી કે,

"ગોરી તેરા રૂપ હય ગોરા બિન સિગારસે આલા."

આવી અસામાન્ય લાવણ્યવતીને જોતાં જ હેમેન્દ્રે એકાએક પાછા હઠી, તેને સલામ કરી, તેનું સન્માન કર્યું હતું. આ દિવસથી હેમેન્દ્ર અઠવાડિયામાં બે દિવસ ફૈજીને ત્યાં વાદ્યયંત્ર વગાડતો.

વૃદ્ધ નવ્વાબ અલિવર્દીખાં પોતાના દૌહિત્રની ઉચ્છૃંખલ વૃત્તિથી

"બહાર આઈ ચમનમે સાકિયા ઉઠે મજે સુલ્કે;
સુબુએ ગુલસે ભરકર મય લગાદે લબસે બુલબુલ કે."

નવ્વાબજાદાએ કહ્યું:—"વાહ, પ્યારી! જીતે રહો." થોડીવાર પછી, "શરાબ શરાબ." ફૈજી હોંશિયારીમાં હતી. તે શરાબ લેતી નહિ; હેમેન્દ્ર તો તેને સ્પર્શ પણ કરતો નહિ. મજ્નુએ સોનાના પાત્રમાં શરાબ નાંખી, નવ્વાબજાદાને આપ્યો. એમ બેચાર વાર નવ્વાબજાદાએ શરાબ લીધો. અંતે તેણે અર્ધ નિદ્રિત અવસ્થામાં તકિયાપર શરીર નાંખી દીધું.

તે રાતે કોણ જાણે શાથી ફૈજી ગાનપ્રમત્ત થઈ ઉઠી. તેની ગાન-પિપાસા મટી નહિ હેમેન્દ્રને તેણે પખવાજ લેવા કહ્યું, અને પોતે તંબૂરો લઈ ગાવા બેઠી.

"જાદૂ નયનોકા મનકો લૂભાય ગયોરે .....જાદૂ.
આગ બિરહાકી તનમેં લગાય ગયોરે......જાદૂ.
ઉસ સિતમગરકા પતા, હાય મૈં પાઉ ક્યું કર?
ઔર પાઉ, તો કહો, હાલ સુનાઉં ક્યું કર ?
સામને ભી હો ખડા, ગર તો બૂલાઉં ક્યું કર ?
રુઠ જાય તો સિતમ, ઉસકો મનાઉં ક્યું કર? જાદૂ.

નવ્વાબજાદો નિરવ હતો. ફૈજીએ હેમેન્દ્ર તરફ ચકિત દૃષ્ટિ નાંખી, અને વધુ ગાવા લાગી.—

ચલા હય છોડકે બિસ્મીલ મુઝે કહાં કાતિલ ?
ચુકાકે જા મેરા ઝઘડા, ઓ બદગુમાં કાતિલ !
કે તા ન હશ્રમેં દાવા મૈં કર શકું ખૂંકા,
તું સરસે પ્હેલી મેરી કાટ લે જબાં કાતિલ,
રાહ ચલતે જીગરવા ચૂરાય ગયોરે,............જાદૂ.

નિશાના તોરમાં, બંધ આંખે, ક્ષીણ અવાજે નવ્વાબજાદે લેહેકારીને છેલ્લી લીટીમાં કહ્યું.—"વાહ! વાહ! જીગરવા ચૂરાય...ગયો."

ફૈજીએ તે તરફ લક્ષ્ય આપ્યું નહિ. તે તો હેમેન્દ્ર તરફ સ્થિર દૃષ્ટિ રાખી ગાવા લાગી:—

જૂનું કા જોર હય મૈં, બાર બાર કિસ્સે કહું ?
તુંહીં સુને ન સુને, હાલે જાર કિસ્સે કહું ?
બાત બાતોમેં મુઝકો ફસાય ગયોરે. જાદૂ.

ફૈજીએ પખવાજની સાથે લય રાખી, પૂર્ણ સમે હેમેન્દ્રની તરફ એક અપાંગ ભંગી કરી, ચાહનો વિદ્યુત્ પ્રવાહ રેડી દીધો. હેમેન્દ્રનું સમસ્ત શરીર કાંપવા લાગ્યું, તેનાં અંગેઅંગમાં વીજળીની ઝમક થવા લાગી. નવ્વાબજાદો સપૂર્ણ અચેતન અવસ્થામાં હતો. મહેફિલ

પૂરી થઈ; મનુએ પાનનો ડબ્બો અને સુવર્ણ જામ બાજૂએ મૂક્યાં. હેમેન્દ્ર ઊભો થયો. ફૈજીની તરફ એક કાતર દષ્ટિ ફેંકી સાંથી ચાલી નીકળ્યો.

લગભગ દર અઠવાડિયે આ પ્રમાણે થતું. ફૈજીને સાં નિત્ય શું થતું હતું તે, અથવા નવ્વાબજાદાના ઉચ્છૃંખલ જીવનના મલિન ચરિત્રના ચિત્રો અમે વાચકોને દેખાડવા નથી ઇચ્છતા; પરંતુ નવ્વાબજાદાનો અસંભવ અસીમ અનુગ્રહ વા દુર્નિવાર ભયંકર આકસ્મિક નિગ્રહ જોઈ, રાતદિવસે હેમેન્દ્રને ચિંતા થતી હતી. ફૈજીના પ્રથમ મૂજરાના દિવસે જે ભયંકર શિક્ષા તેને કરવામાં આવી હતી, તે હંમેશ તેના મનમાં જાગૃત રહેતી. વળી નવ્વાબજાદાની મહેરબાનીને લીધે તેની પૈસેટકે સારી અવસ્થા થઈ હતી. સામાન્ય મોહોરગીરીપરથી જમાબંદી ખાતામા પરીક્ષક, પરગણાની જમીનદારી, ખૂદ નવ્વાબજાદાના અંગરક્ષકથી માડી સિપાઈ મહેલમા નાયકપણું, એ ઉપરાંત ખાસ દરબારમાં શિરકત, એ સર્વ નવ્વાબજાદાની કૃપાના પરિણામ હતાં.

આ સર્વ હતું, છતાં, નવ્વાબજાદાનુ ચિત્ત ઘણુ જ અવ્યવસ્થિત હતું. અતિ સામાન્ય કારણસર, પ્રમાણવિના દાસીબાદીના માત્ર કથનથી, તે એક પળમાં પ્રલયકર પરિણામ આણી મૂકતો. તેવે વખતે તે આઘું પાછું જોતો નહિ. વિશ્વાસી, પ્રભુભક્ત હેમેન્દ્ર આવા કશાથી ડરતો નહિ. તેની ભીતિનું બીજું જ કારણ હતું: તે ફૈજીનો વ્યવહાર. કોણ જાણે કેવી શુભ કે અશુભ પળે, તેને એની સાથે મળવું થયું હતું કે પ્રથમ દર્શને જ તેનુ માથું ઉડી જવાની વાત બની હતી. વળી એ જ ફૈજીના ઉદાર વ્યવહારને લીધે તે યમદ્વારથી પાછો ફર્યો હતો, તે દિવસથી તેનુ ભાગ્ય પરિવર્તન થવા માંડ્યું હતું, સૌભાગ્યની વૃદ્ધિ થવા લાગી હતી. હેમેન્દ્ર જાણતો કે, ફૈજીએ તેને માટે ઘણી કોશીપ કરી હતી. તે વખત જોઈ પ્રાર્થના કરતી, તેને માટે બે શબ્દો નવ્વાબજાદાને કહેતી. આને લીધે પણ હેમેન્દ્રનું ઘણું હિત થયુ હતું, એમાં શક નથી.

ભવિષ્યનો જ્યારે હેમેન્દ્ર વિચાર કરતો, સારે તેના હૃદયમાં એક જાતની કમ્પારી છૂટતી. હેમેન્દ્રને જોતા જ પ્રથમ દિવસે ફૈજીનું હૃદય આર્દ્ર થયું હતું. ફૈજી તેના ગુણથી અને રૂપથી મોહી પડી હતી. સમય જતાં તેના મનમાં અનિષ્ટ વાંછના ઉદ્ભવી. દિવસેદિવસે તે વાસના પ્રબળ થતી ગઈ. હેમેન્દ્ર તે મનમા જાણતો હતો. આખરે આ વાસના ફૈજીને મન દુર્નિવાર્ય થઈ પડી. તે તરફ હેમેન્દ્રનું લક્ષ ન હતું એમ નહિ. હેમેન્દ્ર સારી રીતે સર્વ જાણતો હતો અને તેથી સાવધાન રહેતો. તેના તરફથી ફૈજીની વાસનાપોષક દ્રવ્ય જરા પણ મળતું નહિ. હેમેન્દ્ર લેશ આશા આપતો નહિ. ફૈજી પોતાના મનને કાબુમાં રાખી શકતી નહિ.

હેમેન્દ્ર જેમ જેમ તેને દૂર ખસવાની પેરવી કરે, તેમ તેમ ફૈજી કોઇ પણ બહાને તેને પાસે આણવા યત્ન કરતી અને તેમાં તે ફાવી જતી. હેમેન્દ્ર નવ્વાબજાદાની હાજરી સિવાય ફૈજીને ત્યાં જતો નહિ કે રહેતો પણ નહિ. આટલું છતાં ફૈજી પ્રસંગવશાત્, નવ્વાબજાદાની હાજરીમાં પણ ગાતાં-ગાતાં, લય, તાલ, સમ, સંગત અપાંગભંગી, ચતુર અંગવિક્ષેપ, ભ્રુકુચનથી મનનો ભાવ તેના તરફ દૃષ્ટિ રાખી અભિવ્યક્ત કરતી.

આ વાતથી હેમેન્દ્રના શરીરે શીરાડા ઉઠતા. સાપના દરમાં કે વાઘના મોમાં માથુ રાખી ખેલ કરવા જેવી તેની સ્થિતિ હતી. પળમાં સાપને દશ દેતાં વાર નહિ લાગે. તે વિષનો પ્રતિકાર નથી, એ પણ તે જાણતો હતો. વાઘ ક્ષણમાં તેનું માથુ ફાડી નાખશે એ સમજતો, પણ તેને માટે કંઈ ઇલાજ ન હતો. પલાયન કરવુ અશક્ય હતું. અગ્નિ સાથે ખેલ હતો. કોઇક વખતે બળી મરવાની ધાસ્તી તેના શિરપર હતી.

---

## ષષ્ઠ પરિચ્છેદ

### છૂપા વેષમાં

એક દિવસે હેમેન્દ્ર પોતાના ઘરમાં એકલો બેઠો હતો. આજ નવ્વાબજાદો વૃદ્ધ નવ્વાબને કામસર મળવા જવાનો હતો, એટલે હેમેન્દ્ર આજ મન્સુરગંજ ગયો ન હતો; તેમ જ બીજે ક્યાંય બહાર પણ ગયો હતો. ફૈજીના વર્તનથી તેનુ ચિત્ત મુઝાતું હતું. તે મનમા વિચાર કરતો હતો કે, આમ દિવસો જશે કેમ? કોઈ પળે નવ્વાબજાદાને સંદેહ થશે, તે વારે મારું શું થશે? જો નવ્વાબજાદાને લેશ પણ સંદેહ આવ્યો તો તેના ભવિષ્યાકાશમાં સદાને માટે અંધકાર છાઈ જશે. અત્યારથી જ તેના ભાગ્યાકાશમાં વાદળા ઘેરાવાનાં ચિહ્ન તેને જણાતાં હતાં સંધ્યાકાળ વ્યતીત થઈ ગયો હતો. હેમેન્દ્ર પોતાના મકાનમા વિચારમગ્ન બેઠો હતો. આકાશમા નિર્મળ ચદ્ર ઉગ્યો હતો. તે પોતાના શીતળ કરથી સૃષ્ટિને સ્પર્શતો અને ધવલ આચ્છાદન નાંખતો હતો. બાગમા નાનાં નાનાં ફુલ ખીલી નિકળ્યા હતા. મૃદુ પવનની ઝોક પરિમળને ચારે તરફ પ્રસરાવતી હતી. ચંદ્રબિમ્બ દૂર ભાગીરથીના તરંગો જોડે ખેલતું હતું. પ્રકૃતિનો દશ્ય મનોહર હતો. કોણ જાણે આજે આવી સ્થિતિમાં હેમેન્દ્રનુ મન અશાન્ત હતું. તેના મનનો ઉદ્વેગ શમતો નહિ હેમેન્દ્ર બેઠો હતો ત્યાંથી ઉઠ્યો અને સારંગી લઈ આવી તેના સુર મેળવવા લાગ્યો. એટલામા રામમોહને આવી, ખબર આપી કે, કોઈ સારું માણસ મળવા આવ્યું છે. આ આવનારે સદેશાની રાહ જોઈ નહિ! રામમોહનની

પાછળપાછળ તે ત્યાં આવી લાગ્યો. રામુ ત્યાંથી ચાલી ગયો. આવનાર માણસનું વય ઝાઝું ન હતું, તેનો ચહેરો ગોળ સુંદર હતો, મોપર મૂછ હજી ફૂટી ન હતી. માથાપર એક અફગાનના જેવું જરિયાન કુલ્લુ હતું. તેની આસપાસ જરિયાન ફેંટો બાંધ્યો હતો. ચુસ્ત ઇજાર, કિનખાબનું અંદિયાન, પગમાં જરીના જોડા, હાથમાં રુમાલ, ગળામાં મોતીની માળા હતી. તેને જોતાં જ હેમેન્દ્રને લાગ્યું કે, કોઈ શ્રીમાન્ ઉમરાવનો પુત્ર હશે. હેમેન્દ્ર ઉઠી ઉભો થયો, સલામ કરી અને વિનયપૂર્વક તેને બેસવા કહ્યું.

આવનાર ભીત સરસી પડેલી બેઠકપર બેઠો અને અદબપૂર્વક સલામવાળી થોડી વાર પછી બોલ્યો—"ઘણા જરૂરના કામસર આપની પાસે આવવું પડ્યું છે."

"એવું શું જરૂરનું કામ છે?" હેમેન્દ્રે પૂછ્યું.

"જણાવું છું. અહીં કોઈ સાંભળે એમ તો નથી ને? એકાંત છે?" આવનારનો અવાજ ક્યાંક ઠેકાણે સાંભળ્યો હોય, એમ હેમેન્દ્રના મનને ભાસ થયો; પરંતુ ક્યા તે તેની ધ્યાનમાં આવ્યુ નહિ. આવનારનું મુખ તે ઝીણવટથી જોઈ શકતો નહિ, કારણ કે ચદ્રપ્રકાશ સિવાય ત્યા દીવો નહતો.

હેમેન્દ્રે કહ્યું:—"અહીં કોઈ નથી. આપને જે કહેવું હોય તે બેલાશક કહો."

આવનારે કંઈ જવાબ આપ્યો નહિ. બેઠકપરથી ઉઠી બાગની તરફ તે જોવા લાગ્યો અને બોલ્યો—"આપનું મકાન તો ઘણું જ ઉમદા છે વાહ! શું સુંદર બાગ છે, ચંદ્રના પ્રકાશમાં ખરેખર આ સ્થાન રમણીય લાગે છે."

હેમેન્દ્ર વિચારમાં પડ્યો કે "આવનાર ઘણા જ જરૂરી કામ માટે આવ્યો છું એમ કહેતો હતો ને તે જરૂરી કામનું તો નામ સુદ્ધાં લેતો નથી ને બાગવાડીની વાત કરે !! તેના મોંપર વ્યસ્તતા પણ જણાતી નથી. છે શું?"

યુવકે કોઈ પણ જાતના સંકોચ વગર જમીનપર પડેલી સારંગી લીધી અને કહ્યું.—"મેં સાંભળ્યું છે કે, આપ સારંગી બજાવવામાં ઘણા જ કુશળ છો. આપની પાસે વાદ્યંત્ર શિખવા મારી ઇચ્છા છે. શું આપ તે કૃપા કરી શિખવશો?"

"આપ આપની તારિફ ફરમાવશો."

"અહો' આપ શુ મને પિછાનતા નથી? આપને મેં ઘણી વાર જોયા છે."

હેમેન્દ્ર મુગે મોંએ વિચાર કરવા લાગ્યો. તેને ચન્દ્રના આછા પ્રકાશમા આવનારનું મોં બેશ જણાતું નહિ. એટલામા નીચે બાગમાં કોઇ વાત કરતા હોય એમ સંભળાયું.

તે યુવકે કહ્યું:-"આપ તો કહેતા હતા કે, આ એકાંત સ્થળ છે, પણ અહી તો કોઇનો અવાજ સંભળાય છે."

હેમેન્દ્ર:-"તો વારુ અંદરના ખડમાં પધારો."

હેમેન્દ્ર આગળ ચાલવા લાગ્યો. યુવક પણ તેની પાછળપાછળ સારંગી લઇને ચાલ્યો. અદરના ખંડમા પ્રવેશ કર્યા પછી તે યુવક બેઠો નહિ. માત્ર ઉભો રહી ખંડમાં ગોઠવેલા સામાનને જોવા લાગ્યો. હેમેન્દ્રને મનમાં સહેજ સંતાપ થયો કે આ છે કોણ? ખંડમાં દીવો બળતો હતો આમતેમ ચારે તરફ નજર ફેરવી રહ્યા પછી તે, હેમેન્દ્રની તરફ મોં ફેરવી બોલ્યો-"બાબુસાહેબ! કહો હવે મારી કામના પૂર્ણ કરશોને?"

હેમેન્દ્રે વ્યસ્ત મને પૂછ્યું.-"આપ કોણ છો, એ કહેશો?"

તે યુવકે ઝટ માથાપરનું કુલ્લુ પાગડી ઉતારી પાસે મૂકી દીધાં. હેમેન્દ્ર આશ્ચર્યચકિત, ફાટી આંખે, પૂતળાવત્ સ્તબ્ધ જોઈ રહ્યો. તેની છાતી ધડકવા લાગી. તેની દેહ અવશ થઇ ગઈ.—

"ફૈજી બીબી"

ફૈજીએ શરીરપરનું બદિયાન, પહેરણ કાઢી નાંખ્યું, સૂક્ષ્મ અમૂલ્ય ઓઢણી ફેંટામાથી કાઢી ધારણ કરી; વાળને સરકાવી યથાસ્થાને રાખ્યા કાનપર હિરાના આભૂષણ ઝળકી ઉઠ્યા. કમળસમાન નાજુક હાથવતી સલામ કરી સ્વાભાવિક સ્વરે તે બોલી.-"બાબુસાહેબ! આરજૂ મંજૂર!"

એકાએક અણધારી પ્રાણઘાતક ચીજ જોતાં માણસ જેમ સ્વાભાવિક રીતે પોતાની શુદ્ધિ ખોઈ દે, તેવી હેમેન્દ્રની સ્થિતિ હતી. તેના મનમાં આશ્ચર્ય, ગભરાટ ભય આદિ તુમુલ તોફાન મચાવી રહ્યાં હતાં. તેને એકાએક વાક્સ્ફૂર્તિ થઈ નહિ. તે એકાદબે પગલા પાછો હઠ્યો. તેના માથામાથી જાણે અગ્નિશિખા ઝરતી હોય તેમ તેને ભાસ્યું.

હેમેન્દ્રની આવી સ્થિતિ જોઈ ફૈજી બોલી:-"નવ્વાબજાદાના અંગરક્ષક બહાદુર સિપાઈ થઈ, હેમેન્દ્રલાલ! આપ એક સ્ત્રીને જોઈ આટલા ભયભીત થાઓ છો!"

હેમેન્દ્ર:-"ફૈજી બીબી! તું અહી?"

"જી, હા, હું ફૈજીઉન્નિસા, બીબી ફૈજી, કહો આપ કેમ છો?"

"ફૈજી! અહી શી રીતે આવી? શા માટે?"

ફૈજી ધીમે સ્વરે ગણગણી:-

"સ્વપ્નકી બાત લાજસેં કહી ન જાય, એરી–સ્વપ્નકી"

હેમેન્દ્ર બારણા આગળ ગયો અને ફૈજી તરફ ફરી બોલ્યો:-"ફૈજી! સત્યાનાશ વાળ્યું; કોઈ જાણશે તો શો ઉપાય કરશું? જરા થોભ, હુ આવું છું."

હેમેન્દ્ર તે ખંડમાંથી બહાર નિકળ્યો, અને નીચે આવ્યો. નીચે આવી રામમોહનને હાક મારી, તેને પાસે બોલાવ્યો અને કહ્યું:—

"રામુ! જો, હું આ જ ઘણા અગત્યના કામમાં છું. કોઇને ઉપર આવવા દેતો ના. ગમે તે આવે તો તેને કહેજે કે, હું આજ કોઇને મળી શકીશ નહિ, સમજ્યો? બરાબર ધ્યાન રાખજે કે, કોઈ આવે નહિ."

દાદાબાબુની આજ્ઞા, એ આપણા રામુને મન ઈશ્વરી આજ્ઞા હતી. તેણે મનમાં પ્રતિજ્ઞા કરી કે, ખુદ નવ્વાબજાદાના ખાસ દરબારનો ચોપદાર આવે તો તેને પણ પેસવા નહિ દઉં.

આણી તરફ ફૈઝી દિવાલની પાસે જઈ આરસીમાં પોતાનું મોં જોતી વસ્ત્રને ઠીકઠાક કરતી હતી. વાળ યથાસ્થાને કરી, ઓઢણી બરાબર ઓઢી, જમીનપર બેસી, સારંગી હાથમા લીધી ને સારંગીના સુરને તે મીલાવા લાગી.

હેમેન્દ્ર તે ખંડમાં આવ્યો, બારણા દઈ દીધા, બારીઓ બંધ કરી, અને બોલ્યો:–"ફૈઝી! તું એકદમ ગાંડી બની ગઈ શું?" ફૈઝી સારંગીના સુર સાથે સૂર મેળવી ગાવા લાગી કે:–

મોરે સૈયાનેં મોરી એકહૂ નામાની.
મોરી એક...હૂ–ના......માની......મોરે.
પૈયા પરત મય્ બિનતી કરતી હુ;
નિઠુર, નિર્દય પિયા–જરીએ નામાનત;
પલક ન દેખે મોરી નઈરે જવાની....મોરે.

ફૈઝી બીબી!–ફૈઝી!–"

ફૈઝી ગાવા લાગી.–

"ફુલ મુકુલે અલિકુલ બોલે,
આકુળ પ્રાણ હમારેરી.
સુખ વસન્તે, પિયસુ એકાન્તે"
આંખ ભરકે નિહારૂં રી!!

હેમેન્દ્ર પાસે આવ્યો ફૈઝીના હાથમાંથી સારંગી એણે લઈ લીધી, અને બોલ્યો –"ફૈઝી! તને પ્રાણનો ભય નથી, એ તો જાણ્યું; પણ, પ્રાણ સિવાય બીજી કેટલીક વસ્તુ છે, માન–ઇજ્જત–"

"તે સિવાય માણસમાં એક બીજી ઓર ચીજ છે. જીગર–હૃદય નામે એક પદાર્થ છે, એ તમે જાણો છો?"

"માન–ઇજ્જત તો ઠીક, પણ હૃદય શું ધર્મથી વધારે છે?"

"હેમેન્દ્ર! તમે પુરુષ છો. તમે સ્ત્રીનાં કોમળ હૃદયને શું સમજો? ધર્મ શું છે, તે હું જાણતી નથી. હેમેન્દ્ર આમ ખડા ન રહો, આમ બેસો."

હેમેન્દ્ર જમીનપર બેઠો નહિ. તે એક ચોકીપર બેઠો.

ફૈઝી બોલી:–"પ્રાણની મને પરવા નથી; માન મર્યાદાને હું તુચ્છ સમજુ છું; હૃદયના પ્રબળ મોજા આગળ તૃણ સમાન ધર્મ તણાઈ જાય છે. વારુ, હેમેન્દ્ર! જે દહાડે મારો પહેલો મુજરો હતો, તે દહાડે શા માટે વગર બોલાવ્યે, વગર તેડે મારી દૃષ્ટિ સન્મુખ આવી પડ્યા?"

"નૃત્યગીતમાં આપની અસાધારણ કુશળતા સાંભળી, આપના રૂપગુણની તારીફ સાંભળી, જોવા આવ્યો હતો."–

"માત્ર લોકના કહેવાપર વિશ્વાસ રાખી, પ્રાણની પણ મમતા છોડી, અપમાનના ભયને લેખામાં ન ગણી, નવ્વાબજાદાની મજલીશમાં દાખલ થયા, અને પ્રાણ ખોવા બેઠા!! અને હુ, તમારું રૂપ જોઈ આંધળી બની ગઈ, તમારા ગુણ જોઈ પાગલ થઈ. પ્રાણની પરવા નથી એમ કહ્યુ, તેથી તમે આશ્ચર્ય પામો છો પણ, પ્યારે!

"ફાંસી પ્રીત લગાયકે મો મન લિયો ચુરાય,
અબતો તોરે બસ પરયો, છૂટિ શકે નહિ હાય"

"પ્રાણ તો તે દિવસે યમદ્વાર જઈ પહોંચ્યો હતો, પરતુ તેં ત્યાંથી પ્રાણને પાછો બોલાવ્યો. પરંતુ આજ તું જ"—

"હું જં આજે આપના પ્રાણને ભયમાં નાંખું છું, નહિ વારુ? હેમેન્દ્ર! તમને જો આ સસારમાં પ્રાણ એટલો વહાલો છે તો હું આ પળે જ ચાલી જાઉ છુ; થયુ?"

હેમેન્દ્રે જોયુ કે, આ વાક્‌વિદગ્ધાની સાથે એ પ્રમાણે તર્ક કરવામાં માલ નથી તેણે ધીમેથી કહ્યુ:–"ફૈઝી! પ્રાણ તો સઘળાને વહાલો હોય છે; પરંતુ એ પ્રાણને ખાતર હુ તને વિરક્ત કરું છુ એમ નથી. પ્રાણ કરતાં અધિક પ્રિય વસ્તુ આ સસારમા છે, પણ આમ જો. શા માટે તું આવી અસદ્ વાસનાને તારા અંતરમાં પોષે છે?"

"સારાનરસાનો વિચાર કરવાની શક્તિ ખોઈ દીધી છે."

"જો, ફૈઝી! વિચાર કરઃ તું નવ્વાબજાદાની માનીતી બેગમ છે; એક દિવસ બંગાળ, બિહાર તથા ઓરિસાના શાહીતખ્ત આગળ તારું સ્થાન છે એ તખ્ત આગળ હું એક અદના નોકર છું–"

"એજ કે? બસ! જો તમે આજ્ઞા કરો તો એ શાહી તખ્તને લાત મારું જો તમારી ઇચ્છા હોય, તો હું ઝાડપાન કે તૃણની શય્યામાં સુખથી દિવસ ગુજારી શકીશ. બોલો, છો રાજી?"

"શુ તૃણપત્રથી જીવનનો ગુજારો થાય છે? પાંદડાં ચાવી દિવસ કઢાય છે?"

"હા. આપને દુઃખ ભોગવવું પડશે. આપનાથી એ સહન નહિ

થાય, નહિ વારુ? તો જાવ હું તમને દુઃખી નહિ થવા દઉં. જૂઓ આ મુક્તામાળા"—ફૈજીએ ગળામાં પહેરેલી મોતીના માળા કાઢી હેમેન્દ્રના સામે ધરી—"આની કિમત એક હજાર સોના મોહોરથી અધિક છે; એટલું જ નહિ પણ એવા એથી વધારે કિમતી કંઈક દાગીના મારી પાસે છે. હુકમ કરો તો આપણે રાજભોગ અને રાજૈશ્વર્યમા, રાજપ્રાસાદમાં રહીશું. બંગાળા, બિહારને છોડી દો-મૂલક ઘણો લાંબો છે. જ્યારે તમારી ઇચ્છા હોય ત્યારે આ બાંદી હાજર છે. આજ નહિ, કાલ; કાલ નહિ, મહિને-છ મહિને, જ્યારે ખૂશી હોય ત્યારે તમારા એક બોલપર હું તૈયાર છું."

"ફૈજી! ફૈજી! શું દુનિયામા સઘળાનાં મન એક સરખાં હોય છે? જે રસ્તે જવાને તારું મન ઉન્મત થયું છે, તે જ રસ્તે જવા બીજાનું મન પણ રાજી થશે, એમ તેં શા પરથી માની લીધુ?"

ફૈજી ઉભી થઈ, આગળ વધી, હેમેન્દ્ર પાસે આવી, સ્થિર નેત્રે તેના તરફ જોઈ રહી અને બોલી:-"હેમેન્દ્ર! બિબિ સુરતઉન્નિસા કેવી રૂપવાન્ છે?"

પ્રશ્ન સાંભળતા જ હેમેન્દ્રના શરીરનાં રુવાં ઉભાં થયા: ફૈજીના સંદેહથી તેનાં મનને ભારે વ્યથા થઈ. હેમેન્દ્ર ઉભો થયો, અને દઢતાથી એકી નજરે ફૈજીના સામુ જોઈ બોલ્યો:—

"સાંભળ, ફૈજી! બિબિ સુરતઉન્નિસા એક પરમ રૂપવતી છે. તેં સાંભળ્યું છે, જોયું છે: તો વધારે સાંભળ, તે તો મારી નાની બહેન છે." બહેન શબ્દપર અધિક ભાર મૂકી રોષમાં હેમેન્દ્ર બોલ્યો.-"સુરત, અહા! તે તો મારા મુરબ્બી, આશ્રયદાતા, અન્નદાતા, પિતૃતુલ્ય ભક્તિપાત્ર મહાત્મા કાસમઅલીખાંની કન્યા છે. એટલુ જ કે, અમે એક પિતાના સંતાન નથી; બાકી, બિબિ સુરતઉન્નિસા મારી સગી બહેન કરતાં મને વધારે પ્રિય છે, સમજી?"

"આપના કહેવાપર મને પૂરું યકિન છે. માફ કરો."

હેમેન્દ્રની આંખમાં ઝળઝળિયાં ભરાઈ આવ્યાં. 'આવા સ્વર્ગીય પવિત્ર સંબંધપર પણ શંકાની નજરથી જોનાર અને વહેમ આણનાર પણ લોક છે!'

ફૈજી બોલી.-"માફ કરો, હેમેન્દ્ર! અજાણતાં મેં શંકા કરી છે, પરંતુ તમારા કહેવાપર મને પૂર્ણ વિશ્વાસ છે, પણ ત્યારે તમે, મારી વાત શા માટે મંજૂર કરતા નથી?"

"શી રીતે કરું? તારામાં અને મારામાં કેટલો ફેર છે? તું નવ્વાબની બેગમ, હુ એક અદના ગુલામ."

"એનો તો ઉત્તર હું આપી ચૂકી છું."

"હું હિન્દુ અને તું મુસલમાન"

"હું મુસલમાન છુ. ખયર ! ગર હું હિન્દુ હતે તો આપ મારી વાત માન્ય રાખતે ?"

"ના, જે રસ્તે જવા મને તું પ્રેરે છે, તે રસ્તે જવાને બન્ને હિદુ અને ઇસ્લામ ધર્મ મના કરે છે."

"તો પછી મારી વાત મંજૂર નથી ?"

"ના."

"કોઈ કાળે પણ નહિ ?"

"કોઈ કાળે પણ નહિ."

ફૈજી બેઠી હતી, તે પાછી ફરીથી ઉભી થઈ. તેનું શરીર ક્રોધથી કમ્પવા લાગ્યું. રોષમાં તે બોલી·—"આપ મોટા ધાર્મિક—હું નીચ—અધમ—પાપી ? તેથી તમે મારી ઘૃણા કરો છો, એ અભિમાન ! !"

હેમેન્દ્રનું ધૈર્ય ગળી ગયું. તે બોલ્યો.—"તું પાપી છે કે ધાર્મિક છે, એ હું કંઈ કહેતો નથી, પરંતુ જે કાર્ય પાપી છે તે, સ્ત્રી હો કે પુરુષ હો, બન્નેને માટે ઘૃણાપાત્ર છે"

"વારુ, તમે પૂરો વિચાર કરી જવાબ આપો છો ?"

"હા."

"આ તમારો આખરી જવાબ છે ?"

"આખરી."

આવો નિર્ધારિત ઉત્તર મળશે, એવી ફૈજીએ સ્વપ્નમા પણ કલ્પના કરી ન હતી. નહિ ધારેલા, નહિ બને એવા અપમાનથી મર્માહત, ફૈજીનો પિત્તો ઉકળી આવ્યો; તેના મનમા અગ્નિની પ્રચંડ જ્વાળા સળગી ઉઠી. રોષથી થડકતા સ્વરે મચડમાં ફૈજી બોલી:—"દાસાનુદાસ, ગુલામ તે ગુલામ. એને રાજભોગની ક્યાથી ઇચ્છા થાય ? નીચ તે એમા સમજે શુ ? સાકરનો સ્વાદ ખાખરની ખીલોડી શું જાણે ?"

"રાજભોગ ! અહ·હ: !! એવા રાજભોગને હું તુચ્છ ગણું છું." જેમ છંછેડાયો સાપ ફણી માંડી ફૂંફાડો કરી ઉઠે, તે પ્રમાણે અભિમાનિની રોષદીપ્ત સ્ફુરિતાંગી ફૈજી માથું ઉચું કરી, આગળ વધી, હેમેન્દ્રની પાસે આવી, વાંકી ડોક કરી, લાલચોળ આખ કરી બોલી:—

"નવ્વાબજાદાની મમતાથી આપ એના અંગરક્ષક બન્યા છો, એટલે બીજા કોઇને વિસાતમાં ગણુતા નથી. બીજું કોઈ માણસ છે જ નહિ, એમ સમજો છો ? એ નજીવી વાતમાં જો તમારી માનહાનિ અને પ્રાણહાનિ ન કરું તો મારું નામ નહિ."

માથું ઉચું કરી, વક્ષઃ સ્ફીત કરી, બે પરવાઇથી ગંભીર સ્વરે હેમેન્દ્ર બોલ્યોઃ—

"જો, ફૈજી! તું મને પ્રાણનો ભય બતાવતી હોય તો તેથી હું કંઈ ડરું એમ નથી; કોઈ કાળે મેં મારા પ્રાણની પરવા કરી નથી. જીવ ચહાય તે નવ્વાબજાદાને કહેજે. બેશક, તેઓ તારા કહેવાપર વિશ્વાસ પણ કરશે. જે શિક્ષા તેઓ ફરમાવશે, તે માથાપર ઝીલી લઈશ; એમા શું છે? તું જે કહે છે કે, હું દાસાનુદાસ–નોકર છું તે કબૂલ; પરંતુ તું, બંગાળ, બિહાર અને ઓરિસાના નવ્વાબજાદાની માનીતી બેગમ, રાત્રિએ મારે ઘેર આવી મને ભ્રષ્ટ કરવા, નિમકહરામી કરવા પ્રેરે છે, તે મારા શરીરના હજારો ટુકડા થતાં, જીવતાં મારી ચામડી ઉખેડાતા પણ કોઇને જણાવીશ નહિઃ ફૈજી! હું નોકર છું, પણ એહસાન ફરામોશ નથી."

હેમેન્દ્રની નિડર વાણી, નિર્વિકાર ચહેરો, ઉન્નત સ્ફીત વક્ષ, બળશાળી વિશાળ બાહુ, સ્થિર દૃઢપ્રતિજ્ઞ ચક્ષુ, શૌર્ય લાવણ્ય દેહ જોઈ ફૈજી ચોંકી ઉભી જ રહી. જેમ વાંસળીના મીઠા સુરથી કે મંત્રૌષધિથી ફણિની નમી પડે, તેમ તે નમી પડી. તેનું અભિમાન ગળી ગયું. ફૈજી રૂપમોહથી મુગ્ધ થઈ ગઈ; પુરુષોચિત અટલ સાહસ જોઈ તેનું હૃદય આર્દ્ર થયું. કેટલી પળ સૂધી ઉભી ઉભી હેમેન્દ્રના સામું તે જોઈ રહી. પછી તે જમીનપર બેસી ગઈ.

હેમેન્દ્ર કહેવા લાગ્યો.—"ફૈજી! સાંભળ. ક્રોધમાં તું તને પોતાને ભૂલી ગઈ છે. હું જાણું છું, નથી જાણતો એમ નહિ. તારા મૂજરાના પહેલે દિવસેજ તારા હૃદયની મેં પરીક્ષા કરી હતી. તારા હૃદયને હું ત્યારથી જ જાણું છું. તે જ દિવસે તેં, માનની, કે કીર્તિની પરવા ન કરતાં તારી પોતાની ભૂલનો સ્વીકાર કરી, ભર મહેફીલમાં, હજાર અમીરઉમરાવ સમક્ષ મારા પ્રાણની રક્ષા કરી હતી. હું કોણ? એક અપરિચિત માણસ. તેં મને કોઈ દિવસ જોયો સુદ્ધાં હતો નહિ; તો વાતચીતની તો વાત જ શી? આટલું છતાં તેં તારી પોતાની ત્રુટી કહી, જીવના જોખમે મારી વહારે ચઢીઃ તે તું વિના વાંકે, વિના અપરાધે મારું અનિષ્ટ કરીશ, એમ હું માનું ખરો? નહિ, કદિ નહિ. ફૈજી! તારું હૃદય મારું અનિષ્ટ નથી બોલતું, પણ તારો ગુસ્સો બોલે છે. ફૈજી! ફૈજી! તું તેવી નીચ નથી."

ફૈજીના મોંમાંથી એક પણ શબ્દ નિકળ્યો નહિ. તેની ઉદ્દીપ્ત પ્રતિહિંસાની લાગણી જતી રહી હતી. તેનું હૃદય આર્દ્ર થઈ ગયું હતું. તેની આંખમાં આંસુ ભરાઈ આવ્યાં. બિચારીનું ચિત્ત ઠેકાણે હતું નહિ.

ક્યાથી હોય ? એક વખતે તે સામટું ખોઈ બેઠી હતી. તેનું અભિમાન ગળી ગયું; જળભરી આંખે હેમેન્દ્રને તે પગે પડી અને ગદ્ ગદ્ કંઠે બોલી:—

"હેમેન્દ્ર! મારું ચિત્ત મારા વશમા નથી. શું કરુ? મને તમારા ચરણુમાં રાખો."

હેમેન્દ્ર પાછો સરી ગયો. તેણે અતિ યત્ને, આદરથી, મમતાના શબ્દો કહી, ફેજીને બેસવા કહ્યું. ઘણી વારે ફેજી બેઠી.

હેમેન્દ્રે કહ્યું:—"ફેજી! ફેજી! ચિત્તને વશ કરવા ઉપાય કર. જો, તું હવે નવ્વાબજાદાની બેગમ છું. આ સારું કહેવાય? તું ગુણી છે, તું રૂપવાન્ છે. તારા જેવી ગુણવતીને આ શોભે? જો એમ અધીરી થા મા, સમજી?"

ફેજીની આંખમાંથી દડદડ પાણી પડવા લાગ્યું. તે ભગ્નકંઠે બોલી.—

"હુ ઘણો પ્રયત્ન કરુ છું, પણ કંઈ મારુ ચાલતું નથી. મન માનતું નથી. માટે હિમત કરી, રાતની વખતે સાહસ ખેડી આજે અહી આવી છું. મે મનમા નિશ્ચય કર્યો કે, એક વાર દિલની સર્વ હકીકત મન ખોલી તમને કહીશ: એમ વિચારી તમારી પાસે આવી. હું નહોતી ધારતી કે, આપનુ મન આવું પાષાણ જેવુ હશે!"

ફેજીની અવસ્થા જેઈ હેમેન્દ્રનું દિલ પણ દુ:ખી થયું. અતિ કોમળ સ્વરે તે બોલ્યો.—"મારું પાષાણ જેવું હૃદય છે, એમ તારી ધારણા રહે, એમાં જ તારું હિત છે. સંસારમાં ઘણી વખત પથ્થર જેવા હૃદયના માણસો, તેમનાં પરમ હિતકારી હોય છે. હું જીવીશ ત્યાં સૂધી યાદ રાખીશ કે, ફેજી! મારા પ્રાણનું રક્ષણ કરનારી, મારું ચિરકાલ મગલ કરનારી, મારો પરમ સુહૃદ્ તું જ છે ફેજી! ફેજી! અહીં આવવાનું સાહસ કરવાનું તને શાથી મન થયું?"

"કહ્યું તો ખરું કે, હું આત્મવિસ્મૃત થઈ છું. મારું હેયું મારા કબજામાં નથી. હું દિલને ગુમાવી બેઠી છું."

"આત્મને વશ કર. ફેજી! તે તારાથી બની શકશે. એમાં કંઈ કઠણ વાત નથી."

આંસુ લ્હોતી ફેજી બોલી:—"હું યત્ન કરીશ પાકુ, હેમેન્દ્ર! તમે મારી ઘૃણા કરતા ના."

"તારી ઘૃણા કરું? છી: છી: છી: ફેજી! હું એવો અકૃતજ્ઞ નથી."

"હેમેન્દ્ર સાંભળો. હુ મનને કાબુમાં રાખવા પ્રયત્ન કરીશ. પરંતુ કરી શકીશ, એવી મારી ખાત્રી પડતી નથી. મારો રોગ કદિ કાળે મટવાનો નથી. હું તમને બાધ્ય કરવા યત્ન નહિ કરું, પરંતુ મારી આકાંક્ષા મરવાની નથી. મેં મારું જીગર તો ખોઈ દીધુ છે. કદિ કોઈ કાળે, ઈશ્વર

કરેને તમારી મતિ ફરે. જો કોઈ દિવસ તમને મારી દયા આવે, તો એ દિવસની હું પ્રતીક્ષા કરતી રહીશ.

"મારું ચિત્ત વિચળિત થાય, એમ પ્રાર્થના ન કર; એમ પ્રાર્થના કર કે ઈશ્વર તને સુમતિ આપે."

"વારુ, જોઇશ પણ હવે હું રજા લઇશ. વખત ઘણો થઇ ગયો છે. આટલા દિવસ પછી પણ હુ તમારા હૃદયને જાણી શકી નહિ, એ મને માફ કરજો. મારી ઘૃણા કરતા ના."

એટલું બોલી ફૈજી ઉભી થઈ.

હેમેન્દ્રે પૂછ્યું:–"શી રીતે અહી આવી છે, ફૈજી?"

"નૌકામાં. પૈસો હોય તો આ દુનિયામાં થોડી જ ચીજ અસાધ્ય છે. તમારા બાગના ઘાટે નૌકા છે, હવે વિલંબ કરાય એમ નથી."

"વારુ. પણ આ વેષમાં તારાથી જઈ શકાશે નહિ. હું નૌકા જોઈ આવું, તું એટલામાં વેષ બદલી નાંખ."

હેમેન્દ્ર નીચે ઉતર્યો. નીચે જઈ રામમોહનને હાક મારી. તેણે પૂછ્યું કે, 'કોઈ મળવા આવ્યું હતું?' રામુએ ના કહી. સદ્‌ભાગ્યે કોઈ આવ્યું ન હતું.

રામુને સીડી આગળ ઉભો રહેવા કહી, હેમેન્દ્ર એકલો બાગના ઘાટ આગળ ગયો. ચંદ્ર અસ્ત થયો હતો. ફૈજીની નૌકા ઘાટની અડોઅડ બાંધેલી પડી હતી, એ જોઈ હેમેન્દ્ર પાછો ફર્યો. બારણા આગળ આવી કહ્યું:–"સહુ ઠીક છે. તૈયાર છો?"

અંદરથી જવાબ આવ્યો:–"તૈયાર છું અંદર આવો."

હેમેન્દ્ર અંદર દાખલ થયો. ફૈજીએ વેષ બદલ્યો હતો. અત્યારે તેનો દેખાવ મુછ ફૂટયા વગરના એક તરુણ યુવકના જેવો જણાતો હતો ને દેખાવડા પરિધાનમાં મનોહર લાગતો હતો.

ફૈજી આગળ વધી, હસતાં હસતાં બોલી:–"સલામ, બાબુ સાહેબ! આ મુસાફર મિરજા મહંમદ અલિખા દિલ્હીથી આવે છે."

ફૈજીના સાહસથી હેમેન્દ્ર આશ્ચર્ય પામ્યો હતો. નિરાશ હૃદયે અપમાનિત થઈ જતાજતાં પણ તેના વાક્‌વૈદગ્ધ્યથી તે અવાક્ બની ગયો. હમેશ કરતાં કોમળ સ્વરે ફૈજી બોલી:–"હેમેન્દ્ર! જાઉ છું. મળવાનું તો ઘણીવાર થશે. હું આપને વિરક્ત નહિ કરું; પરંતુ આશા! હા! તે તો જવાની નથી." કહ્યું છે કે,

"આશા તૃષ્ણા ના મીટે, કહે ગયે દાસ કબીર."

"જશે તે પણ."

"કોણ જાણે શાથી મારા મનને એમ લાગે છે, કે એક દિવસ તમે એકલા મારે ત્યાં એકાંતમાં આવશો. હું તે દિવસની રાહ જોયા કરીશ."

બોલતાંબોલતાં ફૈજીનું હૈયું ભરાઈ આવ્યું, છેલ્લા શબ્દો તે ઘણી જ ધીમેથી બોલી ગમે તેમ પણ એક વેળા પૈસાની પ્યાસી ફૈજીના અંતરમાં હેમેન્દ્રને માટે સત્ય સ્નેહનાં અંકુરો ફૂટયાં હતાં. મરુભૂમિમાં અમૃતની વૃષ્ટિ થઈ હતી. હાથવતી આંખો લુછતી ફૈજી હેમેન્દ્રની પાછળ પાછળ નીચે ઉતરી.

ફૈજીને વિદાય કરી, ઘરમાં આવી, વ્યથિત ચિત્તે હેમેન્દ્ર શય્યાપર પડ્યો. જો કે અનિષ્ટ વાસનામાં ફૈજીએ પોતાનું ચિત્ત ખોઈ દીધુ હતું અને હેમેન્દ્ર આત્મરક્ષા કરી શકયો હતો, છતાં તેનું હૃદય વ્યથિત થયું હતું, એમાં શક ન હતો. અગાધ, અપરિમેય, સ્નેહ, પ્રીતિ, પ્રેમને લઈ કેટલાં કોમળ હૃદયો, લોકલજ્જાના અંતરાળે જાય છે! રૂપલુબ્ધ માનવી રૂપને જ રૂપતૃષ્ણા ને પ્રેમ સમજી, આ દુનિયામાં સર્વસ્વને તિલાંજલિ આપે છે. અહા, નારીહૃદય! તારી કોમળતા અને તારી મહત્તા સમજવા કોણ સમર્થ છે? કુસુમથી કોમળ, વજ્રથી કઠણ નારીનું હૃદય પારખવું સ્હેલ નથી. તેની નબળાઈ એજ તેની મહત્તા, એજ પ્રકૃતિ. એ પ્રકૃતિનો તિરસ્કાર કરો. તેના તરફ પ્રેમથી જુઓ અને કંઇક અલૌકિક સૌદર્ય નજરે પડશે.

## સપ્તમ પરિચ્છેદ
### જયનગરમાં ખળભળાટ

જયનગરમાં આજે ભારે ખળભળાટ મચી રહ્યો છે. ગામના લોક નાસભાગ કરે છે, માલપત્ર છૂપાવે છે. ગરીબ લોકો તેમની ગુંજાશ પ્રમાણે વાસણકુસણ, સાધારણ વર્ગનાં તાંબાપીત્તળની ચીજો વગેરે સામાન, જંગલમાં અથવા તો તળાવમાં દાટી સંતાડે છે. જે ભાગ્યવાનને ઘેર થોડું સોનુરૂપું હશે, તે આજ તેઓ જમીનમાં સંતાડે છે. સ્ત્રીઓ નિરાપદસ્થાને પલાયમાન થાય છે, નાનાં છોકરાં માની સોડમાં ભરાઈ આક્રંદ કરે છે, લોકો ઢોરઢાંખર સુદ્ધાને જંગલમાં લઈ જઈ ભાગે છે. આજ ગામનું નાનું બજાર પણ બંધ છે.

રાયમહાશયને ત્યાં પણ આજ જબરી ધાંધલ મચી રહી છે. આજ તેમને ત્યાં પોળના કેટલાક જણ આશરો લેવા આવ્યા છે. અંદરની બાજૂએ કેટલાક હથિયારબધ માણસો તેમણે બેસાડ્યા છે; ઘર આગળ પણ કેટલાક હથિયારબંધ માણસો ઉભા છે. ગૃહિણી મહામાયા રાયા

મહાશયને અંદર આવવા વારંવાર કહેવરાવે છે, પરંતુ મહેશરાય તેમ કરતા નથી. તેઓ બહારની બેઠકમા માણસો સાથે બેઠા છે. સઘળાના મનમાં આજ એક જાતની ફિકર પેદા થઈ છે; સઘળાના મોંપર ત્રાસનાં ચિહ્ન સ્પષ્ટ જણાઈ આવે છે. ગામમાં આજ ખબર ફેલાઈ છે કે, 'નવ્વાબની ફોજ ત્રણ પાનસી ભરી માલ લઈ આવે છે.' પાનસી જયનગરને ઘાટે નાગરી, કેટલાક હથિયારબંધ સિપાઇઓ ગામમાં આવવા માંડ્યા છે. 'તે તો નવ્વાબની ફોજના થોડાં માણસો છે. બાકી પાછળ બીજાં આવે છે તે જૂદાં. શામાટે નવ્વાબની ફોજ જયનગર આવે છે, તે કોણ જાણે? આજે ગામમા લુંટફાટ, મારામારી, ગિરફતારી, ધૂળરાખ શુ થશે, કેટલો અત્યાચાર અનર્થ થશે, તે કોણ કહી શકે?' કલ્યાણી તળાવમાંથી એક બેડું પાણી લાવવા ગઈ હતી. પાણીનું બેડું માથે રાખી, જેવી કલ્યાણી પાછી ફરતી હતી, તેવી તેણે કેટલાક સિપાઇને તળાવની પાળપર જોયા. તે આશરે પાંચ છ જણ હશે. તેમને માથે લાલ પાઘડી, શરીરપર મિરજાઈ, કમરે તરવાર, પીઠે ઢાલ અને હાથમાં ડાંગ હતી. કલ્યાણી તેમને જોતાં જ ગભરાઈ. તે ઉતાવળી ચાલવા લાગી, પણ સિપાઇઓ વેગથી પાછળપાછળ આવી લાગ્યા. ઘરનું આંગણું થોડું દૂર હશે, એટલામાં એક સિપાઇએ હાક મારી.–

"એ બૂઢ્ઢી! ખડી રહો."

આ શબ્દ સાંભળતાં જ કલ્યાણીને ધ્રાસ્કો પડ્યો; માથાપરથી તેનું બેડું પડી ગયું; કેડપરથી ઘડો જમીનપર ફેંકી દીધો અને કલ્યાણી દોડવા માંડી. સિપાઇએ ફરીથી હાક મારી.–

"અય બૂઢ્ઢી! પલાઓ મત; ખડી રહો?"

કલ્યાણીએ શ્વાસભેર દોટ મૂકી. સિપાઇઓ પણ તેની પાછળપાછળ આવવા લાગ્યા કલ્યાણીની બૂમથી કેટલાક માણસો આંગણા આગળ આવ્યા, અને જોયું તો સિપાઇઓ ઘર પાસે આવે છે. સિપાઇઓ દરવાજા આગળ આવી ઉભા રહ્યા. તેમાંનો એક જણ ચારે તરફ નજર કરતો, અંદર પ્રવેશ કરવા લાગ્યો. ઘરનો નવો મુનિમ રામકનાઈ (પગમાં ખડાં, કાને કલમ સાથે) આગળ આવ્યો અને બોલ્યો:–

"આપ કોણ છો?–ક્યાંથી આવો છો?"

"હું મુર્શિદાબાદથી આવું છું. તમે કોણ છો?"

એટલામાં મહેશરાય ત્યાં આવી પહોંચ્યા. તેમને જોતાં જ સિપાઈ, પીઠપરની ટાલ અને હાથમાંની ડાંગ, જમીનપર નાંખી આગળ વધ્યો. મહેશરાય વિચારમાં પડ્યા કે, આગળ વધું કે પાછો ફરું; એટલામાં એક જબરો ફૂતરો ફદતોફદતો તે સિપાઇની સન્મુખ આવ્યો અને પુંછડી

હલાવતો, ગેલ કરતો, સિપાઇના પગને ચાટવા ને કૂદવા લાગ્યો. પાછલા પગે ઉભો થઈ, સિપાઇના શરીરપર આગલા પગ હલાવતો માથું ધુણાવવા લાગ્યો. અવ્યક્ત શબ્દથી તે સિપાઇએ કૂતરાને દૂર ખસેડ્યો, અને જમીનપર નીચે પડી મહેશરાયને પ્રણામ કર્યા મહેશરાય બિચારા અવાક્ થઈ ગયા, કે આ શું? નવ્વાબની ફોજનો સિપાઈ મને પગે લાગે છે એ શું?

તેમણે પૂછ્યું;–"આપ કોણ છો?"

"જી, હું તો રામમોહન"

"રામમોહન! તું રામમોહન છે?" રાયમહાશયે તેના પાઘડીવેષ્ટિત માથાપર હાથ મૂકયો અને બોલ્યા:–"રામમોહન! તું કયારે આવ્યો?"

રામમોહને માથાપરની પાઘડી કાઢી નાખી; રાયમહાશયને ફરીથી પ્રણામ કર્યા ને કહ્યું:–"મુર્શિદાબાદથી બાબુ સાહબે"–રામુએ દાંત વચ્ચે જીભ કચરી, ભૂલ સુધારી–"દાદાબાબુએ મને ઘેર મોકલ્યો છે. બે પાનસી ભરી માલ મોકલ્યો છે અને સાથે પહેરાવાળાનો બંદોબસ્ત છે. કોઈ મને ઓળખી શકયું નહિ; ફક્ત આ વાઘાએ મને ઓળખ્યો," વાઘા, તરફ ફરી–"કેમરે વાઘા?"

વાઘો આનંદથી કૂદવા, નાચવા અને ગેલ કરવા લાગ્યો.

મુર્શિદાબાદથી જ્યારે અરિન્દા માર્ફત હેમેન્દ્રનો પ્રથમ પત્ર મહેશરાયને મળ્યો ત્યારે તેમણે હેમેન્દ્રને ઘેર પાછો આવવા લખ્યું હતું. મહામાયા અને કલ્યાણીના કકળાટથી રાયમહાશયને પણ ઠારો નહતો. વળી હેમેન્દ્ર ઘર છોડી ચાલ્યો ગયો, એનું કારણ રાયમહાશય પોતે જ હતા, એમ મનમાં ધારી, પડે જાતે પણ સર્વદા ખેદમાં રહેતા. હેમેન્દ્ર ઘેર પાછો ફર્યો નહિ, પરંતુ જ્યારે પત્રમા તેની આર્થિક ઉન્નતિની ખબર આવવા લાગી, ત્યારે ઘરનાં ઘણાંખરાં માણસો શાંત પડ્યાં. આટલા દિવસ સુધી પત્રદ્વારા કિંવા કોઈ આવનારજનાર સાથે સંવાદ આવતા, પરંતુ આ વખતે તો હેમેન્દ્રે ખુદ રામુને મોકલ્યો હતો.

જોતજોતામાં ઘરમાં સમાચાર ફેલાઈ ગયા કે, એ કંઈ નવ્વાબની ફોજ નથી, પરંતુ રામમોહન બે પાનસી ભરી માલ લઈ, પહેરા સાથે મુર્શિદાબાદથી આવ્યો છે. અંદરની દેવડીનો દરવાજો ઉઘાડી નાંખવામાં આવ્યો. સાથે આવેલા સિપાઇના ઉતારાનો રાય બંદોબસ્ત કરવા લાગ્યા; એટલામાં અંદરથી માણસોનાં ટોળાંએ રામમોહનને ઘેરી લીધો. તેઓ તેને અનેક પ્રશ્ન પૂછતા હતા, એવામા અંદરથી એક જણે આવીને કહ્યું કે, 'ગૃહિણી રામુને અંદર બોલાવે છે.'

અંદરના ભાગમા શેરીનાં બૈરાંછોકરાં એકઠાં થયાં હતાં. મહામાયાની પાસે નવદુર્ગા, વિશાખા, શ્યામા, ધન્નગૌરી, બબલી, ચપળા,

ચંચળ વગેરે એકઠાં થયાં હતાં. રામમોહન, ત્યાં પહોંચ્યો ન પહોંચ્યો, એટલામાં અનેક પ્રશ્ન તેને થવા માંડ્યા.

"તું, રામમોહન! ક્યારે આવ્યો? તું નવ્વાબની ફોજમાં સિપાઈ તો નથી ને?–" ઇત્યાદિ ઇત્યાદિ. આ મંડળીના સામટા પ્રશ્નોથી રામુ કંટાળ્યો.

તે મૂગો ઉભો રહ્યો, એટલામાં મહામાયાએ હાક મારી:–"રામુ! કેમ છે, બેટા! ક્યારે આવ્યો? હિમુ સારો છે? તું મારી પાસે આવ."

રામમોહને કમરબંદ ખોલી, તરવાર દૂર નાંખી, મહામાયાને પગે પડ્યો, એટલું જ નહિ પણ ચારે તરફ વળી સર્વ ઉપસ્થિત મંડળીને પ્રણામ કર્યાં અને કહ્યું:–"દાદાબાબુ ખુશીમાં છે."

કલ્યાણી જે ભાગીને પોતાની ઓરડીમાં સંતાઈ ગઈ હતી, તે ખબર સાંભળી ત્યા આવી અને વિસ્ફારિત નેત્રે બોલી:–"મેરૂ અકર્મી, અભાગીના પૂત, તુંજ હતો કે?"

રામમોહને જનનીને પ્રણામ કર્યાં, અને કહ્યું:–"મેં તો તને હાક મારી, પણ તું સાંભળે નહિ ને નાશ મારા બાપ!"

"તું એ હિદીબીદી બકતો હતો તે મેં જાણ્યું કે, નવ્વાબી ફોજનો સિપાઈ મને પકડવા આવે છે."

સુસ્થ દેહના બળવાન્ પુત્રને આટલી લાંબી મુદતે જોઈ કલ્યાણીના મોંપર આનંદ છાયો, તેનું હૃદય ઉત્ફુલ્લ થયું. હસતા મોંએ, સજળ નેત્રે કલ્યાણીએ કહ્યું:–"હેં! તું સિપાઈ ન હતો, એ તેં મને કહ્યુ કેમ નહિ?"

ચારે તરફથી હાસ્યનો ફુવારો ફૂટ્યો. એટલામાં લક્ષ્મીપ્રિયા ત્યાં આવી, કેડપરથી છોકરાને નીચે ઉતારી બોલી:–"રામા, આ ફીકા"

રામુ ફીકાનું નામ સાભળતાં સર્વ વિસરી ગયો. એક વાર ફીકાને ઉચકી ખાંધે બેસાડ્યો. અજાણ્યું લાગતાં ફીકાને રડવુ કે હસવું કે શું કરવું, તે સમજણ પડી નહિ, પરતુ રામુ જ્યારે તેને લઇને પહેલાંની માફક ઉછાળવા લાગ્યો ત્યારે ખડખડ હસી પડ્યો. કેટલીક વાર છોકરાને રમાડી, રામુ બીજા કામમાં લાગ્યો; પાનસીમાંથી માલ આણવાની તજવીજમા રાયમહાશય સાથે જોડાયો.

---

## અષ્ટમ પરિચ્છેદ

### ગામગપાટા

નૌકામાંથી ઘણો સામાન ઘરમાં આણવામાં આવ્યો તાંબા, પિત્તળ અને કાંસાની ચીજો; વણાટી કપડાં: શાલ, સાડીઓ, બત્તીઓ, ફાનસ, સંદુક, પટારા; તે સિવાય સોનારૂપાનાં વાસણો–વગેરે ઘણો સામાન

મુર્શિદાબાદથી આવ્યો હતો. રામમોહન એકએક ચીજ બહાર કાઢી સઘળાને બતાવવા લાગ્યો. શેરીનાં માણસો, શું આવ્યું છે તે જોવાને આવ્યા હતા; તેઓ સર્વ આમાંની ઘણી ચીજો જોઈ, આશ્ચર્ય પામતા, પ્રશંસા કરવા લાગ્યા. હિમુએ વિદેશમાં જઈ આટલીબધી ચીજો સંપાદન કરી મોકલી, તે જોઈ મહામાયાને આનંદ થયો, અને આનંદથી સર્વ જોવા લાગી. મહામાયાનું હૃદય આનંદથી ઉચ્છવાસિત થયું હતું, સ્નેહથી આર્દ્ર બન્યું હતું; આ સર્વ જણસ જોઈ તેનો આનંદ માયો નહિ. ફીકો આવીને 'આ શું? આ કોને માટે?' પૂછવા લાગ્યો, કેટલીક વાતની પરપૂછ કરવા લાગ્યો. 'આ બધુ કની તારું છે,' એમ મહામાયા તેને અનેક રીતે સમજાવવા લાગી. રાયમહાશય અંદર આવ્યા. તેમને જોતાંજ આ સર્વ જોઈ મહામાયાની આંખમા આનંદનાં આંસુ આવ્યાં. તે સજળ નેત્રે બોલીઃ—"અરે! આમ તો જૂઓ? હિમુએ કની રૂપાના થાળ અને વાસણ મોકલ્યાં છે."

આ આનંદજનક કથનનો મર્મભેદી અર્થ કોઇના સમજવામાં આવ્યો નહિ; મહેશરાયની આંખમાં પણ આનંદના અશ્રુ આવ્યા.

રામમોહને એક પેટી ખોલી એક પત્ર અને પરબિડિયું રાયમહાશયને આપ્યું. તે પત્ર સર્વને સભળાય, એવા મોટે સ્વરે તેમણે સઘળાને વાંચી સંભળાવ્યો. કાગળના પરબિડિયામાં કેટલાક સનદપત્ર અને દખલિ પરવાના હતા, તેમાં નિઝામતની મહોર હતી. હિમુએ પોતાના કાકાને નામે ત્રણ પરગણાંની જમીનદારીનો દસ્તાવેજ નવ્વાબની મહોર સાથે અને તેનો અસલ દખલી પરવાનો મોકલ્યો હતો.

રાયપરિવારની આવી મોટી ઉન્નતિની વાર્તા સારા ગામમા ફેલાઈ ગઈ; એટલુંજ નહિ પણ એક ગામથી બીજે ગામ સૂધી આ વાત છૂપી રહી નહિ. આ સિવાય બીજી કેટલીક બીના પણ ગામમાં પ્રચાર થવા પામી. કેટલાક દિવસ સૂધી ગામમાં જ્યાં જોઇએ ત્યાં રામમોહન ને રામમોહન. વાટે, ઘાટે, હાટે જ્યાં રામમોહન, ત્યાં લોકોની ભીડ. ઘર છોડી મુર્શિદાબાદ પહોચ્યા પછી તે પાછો ફર્યો, ત્યાં સૂધીની સઘળી હકીકત રામુએ આખા ગામમાં ફેલાવી; વાત એક કાનેથી બીજે કાને થઈ. રસ્તામાં ખાંસાબહેની અકસ્માત્ મુલાકાત, લૂટારુઓનું આક્રમણ, સુરતબિબિનો ઉદ્ધાર, હુગલીમાં નવ્વાબજાદાનો દરબાર, ફૈજીનો પ્રથમ મૂજરો, નવ્વાબજાદાની નિર્દય સજા, નવ્વાબજાદાના દરબારમાં હેમેન્દ્રની ઉન્નતિ, અમિરઉમરાવ વર્ગમાં હેમેન્દ્રનું માન વગેરે અનેક વાતો રામમોહને કેટલાકને કરી. આ સઘળી વિગત રૂપાંતરિત થઈ આખા ગામમાં ફેલાઈ. હરિએ રામમોહન પાસેથી સાંભળી, નારાયણે હરિ

પાસેથી સાંભળી, **રમાને નારાયણે** કહી, **શ્યામે રામ** પાસેથી સાંભળી એમ મીઠું મરચું લેતી રૂપાંતર ખાસ જૂદા જ રૂપમાં ગામમાં ફેલાઈ. જે સાંભળે તે બીજાને કહે, બીજો ત્રીજાને કહે; એમ રજની ગજસમાન થઈ ગામમાં ચારેમેર વાયકા ચાલી.

**શ્યામા**! એક દિવસ **લક્ષ્મી**પ્રિયા પાસે આવી અને કહ્યું:-"હેં, અલિ! તારે તો શોકનું શૂળ થયું છે જો. કહે છે, કે બા! મારા ભાઈ-પર નવ્વાબની બેગમના ચાર હાથ છે. હેં, હવે તારે શી કમીના છે?"

આ વાત **લક્ષ્મી**ને શૂળ સમાન લાગી. **લક્ષ્મી**પ્રિયા સારી રીતે જાણતી હતી કે, **શ્યામા** ઝેરિલી છે. તેને કોઈનું સારું થાય તે સહેવાય નહિ. **લક્ષ્મી** ધણીની મનગમતી સ્ત્રી હતી, તે વાત તેને રુચતી નહિ, માટે આવો મુદ્દો તેણે ઉઠાવ્યો હતો. પારકાનું સુખ જોઈ તેના અંત-રમાં આગ સળગતી હતી.

**લક્ષ્મી**એ કહ્યું:-"બેગમની મહેરબાની! પછી બીજું શું કહેવું છે? એથી આ બધુ આવ્યું એમ કે?"

**શ્યામા**:-"બા! નાહક ગુસ્સે શાની થાય છે? શેરીના બધા લોકો વાત કરે છે. આખા ગામમાં વાત ફેલાઈ છે. તને કોઇએ વાત નથી કરી? શામાટે કરે? બળ્યું નવ્વાબની બેગમ હો કે અમીરની છોકરી હો, પરદેશમાં જાય તે શું ના કરે?"

એવામાં **વામા** ત્યાં આવી. તે બોલી:-"કેમરે, વહુ જોડે શું છાનીછાની વાત કરે છે?"

**શ્યામા**:-"આ વાત શી બળી છે જો? હેં તેં સાંભળ્યુંછ કની કે, મારા ભાઇપર નવ્વાબની બેગમના ચાર હાથ છે?"

જેવી **શ્યામા** તેવી જ **વામા**. તે બોલી:-"ના, ના, અલી એ તો બેગમ નથી. કહે છે કે, કોઈ નાચવાવાળી ગુણિકા છે. વળી ઉમરાવની કન્યા સાથે પણ ભાઇનો ખૂબ વ્યવહાર છે. તેં એ નથી સાંભળ્યું કે?"

એટલામાં **નવદૂર્ગા** ત્યાં આવી. તે બોલી:-"કેમરે એ! અલિ, શું વાતો કરો છો?" **શ્યામા**:-"કંઈ નહિ. એ તો આ **શ્યામા** કહે છે કે, નવ્વાબની બેગમ કની મારા ભાઇને ખૂબ ચહાય છે."

**વામા**:-"ના, બા! હું એવું કહેતી નથી; એ તો **વામા** કહે છે કે, કોઈ ઉમરાવની છોકરી સાથે હિમુદાદાને સારા સારી છે."

**નવદુર્ગા**:-"તમારે કની કંઈ કામ નહિ ને ધંધો પણ નહિ. ગામની જેટલી નરસી વાત, તે તમારે ત્યાં પહેલી આવે. અલિ, તમારે ત્યાં કોઇ હલકારો કાગળ લઇને આવ્યો હતો કે **શું**? તમને આ બધી ક્યાંથી ખબરો?"

**વામા**:–"લે, આ તો અમને લેતી પડે છે! અમને શી ખબર કે ખોટી વાત કરીએ? રામુએ સઘળા ગામમા હકીકત કહી છે."

**શ્યામા**:–"અમારું કોણ પરદેશમાં છે કે, પત્ર આવવાનો છે? અમે ક્યાં કોઇની રાહ જોઈ બેસી રહ્યા છીએ? આ તો પેલી શેરીમાં મામાજીને ત્યાં ગઈ હતી, ત્યાં કેટલાક જણને મોંએ મેં એ વાત સાંભળી ત્યારે કહ્યું. અમારે નહિ તો શું કામ કહેવું પડે? નાહકની પંચાત અમારે શું કરવા વ્હોરવી?"

ગુસ્સો કરી **શ્યામા** અને **વામા** ત્યાંથી ચાલી ગઈ. **લક્ષ્મી** મોં નીચું કરી બેસી રહી. તેનું મોં વિલાઈ ગયું હતું; આંખમાં આંસુ જણાવા માંડ્યાં હતાં.

**નવદુર્ગાએ** કહ્યું:–"એ તો રાંડો કોઇનું સારું દેખી શકતી નથી. એમના કહેવાપર તું ધ્યાન આપે છે?"

"હુ ક્યાં તેમની વાતો સાંભળવા નવરી બેસી રહી છું? તેઓ મિષેમિષે અહીં આવે છે, ને પગે પડી વાત કરે છે."

"સઘળું બોતાણું, સમજી?"

"સાચું ખોટું ઈશ્વર જાણે."

"હુ કહું છું તે માન. એમાંનો અક્ષરેઅક્ષર જૂઠો. ન હોય તો રામુને બોલાવી પૂછી જો."

"છી: એમાં તે વળી પૂછવાનું શું છે? કોઇને પૂછવાની ગરજ નથી"

કે, શામાટે શ્યામા અને વામા આ પ્રમાણે વાત કરે? કંઇ સહેજ પણ કારણ હોવું જોઇએ.' વળી તેના મનમાં એથી વિરુદ્ધ વિચાર ઉત્પન્ન થતા. 'ના, ના, સ્વામી એવા નથી. નકામા એ લોકો તેના આરાધ્ય દેવતાપર કલંક લગાડે છે.' વળી તે મનમાં પ્રાર્થના કરતી, અનેક વાર કરગરતી કે 'પ્રાણેશ્વર ઘેર પાછા ફરી જાઓ. ઘણા દહાડા થયા છે; એકવાર દાસીને દર્શન દઈ જાઓ, આપનાં ચરણમા મસ્તક રાખી આ હૃદય શાંત કરીશ જો એકાદ અશ્રુબિંદુ પાદપદ્મમા પડે તો, હે પ્રાણના અધિદેવતા! અબળા જાણી આ શંકાને માટે ક્ષમા કરજો.' એમ તેણે વિચારમાં સારી રાત વ્યતીત કરી. તેના વિશુદ્ધ હૃદયને સ્વામીકલંક રુચતું નહિ, પરંતુ ક્ષણ કાળ શંકા થઈ આવતી. ઇશ્વિરને શુદ્ધ મતિ દેવા પ્રાર્થના કરતી હતી.

રામુ ઝાઝા દિવસ ત્યાં રહ્યો નહિ. છોકરાને પાટી બેસાડવાની ક્રિયા ધામધૂમથી થઈ. મહેશરાયે પુત્રસ્નેહ દર્શાવવામાં કંઈ કમી ન રાખી. રામમોહન ત્યાર પછી તરત પાછો મુર્શિદાબાદ રવાના થયો.

---

## નવમ પરિચ્છેદ

### ફૈજીગૃહે

ફૈજી બીબીને ઘેર આજ નાચરંગ, આમોદપ્રમોદ છે સંધ્યાકાળ થતાંથતાંમાં મજલીશનો આરંભ થઈ ચૂકયો છે. આજ નવ્વાબજાદો નિશામાં ચિકાર નથી. મૃદુ, મંદ, ગુલાબી નિશામાં આજ તેનું મોં પ્રફુલ્લ, હૃદય ઉદાર અને ચક્ષુ જ્યોતિર્મય ભાસે છે. તે વાતવાતમાં રહસ્યપૂર્ણ મજા ઉડાવે છે; ક્ષણેક્ષણે ફૈજીના કિન્નરકંઠસાથે પોતાનો કંઠ મેળવી ગાવા લાગે છે, વખતે તબલા બજાવી તાલ ધરે છે, સંતપેં સારંગી લઈ ફૈજીના ગીતને અનુસરે છે. નવ્વાબજાદો સંગીતમાં ઉસ્તાદ ન હતો, પરંતુ તેને સુરલયનું ભાન ઠીક હતું. હેમેન્દ્રના શિષ્ય થવા પછી, સંગીતમાં તેણે ઠીક કુશળતા સંપાદન કરવા માડી હતી. હેમેન્દ્ર બજાવતો હતો; ફૈજી ગાતી હતી; આજ નવ્વાબજાદો ઘણો ખુશ હતો.

જે દહાડે ફૈજી છૂપા વેષમાં હેમેન્દ્રને ત્યાં આવી હતી, તે દિવસથી હેમેન્દ્રના મનમાં શાંતિ ન હતી. એ ખરી વાત છે કે, તે દિવસ પછી ફૈજી પોતાની પ્રતિજ્ઞા પાળવામાં ત્રુટી બતાવતી નહિ; ગાન ગાતી વખતે પ્રશ્નસૂચક લાલસામય અપાંગભંગી હવે કરતી નહિ; પહેલાંના માફક અર્થસૂચક અંગવિક્ષેપ, કે ગીતના પદોપદેશે ગુપ્તભાવ વ્યક્ત કરવા ચેષ્ટા કરતી નહિ; છતાં તેની કાતર, કરુણ દૃષ્ટિ અને ગીતના કરુણ

મર્મથી હેમેન્દ્રનું ચિત્ત ઉદ્વિગ્ન થતું. આજે ફૈજીએ નિરાશપૂર્ણ કરુણાત્મક પ્રેમગીત ગાવાનું પસંદ કર્યું છે; ગીતનો મર્માર્થ કરુણતર ભાસે, એમ તેની ગાવાની ઢબ છે તેની ચાહનીમાં આજ તે પ્રખર વિદ્યુત-વિલાસ નથી, પરંતુ સ્નિગ્ધ માધુર્ય છે આ જોઈ હેમેન્દ્ર મનમાં સમજી શકયો કે, ફૈજીની આકાંક્ષા હજી ગઈ નથી; માત્ર તેની ઉદ્દામ ચંચળતા જ નષ્ટ થઈ છે.

ફૈજીએ ઉર્દુમિશ્ર ફારસી ગીત છેડ્યું:-

(આસાવરી ત્રિતાલ)

"કયા કરું તુજકો મંય બાદે બહાર............ ...ટેક
આગ લગે ઉસ ગુલે ગુલશનકો પાસ ન હોવે મેરા યાર કયા.
કશીદમ નાલએ અઝ શૌક પયરાહન કબા કરદમ
બરાએ જૂસ્તને ઓ સબ્ર તસકી રાહ રેહા કરદમ......કયા.
અઝો મેં ગુફતમ્ અહેવાલમ્, મપૂર્સ અય યારે ગમખ્વારમ
ખરાબમ, દિલફિગારમ, બેકરારમ નવ ગીરફતારમ......કયા.

ફૈજીએ સમ વખતે સારંગી તરફ જોઈ સહજ હેમેન્દ્રના પ્રતિ જોયું. તે ચાહમાં પ્રચ્છન્ન પ્રશ્ન ન હતો, છતાં હેમેન્દ્રનુ હૈયું કાંપી ઉઠયું.

ફૈજી સારંગી સાથે સૂર મિલાવી ફરીથી ગાવા લાગી.-

"કસમ અજદિલ નુમાયમ, ગીરયએ શામો સહર ગરદમ્
ન બીનમ તા રુખશ અઝ જુસ્તજૂ હરગીજ નબર ગરદમ"........કયા.

આ વખત હેમેન્દ્ર નવ્વાબજાદાની પાસે પડેલા હીરાજડિત ગુલાબદાન તરફ જોઈ રહ્યો હતો, તેણે ફૈજીની કાતર દૃષ્ટિ તરફ જોયું ન જોયું કર્યું ફૈજીના તરફ જોવાનું તે સાહસ કરી શકયો નહિ હેમેન્દ્રના અંતઃકરણમાં ભારે ઉદ્વેગ થયો. ફૈજીનો અંતરસ્થ ગુપ્ત તૃષાનલ આસ્તે-આસ્તે ઉદ્દીપ્ત હુતાશન સમાન નિવડશે, એની એને શંકા ન હતી. વળી તે, હેમેન્દ્રને પોતાને પળમા કદાચ ભસ્મીભૂત પણ કરી નાખે, એવી તેને શંકા પણ થઈ.

નવ્વાબજાદાની ખાનગી મજલીશ પૂરી થતાં જ હેમેન્દ્ર ઉભો થયો, અને હાથ જોડી કંઈ અરજ ગુજારવાની છે, એમ જાહેર કર્યું.

નવ્વાબજાદાએ પૂછ્યું:-"ઉસ્તાદ શી અર્જ છે?"

ફૈજી હસીને બોલી:-"શાયદ! ઉસ્તાદને ઘીમેદાની તાણાતાણી થઈ પડી છે!"

નવાબજાદો:-"શું, સાચી વાત?"

હેમેન્દ્ર:-"જી હુજૂરની દયાથી કંઈ તેવી ખોટ નથી, પણ જો હુજૂરેવાલાની ઈજાજત હો તો-એક અર્જ-"

કૈજી:-"શાયદ! બાબુસાહેબ ફરી શાદી કરવા ઈરાદો રાખે છે, માટે આપની અનુમતિ ચહાય છે."

કૈજીના બોલવાથી નવ્વાબજાદાને હસવું આવ્યું. તે બોલ્યો:-"તો બીબી બહુ જ ખુબસુરત શોધી કાઢી હશે."

હેમેન્દ્રનું મન પાછું પડ્યું. નવ્વાબજાદાની પાસેથી તે ઘેર જવાને માટે થોડા વખતની માગણી કરવાનો છે, તે કૈજી કળી ગઈ છે, એમ અનુમાનપરથી હેમેન્દ્ર સમજ્યો તે અરજી ઉડાવી દેવાને માટે, મજાકમાં કૈજી ચેષ્ટા કરી રહી છે, એ પણ તે પાકુ જાણી શક્યો; છતાં આજ તે અટક્યો નહિ. શી રીતે જવાની વાત શાહજાદા આગળ જણાવવી, એને માટે તેણે મનમાં ઘણો વિચાર કર્યો હતો. માત્ર રજા મળશે કે નહિ, એ આશંકા તેના મનમાં થયા કરતી હતી.

હેમેન્દ્ર બોલ્યો.-"હુજૂર! ઘર છોડી આવ્યે ઘણી લાંબી મુદ્દત થઈ ગઈ છે, અને જો કે આપની કૃપાથી કોઈ વાતની ખોટ નથી, છતાં આપ જો કૃપા કરી એક વાર—"

નવ્વાબજાદો તેના કહેવાનો મર્મ સમજી ગયો. તેનુ મુખ ગંભીર થયું. તે બોલ્યો:-"હેમેન્દ્ર! હમણાં તે બનતું અશક્ય છે; થોડાક દિવસ જવા દો હમણાં હુજરત નિજામ સાહેબની તબિયત ઠીક નથી. રાજ્યમાં તોફાની વંટોળિયાનાં ચિહ્ન ચારે તરફ જણાય છે. બીજી ઘણી બાબતો છે, જે થોડા વખતમાં તમે જાણી શકશો. માત્ર આવા વખતે તમને જવાને માટે રજા આપવી યોગ્ય નથી તમે પોતે પણ સારી રીતે જાણો છો કે, રાજ્યમાં વિશ્વાસુ માણસો થોડા છે ને આવા વખતમાં તમારા જેવા વિશ્વાસુ માણસને મારાથી કેમ રજા અપાય? હમણાં આવી ખટપટોમાં તમારા જેવા માણસની ખાસ અગત્ય છે, સમજ્યા? થોડા વખત પછી, ઠીકઠાક થઈ ગયા પછી ઘેર જવાની રજા ખુશીથી મંજૂર કરીશ."

હેમેન્દ્ર કંઈ વધારે દબાણ કરવાનું સાહસ કરી શક્યો નહિ; તેણે માથું નમાવી, બે હાથે સલામ કરી.

કૈજીને આ વાતથી હર્ષ થયો હતો. તે આંતરિક હર્ષ ગોપન કરી મજાકના ધપમાં બોલી:-"જહાંપનાહ! બાબુને માટે કંઈ બરાબર દાલ રોટીનો બંદોબસ્ત કરો."

નવ્વાબજાદાએ હસતાં હસતાં કહ્યું:-"હેમેન્દ્ર! તમારી બેઅદબી આજકાલ વધતી જાય છે, તેની ઉચિત શિક્ષા કાલે તમને જણાવવામાં આવશે."

ફૈજી:–"તે દિવસે તો બાબુ સાહેબની ગરદન જૂદી થવાની આજ્ઞા થઈ હતી."

નવ્વાબજાદો:–"તે વખતે જે નહિ થયું હોય, તે આ વખતે થશે."

હસતાં હસતાં નવ્વાબજાદાએ ગુલાબદાની પોતાના હાથમાં લીધી, અને સુવાસિત ગુલાબ જળથી હેમેન્દ્રનું માથું અને મોં સિચન કર્યું. હેમેન્દ્રે ઘૂંટણે પડી કુર્નિશ કરી.

મજલીશ પૂરી થઈ.

બીજે દિવસે બપોરે હેમેન્દ્રલાલને એક નિજામતી પરવાનો મળ્યો; તેમાં તેને નામે અહમદપુર પરગણાની નઉવારા મહાલ, મયમાલ સાયરીમાંની જમીનદારી હતી.

રાજધાનીમાં અનેક જણ સાથે હેમેન્દ્રને મિત્રતા થઈ હતી. હેમેન્દ્ર નવ્વાબજાદાનો ખાસ વિશ્વાસુ અને માનપાત્ર હોવાથી અનેક અમીર-ઉમરાવ, જમીનદાર, રજવાડા તેને ત્યાં આવતા હતા ઘણા લોકોનો તેને હાથે ઉપકાર પણ થયો હતો. કેટલાક ઉપકારની આશાએ પણ આવનાર હતા. આજ હેમેન્દ્રની બેઠકમાં માણસો માતાં ન હતાં. કેટલાક શ્રીમાન્ મુસલમાન અને ધનવાન્ હિંદુઓ આજ તેને ત્યાં આવ્યા હતા, અને તેની ઉન્નતિ સાંભળી સર્વ પોતાનો આનંદ દર્શાવી, તેને અભિવાદન કરતા હતા.



## દશમ પરિચ્છેદ

### સુરતની મનોવાંછા

સુરતઉન્નિસા પોતાના શયનખંડમાં બિછાનાપર પડી પડી પુસ્તક વાચતી હતી. પ્યાર માંચીપર બેસી ભરત કામ કરતી હતી. કામ કરવામાં હાથ અને આંખ બે કામે લાગતાં હતાં, પરંતુ મોંની કંઈ તેમાં ગરજ પડતી નહિ. પ્યારથી કલાક બોલ્યા વગર બેસી રહેવાય નહિ, એવો તેનો સ્વભાવ હતો. વખત જાણે નકામો જતો હોય તેમ પ્યારથી બેસી રહેવાયું નહિ. તેને બોલ્યા વગર ચાલ્યું નહિ.

તે કામ કરવાનું હાથમાંથી મૂકી દઈ બોલી:–"તમે વાંચો, હું તો આ ચાલી."

સુરતે કંઈ જવાબ આપ્યો નહિ.

પોતાના કહેવાનો મર્મ સુરતના સમજવામાં ન આવ્યો જાણી, પ્યારે રૂપાની પિકદાની પડી હતી તેને પગવતી ખડખડાવી, અને બોલી:–"સાંભળો છો? હું તો જાઉં છું"

છાતીપર પુસ્તક રાખી સુરત વાંચતી હતી, તે તેણે સેરવી છાતીપર રહેવા દીધું અને બોલીઃ–"કેમ, પ્યાર! શું કહે છે?"

"હું જાઉ છું."

"કેમ, કામ પૂરું થયું કે?"

"ના, થોડું બાકી છે."

"તો જાય છે શા માટે? બેસીને પૂરું કરની, હું જો એટલામાં આ વાંચી રહી."

"બળ્યું! કોઈ માણસ તમારી પાસે બેઠું હોય તોએ એ, ને ન બેઠું હોય તોએ એ એકલાં એકલાં ચોપડી વાંચ્યા કરવી, બોલવું કરવું કાંઈ જ નહિ, જાણે હું મુંગી ન હોઉ"

"પ્યાર! તને ગુસ્સો શાનો લાગે છ? જો, આ વાંચું છું તે તું સાંભળ. કેવો મજાનો ઉપદેશ છે."

"છાલેહા દર્ કેછક એ સયા માન્દાયેમ
હામ કરિલે નાક્શવાતે માન્દાયેમ"

સમજી કે?"

"બીબી! એ તમારી ફારસી બારસી, કરદમ નાકરદમ બળી મારાથી સમજાતી નથી જે વાંચ્યું સમજવામાં ન આવે, તે વાંચવાથી ફાયદો શો?"

"તને સમજણ ન પડી, માટે બીજાં સમજતાં હોય તેણે પણ વાંચવું નહિ કે શું? સાંભળ, આપણે કની બધાં પાપી છીએ, ઘણા વખતથી અનેક કુપ્રવૃત્તિમાં પડ્યાં છીએ ને શયતાનના સંસર્ગથી નાના પ્રકારનાં પાપકાર્ય કરી, કેટલી આજ્ઞાનું ઉલ્લંઘન કરીએ છીએ."

"ખરી વાત, તમારા પાપનો તો કંઈ પાર જ નથીને?"

સુરત વાંચવા લાગીઃ–

'રોજીવસખ આન્દર માઆછી બુદાયેમ
ગાફિલ આજ્ આમરા નઉજાહિ બુદાયેમ'

રાત દિવસ આપણે કેટલી આજ્ઞા માનતા નથી તથા કેટલી ચીજનો નિષેધ પાળતા નથી"–

પ્યારને સહેજ હસવું આવ્યું.

તે બોલીઃ–"ઠીક, બાઈ ઠીક; તમે રાત દિવસ લોકનાં દુઃખની ચિંતા કરો છો તે ઠીક છે. કુરાન શરિફમાં જેટલી આજ્ઞા છે, તેમાની એક પણ તમે પાળી નથી. તેનો ઉપાય શો કરવો? આ બધું તો ઠીક, પણ હું પૂછું છું કે, શું કોઈ કિતાબમાં કંઈ હસવાબોલવાની વાત જ

નથી? મુવા આ કિતાબવાળાને દુઃખ, પાપ, ધૂળ, માટી સિવાય બીજું કંઈ લખવાનુંજ મળતું નથી?"

"શા માટે, એમ કહે છે? તે સિવાય ઘણુંએ લખેલું છે. જો, આપણે ઈશ્વરની આજ્ઞા પાળીએ, રાતદિવસ તેનાં ચરણમાં મન રાખીએ, તેનાપર પ્રેમ કરીએ તો આપણને કેટલુ સુખ ને કેટલો આનંદ થાય છે, એ પણ એમા છે."

"માની લીધુ કે હશે. વારુ, એ સિવાય બીજું કંઈ જ સુખ દુનિયામાં નથી? માણસ માણસને ચહાય, એમાં શું સુખ નથી?"

"પ્રેમમાં સુખ છે, પણ તે કેટલા દિવસ સૂધી?"

"જ્યાં સૂધી દુનિયા છે ત્યા સૂધી"

"વારુ, પણ દુનિયા કેટલા દિવસ છે? જીવવું છે કેટલા દિવસ?"

"કેમ, કેટલા દિવસ? ધારો કે બે દિવસજ છે, પણ એટલા બે દિવસ શું દુઃખ-દુઃખ, પાપ-પાપ, કરી કાઢવા કે? શું ઈશ્વરે પાપના ભયને માટે, કે કેવળ દુઃખ દુઃખના વલોપાત માટે આ દુનિયા સરજી છે? આંખ આપી છે, તે શું સારી ચીજ જોવી નહિ, કે કાન આપ્યા છે, તે બે મીઠી વાત સાંભળવી પણ નહિ?"

સુરતને બાંદીના બોલવાથી હસવું આવ્યું. તેણે કહ્યું:–"પ્યાર! કહેકની કે મોં આપ્યું છે, તે સારી મિઠાઈ ખાવી શા માટે નહિ? હં."

"હા, હા, ખાવી; ખાવામાં શું દોષ છે? મુવા પછી શું થવાનું છે કે પાપ, પાપ કરવામાં માણસના દહાડા જતા નથી!"

"તે તો નથી જતા તે જાણું છું, પણ શું મીઠી વાતને માટે માણસનું હૈયું એટલુ તરફડ કરે છે કે, માણસ દિવાનાં થાય છે?"

"થાયસ્તો. શા માટે ન થાય? હજી સૂધી તમારું બાળકપણું ગયું નહિ એ શું?"

"પ્યાર! તું તો રોજ રોજ મીઠી વાતો સાંભળે છે, પણ બિચારા સાદકની સાથે તું કોઈ દહાડો જરા પણ મીઠી કથા સંભળાવવા જોડાતી નથી એ શું?"

"સાંભળવાનું તેના ભાગ્યમાં હશે તો સાભળશે. પહેલાં તો સાંભળનારમાં યોગ્યતા જોઇએ. જો તેના નસીબમાં સાંભળવાનું લખ્યું હશે તો તે પણ થશે, સમજ્યાં?"

"ના, ના, પણ તું ક્યારે જોડાવાની, તે તો કહે. હું કની બાબાજાનને કહી કંઈ ઉદ્યોગ કરું."

"તે કરજો ઘણી ખૂશીથી, સમજ્યાં? પણ હું પૂછું, તેનો જવાબ આપોને બીબી! કે તમને કોઈ બે મીઠી વાત કહે, એવું કોઈ કેમ જડતું નથી?"

"કેમ! તું એમ શાની કહે છે? જો, તું તો રોજ રોજ મને મીઠી વાત કહે છે ને?"

"ખરી વાત પણ, બીબી! જો બાંદીની મીઠી વાતથી શાહજાદીઓની તૃપા છીપે, તો પછી અમીરઉમરાવને ફકિર થવાનો વખત આવે કે, સમજ્યાં? પણ કોણ જાણે બા, ઈશ્વિરે તમારું ચિત્ત પાષાણનું ઘડ્યું છે કે શું? હજી પણ તમે તો પાચ વરસની કીકલી જેવી વાત છોડતાં નથી."

"અલી! પણ તેં જ હમણાં કહ્યું હતું કની કે, મીઠી વાતો કરનાર કંઈ સહેજમાં મળી આવે છે?"

"એ તો કની બાંદી દાસીને માટે કોઈ ન મળે, પરંતુ"—પ્યાર ઉઠી ઉભી થઈ—"આ મોંનો એક મીઠો બોલ સાંભળવાને માટે જહાંગીર નગરના કેટલા ધનવાન્ માણસોએ, કેટલા અમીરઉલ ઉમરાવોએ પ્રયત્ન કર્યા હતા, અને હજી પણ કરે છે, તેમની આકાંક્ષા કેમ પૂરી થતી નથી?"

"કોણ? જહાગીર નગરમાં મિરજાં કે?"

"મિરજાં ગયો જહનુમમાં; બીજા કેટલાએ જણે અરજી કરી હતી, પણ તમે કોઇને સાંભળો ત્યારેને? હજી અહીં શું નથી? અહીંએ કેટલા ઉમેદવાર છે, તે ખબર છેને? બધાય તમારી નજરમાં બૂરા! કોણ જાણે એક પણ સારો માણસ તમને નથી જણાતો એ શું?"

"શું સૈયદ અહમંદખાં?"

"હા, એ પણ ખરાબ માણસ, નહિ? મેં તો એના જેવો સુંદર ચહેરાનો બીજો અમીર જોયો નથી"

"પણ સૈયદ સાહેબનું ચરિત્ર તો તેં જ કહ્યું હતું ની!"

"વારુ તે રહ્યું, પણ પેલા ઉમરાવનો પુત્ર, જે ઘણો જ રૂપવાન્ છે અને એના જેવો—"

"પૂર્ણિયાનો બહેરામખા?"

"જૂઓ એ બધી વાત રહેવા દો, પણ અત્યારે તો એમ છે કે—"

"પ્યાર! મેં તો તને કેટલી વખત કહ્યું છે કે મને—"

"તમને તમારો મનગમતો આદમી આ દુનિયામાં નથી, નહિ વારુ?"

સહસા પ્યાર ઉમંગમાં આવી સુરતના બે હાથ પોતાના હાથમાં પકડી બોલી:—"કહો તો એક વાત પૂછું"

"શી!"

"જો જો, બાંદીની મશ્કરી કરતાં ના."

સુરત પળવાર પ્યારની સામું જોઈ રહી અને બોલી:—"તને કોઈ દહાડો બાંદી જેવી ગણી છે?" એટલુ કહી સુરતે જોરથી પ્યારને ધકેલી પલંગપર પોતાની પાસે તાણીને બેસાડી અને કહ્યું:—"શું કહેતી'તી, પ્યાર?"

"મનની ખરેખરી વાત કહેશોને? છૂપાવશો તો નહિ?"

"તું પૂછે તો તારાથી કોઈ વાત છૂપાવું છુ, ગાંડી?"

"વારુ, તમારી નજરે કોઈ દહાડો કોઈ પણ આદમી પડ્યો નથી? કોઈ નવ્વાબ, નવ્વાબપુત્ર, અમીર, ઉમરાવ, હિંદુ કે મુસલમાન, કોઈ તમારા જોવામાં નથી આવ્યો જે તમારા–"

"શું કહેછ, પ્યાર?"

"કોઈ માણસ, ખૂબસુરત, તમારું દિલ લાગે એવો, તમારી નજરે તો પડ્યોજ નથી?"

"તું ગાંડી થઈ છું કે શું?"

"હું ગાંડી અને તમે કાષ્ઠની પુતળી ડાહ્યાં નહિ વારું? હું એમ પૂછું છું કે, દુનિયામાં ઇશ્વિરે કોઈ એવો મનુષ્ય સરજ્યોજ નથી કે, તમને યોગ્ય જણાય? એમ કંઈ બને ખરુ? હમણાં જે સંબંધની વાત થાય છે, તેમાં શું ખોટું છે? સૈયદ મહંમદખાં તો ઠીક માણસ છે. સારા શહેરમાં તેનું નામ મશહૂર છે; આબરુ, કીર્તિમાં તેની બરાબરનું કોણ છે? નવ્વાબજાદાનો બનેવી થાય છે; વૃદ્ધ નવ્વાબ પણ તેને આદર માનથી જૂએ છે. વળી વયમા પણ હજી જુવાન ગણાય, ધન, માન, આબરુ સર્વમાં અત્યારે એ એક આગેવાન ઉમરાવ છે."

"એ બધું મેં સાંભળ્યું છે."

"તો પછી હા કેમ નથી ભણતાં?"

"તને સો વખત કહ્યું છે કે, મારું ચિત્ત એમાં નથી; હું તો—"

"હું તે સાભળવા માગતી નથી, તે તો ઘણી વાર સાંભળ્યું છે. તમારો વાંધો શો છે, તે જણાવશો"

"હું શું નવ્વાબજાદાની બાદી થાઉ?"

"મૈમૂનબીબીની શોકય થવામાં બાંદી થવાની જરૂર નથી."

"એ બાંદી નહિ તો શું?"

"એમ કેમ? તમારે માટે જૂદું મકાન રહેવાને, પછી તમારે માટે દાસ દાસીઓ જૂદા, તમે તમારા ઘરના મુખ્તિયાર, એમાં બાદી થવાનું કયા છે?"

"મૈમૂનબીબી તો નવ્વાબજાદાની બ્હેન થાય છે ને?"

"તેથી શું?" એટલું કહી પ્યાર પલંગપરથી ઉઠી, સુરત પણ સાથે ઉઠી. પ્યાર તેનો ખભો પકડી ભીત આગળ લઈ જઈ આરસા પાસે ઉભી રાખી બોલી:–"એક વાર આ આયના તરફ જૂઓ."

સુરત અતર્કિત ચિત્તે આયના તરફ જોઈ રહી. પોતાના શયન-કક્ષમાં, સમોવડ બાંદીની સાથે વિશ્રમ્ભ વાર્તા કરતી, અસજ્જિતા

સુરતનું સ્વાભાવિક રૂપલાવણ્યતું પ્રતિબિમ્બ આયનામાં જણાયું. સુરત પોતે પોતાના રૂપથી શરમાઈ નીચું જોઈ રહી.

પ્યાર બોલી:-"જોયું કે? જો સ્વર્ગની હૂર આવી તમારી સાથે ઉભી રહે તો, લોક તે હૂરને પણ તમારી બાંદી સમજે. નવ્વાબજાદાની બહેન તેથી શું? જો સૈયદ સાહેબને આંખો હશે તો તે એક દિવસ મૈમૂન બેગમને સુરતની બાંદી બનાવશે."

"પણ બેગમ સાહેબનો અપરાધ?"

"દુનિયામાં દુર્લભ એવું સુરતબીબીનું રૂપ."

સુરત પ્યારના ખભાપર હાથ મૂકી બોલી:-"પ્યાર, તું સદાકાળ એમ જ કહેવાની, કે હું જ દુનિયામા માત્ર એક સુંદરી છું?"

"માત્ર હું એકલીજ એમ કહું છું?"

"જો, સાંભળ, હું ખરું કહું છું કે, હું કદરૂપી હોત તો મને જરા પણ દુઃખ થાત નહિ."

"રૂપ-સૌંદર્ય શું તિરસ્કાર કરવા જેવી જણસ છે? આ સંસારમાં રૂપને કોણ ચહાતું નથી? એક તવંગર અમીરથી માંડી ગરીબપર્યંત સર્વ રૂપનાં ભીખારી છે. શાહજાદીને પણ તે પ્રિય છે, કંગાળ ભિખારણને પણ તે આદરની વસ્તુ છે. ઘરસંસારમાં, અજાણ્યાને આપણા કરવામાં રૂપની શું જરૂર નથી પડતી? એક સુંદર ફૂલના રૂપથી મનુષ્યનું મન મોહિત થતું નથી? વિદ્યુતના પલ ચમકારથી માણસનું મન મુગ્ધ થતું નથી શું? સુંદર સ્ત્રી મળવાથી પુરુષનું મન કેવું રાજી થાય છે? સુરતબીબી રૂપ તુચ્છકારી કાઢવા જેવી જણસ નથી."

"પણ હું તો તને કેટલી વાર કહી ચૂકી છું કે મારું મન-"

"બળી એની એ વાત. મારે તો એ નથી સાંભળવી. રોજ રોજ કુરાન શરિફની આજ્ઞા પાળતી નથી, ફૂલાણું કરતી નથી, એ બધું તો ઠીક, પણ બીજી આજ્ઞા પોતે પાળતાં નથી એનું કેમ? એ વારંવાર ઉલ્લંઘન કરો છો એનું શું?"

"શું હું ઉલ્લંઘન કરું છું?"

"હા, તમે. તમારા પિતાએ જેટલા પ્રયત્ન તમારે માટે કર્યા છે, જે જે તમને આ સંબંધમાં કહ્યું છે તે તમે કે'દાડે માન્યું છે? આમ કરવું, એ શું તમને ઘટારત છે?"

"હું-".

"હાસ્તો. જૂઓ, આ સૈયદ સાહેબ સાથે તમારો સંબંધ કરવાનો વિચાર છે; એમાં પણ તમે રાજી નથી, એ જાણી તમારા બાપ ઘણા નાખુશ થયા છે. આજજ તેઓ આ વાતનો ઘટતો બંદોબસ્ત કરવા

રોશનાબાદ ગયા છે. સાંભળવા પ્રમાણે અહીં જ તેઓ તમારો વિવાહ કરી નાંખશે. તેને ત્યાં શું ખોટું છે? પૈસો છે; સુખ છે, કશી વાતની કમીના નથી. આ સંસારમાં ગરીબ ભિખારણથી માંડી શાહજાદીપર્યંત સર્વને ધણી અને છોકરાંછૈયાનું સુખ વ્હાલુ હોય છે. તમને કોણ જાણે કેમ એવી ઇચ્છા થતી નથી? આ તમારું રૂપ, પૈસોટકો, ઇલ્મ, હોંશિયારી શું નકામુ જવા દેવાનું છે?"

**પ્યારે** જોયું કે, **સુરત**ની આંખમાં ઝળઝળિયા ભરાઈ આવ્યા; એકાદ બે ટીપાં તેના ગાલપરથી સરી છાતીપર પડ્યાં. **પ્યાર** બોલી:- "તમને રડવું આવ્યું! જાઓ, જાઓ, બાંદીના બોલવાપર આમ શું રડતાં હશો!"

**સુરત** લાકડાની બેઠકપર ગાદી હતી, તેના પર બેસી ગઈ. **પ્યાર** નીચે બેઠી, અને **સુરત**ના પગ પોતાના ખોળામાં લઈ તે કમળસમાન લાલ કોમળ પાનીપર હાથ ફેરવવા લાગી.

. શરીરપરના વસ્ત્રવતી આંખ લોહી **સુરત** બોલી:-"**પ્યાર**! આમ આવ, મારી પાસે બેસ."

**સુરતે** **પ્યાર**ને હાથવતી પોતાની પાસે ખેંચી લીધી. તેના ખભાપર પૃષ્ઠદેશે હાથ રાખી **સુરત** બોલી:-"**પ્યાર**! જો મારે સગી બેન હોત તો તેને હું તારા જેટલી ચહાત કે નહિ, એ સંદેહ છે; મનની વાત જેટલી ખુલ્લા દિલથી તારી સાથે કરું છું, એટલી એની સાથે કરત કે નહિ, એનો શક લાગે છે."

"બીબી! બીબી! હું તો માત્ર તમારી બાંદી છું; ચિરકાળ તમારી દાસી છું; તમારો મારાપર એટલો બધો સ્નેહ છે, એ ઈશ્વરની દયા છે."

"સાંભળ **પ્યાર**! આ ઘરસંસારમાં કની મારું ચિત્ત જરાપણ લાગતું નથી. આ દુનિયાના બંધનમાં પડવા મને લેશપણ ઇચ્છા થતી નથી. બાબાજાન કાબા શરિફ જવાના છે, તેમની સાથે જવા મારો વિચાર છે. જેટલા દિવસ તેઓ આ દુનિયામાં છે, તેટલા દિવસ તેમની સેવાચાકરી કરીશ; ગર એઓ અભાગિણીને છોડી જશે, તો ઈશ્વિર, પાક પરવરદેગાર કોઇને કોઈ ઠેકાણે મારો ગુજારો કરશે. તે પવિત્ર ભૂમિ અરબસ્તાન જ્યાં **હજરત** સાહેબના પગની ધૂળ તે પવિત્ર સ્થળમાં મળેલી છે; જ્યા ખુદ **હજરત** સાહેબે પેદા થઈ મનુષ્યોને મોક્ષમાર્ગ બતાવ્યો છે, તે પવિત્ર ભૂમિમાં જીવન ગાળવા મારો વિચાર છે. જો ગફ્ફાર કરિમ કહી મારી મુરાદ બર લાવે તો:-

"હું ઝાડુ અપની પલકોંસે ખુદા યા ખાક ગલિયોંકી,
**મદિનેમેં** કહી મેરા ઇલાહી તું ગુજર કરદે."

પ્યાર! મારા મનની આ ખરેખરી ભાવના છે, તે તને કહી, સમજી?"

પ્યારની આંખમાં પણ આંસુ આવ્યાં. પ્યાર વિચાર કરવા લાગી કે, ગરીબ–તવંગર, ઉચ્ચ–નીચ, રાજા–પ્રજા, શાહજાદી ભિખારણ સર્વનાં હૃદય એક સુરથી બાંધેલ છે. માણસ માણસાઇને લજી દઈ ચિત્ત વિકૃત કરે છે, તેથી જ સુરમાં લય મળતો નથી.

પ્યાર બોલી:–"એવી ઇચ્છા કોને ન થાય! પરંતુ તેને હજી વાર છે. વૃદ્ધ પિતાની આજ્ઞા માની તમે વિવાહ કરો. જો કાચી વયમાં ફકિરી લેવી, એવી ઇચ્છા ઇશ્વિરને અભિમત હોત તો સંસાર ચાલત કેમ? આટલા વખતમા સૃષ્ટિ નાશ પામી હોત"

"જો તું કહે છે એમ હું છેક અસમજણ નથી. આટલી વયમાં પણ મેં ઘણું જોયું છે. સંસારનું બંધન જબરું છે. તેમાંથી છૂટવું સહેલ નથી. મારું મન પણ ઘણું જ દુર્બળ છે; એક વાર બંધનમાં પડ્યું કે, ફરી છૂટવાનું સાહસ થશે નહિ."

પ્યાર થોડી વાર ચૂપ રહી. સુરતના મનનો પાકો વિચાર જોઈ તેના મનમાં સદેહનું કારણ રહ્યું નહિ. આખરે તે બોલી:–

"પણ હવે તેનો ઉપાય નથી. આ સંબંધ જે થવાનો છે તે તો તમને ગમતો નથી, એ વાત સરિફન બેગમે આકાને જણાવી છે. તેથી તેઓ ઘણા નારાજ થયા છે. તેણે કાબા શરિફ જવાનો વિચાર તો નક્કી કર્યો છે, પરંતુ જો તમારી શાદી તે પહેલાં ન થઈ તો તમને કોઈ બીજાને ત્યાં તેઓ રાખી જશે."

"શા માટે? હું પણ સાથે જઇશ."

"એવી એમની મરજી નથીને."

એટલામાં દરવાજા પાસે નવી બાંદી હાબીએ આવી હાક મારી:– "પ્યાર! ઘરમાં છે? આકા બોલાવે છે. જલ્દી આવ."

પ્યાર.–"આ આવી."

નવી બાંદી ત્યાંથી ચાલી ગઈ.

સુરત;–"પ્યાર આ નવી બાંદી કેવી છે?"

"કેવી છે કેમ? કામકાજ તો બેશ કરે છે. સારીખોટીની શી ખબર પડે?"

"મને તો એનાં લક્ષણ સારાં લાગતાં નથી."

"કેમ વારુ?"

"કોણ જાણે એની આંખમાં શું છે, તે ચોરની માફક એ જૂએ છે. ચાલે છે તે પણ ધીમી, ધીમી. એક દહાડો આડમાં ઉભી રહી, છાનીછાની આપણે વાત કરતાં હતાં, તે સાંભળતી હતી."

"એમ કે ?"

"હા. જો, એને હવે ફરીથી મારું કામ કરવાની ફરમાશ કરતી નહિ, સમજી ?"

"વારુ, હું હજી મરવા પડી નથી કે, તમારું કામ બીજાને કરવા કહું."

"વારુ."

પ્યાર ત્યાંથી બહાર ચાલી ગઈ. સુરત પોતાના બિછાનાપર પડી; પડી પડી અનેક તરેહના વિચાર કરવા લાગી. તેના મનમાં અનેક વિચાર આવવા લાગ્યા. ભવિષ્યના અનેક તર્ક તેના મનમાં ડોળાવા લાગ્યા. પિતા તેને કાબા શરિફ લઈ જશે કે નહિ ? નહિ લઈ જાય તો અહીં કોને ત્યાં રાખી જશે ? ઇત્યાદિ અનેક બાબતો સુરતના મનમાં ડોળાવા લાગી. અંતે તે, પોતાની કામના પૂર્ણ કરવા ઈશ્વરની પ્રાર્થના કરવા લાગી.

---

## પંચમ ખંડ-પ્રથમ પરિચ્છેદ

## વેશ્યા તે વેશ્યા જ

સંધ્યા સમય અતીત થઈ ગયો છે; ઘરમાં દીવાબત્તિ પ્રકટાવવામાં આવી છે. આજે ઘરધણિયાણી ઘણી ખૂશમાં છે; 'આ આમ રાખ, આ તો અહી સારી દીપશે, પીકદાની બાજૂએ રાખ; ફુલદાન ગાદી પાસે મૂક, આ બીછાનુ જરા ઝાડ' એમ કરી ઘરને ઠીકઠાક કર્યું છે; ચાદર ફુલની બીછાવી છે; ફુલના હારતોરા રૂપાની તબકમાં પડ્યા છે; અત્તર સુગંધની પમરાટ છાઈ રહી છે. મુલાયમ સેજપર, તકિયાપર હાથ રાખી, હાથપર માથું ટેકવી, ફૈજી, આડી પડી ગીત ગાય છે. વસંતના આગમન સમયે પલ્લવમાં છૂપાયેલ જીવનસંગીને આહ્વાન કરતી પિકવધૂ જેમ મધુર કંઠે હાક મારે, તેમ મધુર કંઠે જીગરથી ફૈજી આજ ગુંજે છે.

### રાગ તિલંગ-તાલ દાદરા

"એકહી દિલથા સોભી દિલબર લે ગયા, અબ કયા કરું ?
દૂસરા પાતા નહિ, કિસ્કો કહું અબ કયા કરું ?—૧
લે ચુકાથા જાનેજાનાં જાં કો પહિલે હાથસે;
ફિર ભી હમલે કર રહા, કિસ્કો કહું અબ કયા કરું ?—૨
હમતો દરપર મુન્તજ઼રથે તિશ્ન-એ-દિદાર કે;
પહૂંચતે બિસ્મીલ કીયા, કિસ્કો કહું અબ ક્યા કરું ?—૩
યાદદાશતકે લીયે રહતાથા ફોટો જીસ્મો જાં;
વહભી નાચલ કર દીયા, કિસ્કો કહું અબ કયા કરું ?—૪
આપકોભી કર[illegible] પહી [illegible] ગયે;
[illegible] નજાકત [illegible] અબ [illegible] ૫

ફૈજી સેજ છોડી ઉભી થઈ. તેનાં ચંચળ ચરણ બારી તરફ પહોંચ્યાં. હજી ઠંડીના દિવસ ગયા ન હતા, અને ઠંડ પણ હતી; છતા ફૈજીના હૃદયના ઉદ્દામ તાંડવથી શરીરનો રક્તસ્રોત ઉત્તપ્ત થઈ ઉઠ્યો હતો. તેનું માથું ગરમ થઇ આવ્યું હતું, કપાળે પરસેવાના ટીંપાં બાઝયાં હતાં. ગુલાબજળમાં ભીજવેલો રુમાલ બહાર કાઢી, ફૈજીએ મોં લોહ્યુ અને બારી ઉઘાડી, ભાગીરથીના જલકણસ્પર્શશીતળ સમીરથી પોતાના સંતપ્ત દેહને શીતળ કરવા લાગી. રાત્રિ અધિક થઈ ન હતી, છતાં ગાઢ અંધકાર છાયું હતું. સ્વચ્છ આકાશમાં અનેક તારા ફૂટી નિકળ્યા હતા, જે ભાગીરથીના વહતા જળમાં ડોકિયા કરતા હતા. ભાગીરથીને કિનારે પડેલી કિશ્તીઓમા બત્તી બળતી હતી, જે ભાગીરથીના તટની શોભામાં વધારો કરતી હતી. થોડી વાર પોતાના મનનો ભાવ તજી, શીતળ વાયુ સેવન કરતી ફૈજી ત્યાં ઉભી ઉભી આ મનોહર દૃશ્ય જોઈ રહી. વળી કંઈ તેમાં જાણે તેનું ચિત્ત ન ચોંટયું હોય, તેમ બારી બંધ કરી, તે પાછી પોતાના શયનકક્ષમાં આવી તેને ચીજો હજી ઠીકઠાક લાગી નહિ, તે વળી ફરીથી ઠીકઠાક કરવા લાગી. તેણે કોચ ફેરવી યથાસ્થાને ગોઠવ્યો; ફૂલની તબક બાજૂએ રાખી, બેઠક પરના ગલેફ બરાબર સમારી સિધા કર્યાં; ચાદરપરની કરચલી કાઢી નાંખી; તબકમાં ગુલાબ હતાં તેની કેટલીક પાંદડી જમીનપર વેરાઈ હતી તે એકએક વીણી લઈ, રૂપાની પીકદાનીમાં નાંખી, તેમાં ગુલાબજળ રેડ્યું. ફરી ઉભી થઈ તેણે ચારે તરફ ઘરમાં નજર કરી. બરાબર બધી ચીજ યથાસ્થાને જોઈ, સતોષ પામી ફૈજીએ હાક મારી:-"મનુ! ઓ મનુ! આમ આવ."

બાંદી મનુ ત્યાં હાજર થઈ. ફૈજીએ તેને પૂછ્યું:-"આજ તું એમને મળી હતી કે?"

"જી, એક વાર તો આપને અર્જ કરી ચૂકી છું."

"ફરીથી કહે ત્યાં બીજું કોણ હતું?"

"તેઓ ઘરમાં એકલા હતા. ત્યાં બીજું કોઈ ન હતું."

"તેઓએ શું કહ્યું?"

"પધારશે, એમ કહ્યું."

"ક્યારે પધારશે?"

"પ્રથમ પહોરની નૌબત પછી."

"તેઓ કેમ હતા?"

"કેમ હતા એટલે?"

"શું તેઓ ખૂશમિજાજમાં હતા?"

"તેઓ કની હસતા હતા, ઘણાજ ખૂશમિજાજમાં હતા. બેગમ સાહેબા! આપ આરસીમાં આપનું રૂપ જુઓ. આપની આ આંખોની કૃપા દૃષ્ટિ આગળ નવ્વાબજાદા ગળી જાય."

"જવા દે તે વાત. વારુ, પણ તેં વીંટી આપી હતી?"

"જી, બેગમસાહેબા! કેટલી વાર કહું કે, આપી હતી. તે તેમની આંગળિયે બેઠી નહિ, ને તેમણે તકિયા નીચે મૂકી દીધી."

ફૈજી મંદ હસી, ચંપક કલિ સમાન કોમળ આંગળી તરફ જોઈ રહી અને બોલી:–"વારુ, ત્યારે તું જા."

મજુ ત્યાંથી ચાલી ગઈ. ફૈજી એકલી થોડી વાર બેસી રહીને, ઘડીમા આમતેમ આટા દઈને, પળ પછી એક ચારુ શય્યામાં પડી, ચંચળ ચિત્તે સમય કાઢવા લાગી. રાત વધવા લાગી. પહેલા પહોરની નૌબત વાગી ઉઠી. નિસ્તબ્ધ રજનીમાં મોહક આલાપ ફૈજીને કાને પડ્યો પડતાં જ, તેની હૃદયતંત્રી નાચી ઉઠી. ફૈજી શય્યાપરથી ઉઠી, અને દિવાલપર મોટો આયનો હતો, તેની સામે જઈ ઉભી રહી. તેનું આખું શરીર આયનામાં પ્રતિબિંબિત થયું. એક તો ક્ષીણાંગિની વિશ્વવિજયિની રૂપમાધુરી! તે ઉપરાંત રાજદુર્લભ મણિ-મુક્તાના અલંકારની સજાવટ! પોતાનું રૂપ જોઈ ફૈજીને સ્મિત થઇ આવ્યું. તે ન્હાળી ન્હાળીને જોવા લાગી. 'આ હાર તો ઠીક નથી.' ફૈજીએ ગળામાંનો રત્નજડિત હાર કાઢી નાંખ્યો. હીરા, પન્નાજડિત બીજો હાર કાઢી તેણે કંઠમાં ધારણ કર્યો. દીવાના પ્રકાશમાં તે ચારુ કંઠમાં ધારણ કરેલા હારમાંનાં રશ્મિ તેના ઉન્નત વક્ષપર રમણ કરવા લાગ્યાં. શો ઉકળાટ? ઠંડીના દિવસમાં પહેરવા યોગ્ય ઓઢણું પણ ફૈજીએ કાઢી નાંખ્યુ અને તેને બદલે ઢાકાની મલમલનું જરિયાન બૂટ્ટી-વાળું નાજુક ઓઢણું ધારણ કર્યું. તેને લાગ્યું કે, 'સમય થયો–ના, ના, હજી તો વાર છે.' ફૈજી ગાન ગાવા લાગી.

"આજ સખી કાહે પિયા,
અબહુ ના આયોરી?"

શું મધુર ગાન! શા રુડા ભાવ! જખમી જીગરની ચીસ ગાનની દરેક પંક્તિમા હતી. એક ગીત પૂરું થયું કે, ફૈજી, મૃદુ કંઠે બીજું ગાવા લાગી.

**રાગ રામકલી**

"સથ્યોની મેંચ પ્રિતમ પિયાકો મનાઉંગી;
ઇક પલભી ઉરસે ન ફસાઉંગી ટેક
નયન હૃદયકા કરુંગી બિછાના;
પ્રેમકી કલિયાં બિછાઉંગી. સથ્યોની.

તનમન ધનકી ભેટ ધરુંગી;
શ્યામ સલૂના કો રિઝાંઉંગી. સખીઓની
કથન પિયુ નહિ માને મેરા;
મય આપ ગલે લય જાઉંગી.' સખીઓની.

"મનુ આજ ઠીક સમજાવી આવી છે. અહાહા! આટલે દિવસે પાષાણહૃદય પિગળ્યું?" ફૈજી પુનઃ અરિસા પાસે ગઈ અને પોતાની દેહકાંતિ જોવા લાગી. અનિન્દ્ય સુંદર રૂપમાધુર્ય! દીલ્હી, આગ્રા, લકનૌ આદિ અનેક રાજધાની અને અનેક દુર્ગને જે રૂપભભુકે જય કર્યા છે, તે આજ ખૂદ પોતે વેચાવાને પ્રસ્તુત છે અત્યાર સૂધી જે હૃદય અજિત હતું, અજેય હતું, તે પણ જવાને રાજી થયું છે. આ મહા વિક્રયમાં ફૈજીને અતુલ આનદ થાય છે આજ તેનું હૈયુ હર્ષથી ગાડુઘેલું બની જાય છે. 'પોતાની સામગ્રી પરને આપવામા સુખ છે, કદરશીન આગળ રત્ન મૂકવામાં આનંદ છે, ગુણિજનને ગુણ દર્શાવવામાં સંતોષ છે. પારકાનું દાન ગ્રહણ કરવામાં શું મહત્વ છે?' ફૈજીએ બાજઠપરથી સોનાની ડબ્બી લીધી અને તેમાંની કસ્તુરીબરાશથી મગમગતી પાનની ખીડી મોંમા મૂકી ફૈજી આજ ઓર બહારમાં છે. તેના મનમાં આજ આનંદની સીમા નથી. ઘણી ઝીણવટથી આજ તેણે વસ્ત્રાલંકાર ધારણ કર્યા છે. અહા! શું ગૌરમુખ! શું સ્ફુરદારક્ત ગંડ, દુગ્ધસમ શ્વેત સ્વચ્છ કોમળ ગ્રીવાદેશ! સ્વાભાવિક રક્ત હોઠ પાન ખાવાથી અધિકતર રક્ત થઈ ઉઠ્યા છે. પાન ચાવતાં ચાવતાં ગ્રીવાપ્રદેશ પણ રક્ત જણાવા લાગ્યો છે. રુમાલવતી ફૈજીએ હોઠ લુછ્યા; માથાપરની કબરીનાં પુષ્પ ઠીકઠાક કર્યાં.

એટલામાં કોઈનો પગરવ ફૈજીને કાને પડ્યો. ફૈજી નિ:સ્પંદ ઉભી રહી; ચક્ષુ ફેરવી જોઈ શકી નહિ; સ્વભાવવિદગ્ધાનું હૃદય આજ કમ્પવા લાગ્યું—"આવે છે–તે જ!" અનેક વાર તેણે એ ઘરમા પ્રવેશ કર્યો છે, છતાં આજ આ હૃદયને પ્રકમ્પ શો? આખરે ફૈજી સ્મિતમુખે તે તરફ જોતી બેચાર પગલાં આગળ વધી.

"આટલી બધી વારે–" વધુ બોલતાં ફૈજી એકાએક અટકી, એકાદબે ડગલાં પાછી પડી, ચોંકી, બોલી ઉઠી:–"કોણ છે રે?"

જે માણસ અંદર આવ્યો, તેની વય યુવાન હતી, સુંદર રૂપ હતું, મૂલ્યવાન્ પહેરવેષ હતો. જેની ફૈજી આતુરતાથી રાહ જોતી હતી, તેના કરતા આવનારનું રૂપ કમ ન હતું. યુવક આગળ વધ્યો; ફૈજી વળી એક પગલું પાછળ ભરી, પહેલાંની માફક કરડા સ્વરે બોલી:–"કોણ?"

"આપનો ગુલામ."

પાસેની એક બેઠક આગળ આણી તેપર હાથ રાખી ફૈજી ઉભ રહી, અને ફરીથી બોલી:–"આપ કોણ છો?"

"આપે અનેક વાર મને જોયો છે."

"હા, તમે મારા દીઠામાં આવ્યા છો–પણ આપ કોણ છો?"

"સૈયદ મહંમદખા."

"આપ, નવ્વાબજાદાના બનેવી અહી શા માટે?"

"ગુલામ, આપની પાસે, દિલની મુરાદ હાંસલ કરવા અર્જમંદ છું."

"બદહવસ–જા, નિકળ અહીથી."

"એક વાત, જરા સાંભળશો?"

"સૈયદ, અબી ને અબી ચાલ્યા જાઓ."

"મને?"

"હા–અબીને અબી." ક્રોધથી ફૈજીનું સમસ્ત શરીર કંપવા લાગ્યું; તેની આંખ્યોમાંથી અગ્નિ વરસવા લાગ્યો. તે બોલી:–"ફોરન ચાલ્યા જાઓ."

"મારી એક અર્જ તો સાંભળો–"

"અર્જ! નિમકહેરામ! બેઇમાન, ચોર! આહ બાંદી! બાંદી, મહેલની બાંદી પણ બેઇમાન કૂતરીઓ છે!"

દારુણ અપમાનથી સૈયદ મહંમદનું મોં પડી ગયું; પરંતુ તેના લુબ્ધ ચિત્તને ક્રોધોદ્દીપ્ત ફૈજીની લાવણ્યછટા અધિકતર સુંદર ભાસી. સૈયદ પળમાં પોતાનું અપમાન વિસરી ગયો; ઘૂંટણે પડી ફૈજીનાં ચરણસ્પર્શ કરવા યત્ન કરવા ગયો.

એટલામાં તે ખંડનાં બારણાં ઉઘડ્યાં; ખૂદ નવ્વાબજાદો મિરજો મહંમદ ત્યાં દાખલ થયો. ક્રોધાંધ ફૈજી ને રૂપમુગ્ધ સૈયદ બન્ને વિવશ હતાં. ક્ષણસુધી નવ્વાબજાદાનું આગમન બન્ને જણમાંથી એકના પણ દીઠામાં આવ્યું નહિ. પરંતુ મુહૂર્તમાં બન્નેએ જોયું કે, ખૂદ નવ્વાબજાદો. નવ્વાબજાદાએ મ્યાનમાંથી તરવાર બહાર કાઢી. સૈયદ પાછલા દરવાજા તરફ દોડ્યો. નવ્વાબજાદાએ તેના પર તરવાર છૂટી ફેંકી. સૈયદના શરીરને તે વાગી કે નહિ, તે ઇશ્વર જાણે, પરંતુ આલમરા સાથે અથડાઇ, ખણણ શબ્દ સાથે તેના બે ટૂકડા જમીનપર પડ્યા.

ફૈજી જે ભાવે ઉભી હતી, તેજ પ્રમાણે ઉભી રહી. નવ્વાબજાદાનું સમસ્ત શરીર ક્રોધથી ધ્રુજતું હતું. તે જરા આગળ વધ્યો અને બોલ્યો:–"દુષ્ટ, પાપીયસી! તારા પાપની સજા?"

"જહાંપનાહ, હું બેગુન્હા છુ. મારો લેશ પણ અપરાધ નથી. સૈયદ ચોરની માફક છૂપી રીતે અહી આવ્યો–"

## જસ્ટીસ્ટ ટોનીક પીલ્સ.

આ ગોળીઓ કીમતી વનસ્પતિમાંથી બનાવેલી છે, ગયેલી શક્તિને પાછી પ્રાપ્ત કરી તનદુરેસ્ત બનાવે છે તેમજ માથાના છાતીના વિગેરે રોગો નાબુદ કરે છે, વીર્યને ટકાઉ અને ઘટ બનાવે છે, સ્વપનામાં જતી ધાત, હાથ પગનું કળતર થવું વિગેરે રોગો તુરતજ નાબુદ કરે છે એક વખત મંગાવી ખાત્રી કરો.

કીંમત ગોળી ૨૫ ની ડબી ૧ ના રૂા. ૧-૪-૦.

## ઉધરસની ગોળીઓ.

ગમે તેવી ખાંસી દમ હાંફણુ વિગેરે છાતીના દરદો તુરતજ નાબુદ કરે છે.

કીં. બા. ૧ ના ૦-૬-૦.

## માથાના દુખાવા માટે.

આ મલમથી ગમે તેવો માથાનો સખત દુખાવો પાંચ મીનીટમાં મટે છે. તથા શરીરના કોઈ પણ ભાગમાં વા ઉપર ચોળવાથી તુરતજ નાબુદ થાય છે.

કીંમત રૂા. ૦-૬-૦.

દરેકનું પોસ્ટેજ જુદું.

### સોલ. એજંટ. જી. એલ. આકરૂવાળા.

(કાઠીઆવાડ)—મુ. ધંધુકા.

બ્રાંચ ઑફિસ.

ગાંધારી અભેચંદ ભાઈચંદ.
નોટના દલાલ કાલબાદેવી મુંબઈ.

કાનુગા હરીલાલ મણીલાલ.
ઠે૦ ખાડીયા લાખીયાની પોળ—અમદાવાદ.

સંઘવી મણીલાલ ડુંગરસી.
ગાંફ દરબાર સાહેબના એજન્ટ મુ. ધોલેરા બંદર.

ઉપરના ઠેકાણેથી મળશે, લખો—વેપારીઓને સારૂં કમીશન આપવામાં આવશે.

# अहिंसा परमो धर्म.

કેસર (સુરજ છાપ), કસ્તુરી (નેપાલી), અમ્બર (જંગબારી), ભીમસેની બરાશકપુર, શીલાજીત (હરદ્વારી), ગોરૂચંદન, સુરમાઈ મસીરો, ખાપરીયું, હરડે, અગર (માવરધી), ચંદન (મલબારી), એલચી (કાગદી), હીંગ (રશની), લોબાન (કોડીયા) ચાહ (સીલોન), કૉફી, સુકો મેવો, સાચા મોતીના સુરમા.

વેચનાર

## ડી. શાન્તીલાલ-કાન્તીલાલની કું.

જુમા મસજીદ નીચે ફીદા બીલ્ડીંગ સામે

મુંબઈ.

બહારગામનાં ઘરાકોને માલ વી. પી. થી મોકલીએ છીએ. ઓરડર મોકલતી વખતે મહેરબાની કરી આ ચોપડીનું નામ લખજો.


૨

"ચોર ! ના, તે તારો યાર હતો."

"પાક પરવદેગારના કસમ, હું નિર્દોષી છું."

"ઓ જહાને નાબકાર! બદશઆર! મક્કાર! કસમ!–વેશ્યાને કસમ! મુર્શિદાબાદ આવ્યા પછી તને બેગમ બનાવી, પણ ઉફ્! તું હજી દીલ્લીના ચોકની વેશ્યા તે વેશ્યા જ છું. બદચલન! અહા!"

ફૈજીને આ અપમાનથી ખોટું લાગ્યુ. તેના શરીરમાં આગ સળગી ઉઠી તેને નવ્વાબજાદાની અદબનું પણ ભાન રહ્યું નહિ જેના એક ઇશારાથી તેનુ માથું ધડથી જૂદું થઈ જશે, એ નવ્વાબજાદાને જીગરમાં લાગે એવો સામો તાણો ફૈજીએ આત્મવિસ્મૃત થઈ માર્યો.–

"હૂજૂરેવાલા! આપનુ કહેવુ રાસ્ત છે. હુ યકરાર કરું છું કે, હું બેગુન્હા છું, પણ આપને એતબાર નથી, તો ખયર! હુ નાચવાવાળી હતી, અને છું; અગર માનો કે હું વેશ્યા છું, તો વેશ્યાને માટે આ ગુન્હો એટલો લાંછનકારક નથી. પરંતુ, હુજૂર! નામવરની અમ્માજાન અને ખાલાજાનને માટે પણ લોકો આ પ્રમાણે કહે છે, એ શું થોડું લાંછન છે?"

એકાએક વિજળીપાત થતા જેમ માણસ ચોંકી ઉભો રહે, તેમ પળવાર નવ્વાબજાદો ઉભો રહ્યો. આ વિષમ અપમાનની જ્વાળા પગથી માથા સૂધી નવ્વાબજાદાને લાગી. તેની મ્યાનમાં તરવાર ન હતી, નહિ તો ફૈજીનુ માથું તેજ ક્ષણે ધડથી જૂદું થયું હોત. નવ્વાબજાદાએ મ્યાન ફેંકી દીધી, અને એક મુકી ફૈજીના મોંપર મારી. ફૈજી સહેજ સરકી; નવ્વાબજાદાનો મુષ્ટિપ્રહાર તેના કાનને લાગ્યો અને કાનપરનો અલંકાર જમીનપર પડ્યો

"નાપાક! તને સ્પર્શ કરવામાં પણ, પાપ છે. તને લાત મારી મારા અંગને હું દૂષિત નહિ કરું. પણ ઓ બદકાર! યાદ રાખ કે, કાલ સવાર પહેલાં તારા શરીરના સો ટુકડા કરીશ. ના, ના, તેથી તારા પાપની સજા નહિ થાય. ઓ બદચલન! તને જીવતી કબ્રમાં દટાવીશ."

લાલચોળ આંખો કરી, ફૈજી તરફ વિષમ વિષદૃષ્ટિ કરી, નવ્વાબજાદો ત્યાંથી ચાલી ગયો.



## દ્વિતીય પરિચ્છેદ

### "હું સાથે આવીશ"

તે રાત્રે કાસમઅલિખાં સાથે હેમેન્દ્ર વાર્તાલાપ કરતો હતો.

કાસમઅલિખાંએ કહ્યું:–"ભવિષ્ય સારું ભાસતું નથી; ચારે તરફ ગડબડાટનાં ચિહ્ન જણાય છે. આનું પરિણામ શું આવશે, તે ખુદા જાણે, પરંતુ ભારે ગડમથલ થવાની."

હેમેન્દ્રઃ–"એ તો અવશ્ય. જે કાવત્રાં ચાલી રહ્યાં છે, તેમાંથી કંઈને કંઈ થયા વગર રહેવાનું નથી. પરંતુ આપ ધારો છો તેવું કંઈ ભયંકર પરિણામ આવે, એમ તો લાગતું નથી."

ખાંસાહેબઃ—"જો એક જ તરફથી તોફાનનાં ચિહ્ન જણાતાં હોત તો જૂદી વાત છે; પરંતુ ચારે મેર અંધેરનાં નિશાન જણાય છે. નવાજેશ મહંમદમાં* એટલું સાહસ નથી એ ખરી વાત, પરતુ ઘસેટી બેગમ જે પ્રાણપૂર્વક યત્ન કરી રહી છે, તેનું કંઈક ફળ આવ્યા વિના નહિ રહે, અને એ ફળ નવ્વાબજાદાને માટે શ્રેયસ્કર નહિ નિવડે સાભળવામાં આવ્યું છે કે, રાજવલ્લભ અંગ્રેજો સાથે મસ્લત ચલાવી રહ્યો છે. આણી તરફ અંગ્રેજો એમ ધારે છે કે, નવ્વાબજાદો તેમના હિતની વિરુદ્ધ છે. જે બુદ્ધિથી, જે કુશળતાથી વૃદ્ધ નવ્વાબ અત્યાર સૂધી અંગ્રેજોને શાસનાધીન રાખી શક્યા છે, તે કળા સિરાજમાં નથી. ફોજી અફસર નવ્વાબજાદાથી અસંતુષ્ટ છે, અમીરઉમરાવ પણ નવ્વાબજાદાની વર્તણુકથી બેદિલ થઇ ગયા છે, હિંદુ રાજા જમીનદાર પણ નવ્વાબજાદાના અત્યાચારથી અતિ વિરક્ત થઈ ગયા છે, શેઠ સાહુકારનાં મન શંકામાં પડી ગયાં છે. ગાદી પ્રાપ્ત થતાં નવ્વાબજાદાનો અત્યાચાર વધી જશે; ધનવાનના ધનની, કીર્તિવાળાની કીર્તિની, ગૃહસ્થ લોકની આબરુની રક્ષા થવી કઠણ થઈ પડશે. સૂબાઓ અત્યારથી જ ફિકરમાં પડ્યા છે. પૂર્ણિયામાં સૈયદ મહંમદ પ્રપંચ કરી રહ્યો છે. ચારે તરફ તોફાનની શરુઆતનાં ચિહ્ન સ્પષ્ટ જણાય છે; બંગાળનું ભવિષ્ય સારું લાગતું નથી. વૃદ્ધ નવ્વાબની દેહ નહિ હોય, ત્યારે ભારે ખળભળાટ થઈ રહેશે, એમાં મને તો કંઈ શંકા જ નથી."

ઘસેટી બેગમ, નવ્વાબ અલિવર્દીખાંની પુત્રી હતી તથા નવાજેશની પત્ની થતી હતી. નવાજેશ, શી મુરાદથી ઢાકા છોડી મુર્શિદાબાદ આવ્યો હતો, એ આગળ ઉપર જણાવવામાં આવ્યું છે. નવાજેશ બંગાળના નવ્વાબ બનવાને માટે જે પ્રપંચ કરી રહ્યો હતો, તેમાં તેની બેગમનો આગેવાની ભર્યો ભાગ હતો. ઘસેટી બેગમ તેના કુટિલ કાર્યદક્ષ પ્રધાન હુસનકુલિખા અને રાજા રાજવલ્લભદ્વારા આ સર્વ પ્રયત્ન કરતી હતી. તેણે આ ચતુર માણસોની મદદથી એવી બાજી ફેલાવી હતી કે, બંગાળના ઘણાખરા લોકો નવાજેશને ભાવી નવ્વાબ લેખતા હતા. રાજવલ્લભે

---

* "He however was much esteemed by the people for his clemency and charities to the friendless and the poor"—*Stewart's History of Bengal*

હુસેનકુલીખાને સિરાજે મરાવી નંખાવ્યો. હતો તેમાં વૃદ્ધ નવ્વાબ અને નવાજેશની મતિ હતી. રાજવલ્લભનું કલંક કેટલાક મિથ્યા ધારે છે.

ધનસંચયથી અને તેના કુશળ વ્યયથી લોકપક્ષને પોતાના તરફ ખેંચી લીધો હતો. પ્રથમ હુસેનકુલી સાથે અને પછી રાજવલ્લભ સાથે નવાજેશની પત્ની ઘસેટી બેગમને અસદ્ વ્યવહાર હતો, એવો ઉલ્લેખ ઘણા ઇતિહાસકારનો છે. ફોજીએ આ તાણો સિરાજને માર્યો હતો, એ આપણે આગળ ઉપર જોયું છે. જે રાજખટપટો રાજ્યમાં ચાલતી હતી, તે રોકવાને નવ્વાબના પણ પ્રયત્ન હતા, અને નવ્વાબજાદો ખૂદ આ બીનાથી તદ્દન અણવાકેફગાર ન હતો. આ વાર્તામા અઢારમા સૈકાના મધ્યકાલનું ચિત્ર આંકવા પ્રયત્ન કરવામાં આવ્યો છે અને આ ખટપટો સમજવા આટલી બીના ધ્યાનમાં રાખવી આવશ્યક છે.

"જી, આપનું અનુમાન ખરું પડે એમ જણાય છે તો ખરું, પછી ભવિષ્યની વાત ભવિષ્યમાં. ભવિષ્યમાં શું થશે, એ કોણ કહી શકે? હાં, પણ આજ આપ આ બધી બીના કહો છો, એનું કંઈ ખાસ કારણ છે?"

"હા, આજ ચાર પાચ વર્ષથી હું મક્કા શરિફ જવાનો વિચાર કરી રહ્યો છું, તે તો તમારી જાણમા છે. હવે વધારે વાર અહી થોભવું મને ઠીક લાગતું નથી, મેં જવાનો પૂર્ણપણે નિશ્ચય કર્યો છે. જો આ વર્ષે હું નીકળ્યો તો નીકળ્યો, નહિ તો પછી મારાથી જવાશે નહિ. રાત ને દિવસ મને કંઈ કામકાજ ગોઠતું નથી; કશામા મારું મન ઠરતું નથી; રાતે નિદ્રા પણ આવતી નથી; માત્ર યાત્રાએ જવાનો વિચાર રમી રહ્યો છે. એમ થાય છે કે, ક્યારે એ પવિત્ર ભૂમિનાં દર્શન કરી જીવનસાર્થક કરું."

"ઇશ્વિર આપની એ વાંછા પૂર્ણ કરે; જો કે આપના જવાથી હું તો કેવળ નિઃસહાય અને મુરબ્બી વગરનો થઈ જઇશ."

"એમ કંઈ ઇશ્વિર કોઇનો ગયો છે? બધું કરી શક્યો છું, પણ માત્ર એક અડચણ છે."

"અડચણ!"

"હા, હજી સૂધી સુરતને ઠેકાણે પાડી શક્યો નથી. તેને કોને ત્યાં રાખી જવી?"

"સાંભળ્યું છે કે, સુરત બેન તો આપની સાથે મક્કા શરિફ આવવાના છે ને?"

"એમ કંઈ થઈ શકે ખરું? એ તો કહે: હજી એને આવવાને વાર છે. એ સાથે હોય તો મારું ચિત્ત રાતદહાડો એની જ ફિકરમાં રહે. મેં હવે એનાં લગ્ન કરી નાંખવા નિશ્ચય કર્યો છે."

"એ તો ઘણી આનંદની વાત. કોની સાથે નક્કી કરવા વિચાર છે?"

"સૈયદ અહંમદખાં સાથે."

હેમેન્દ્ર વિચારમાં હોય તેમ, અથવા આ વાત રુચિકર ન હોય તેવે ચહેરે બોલ્યો:–"મને લાગે છે કે, પ્યારે જ મને કહ્યું હતું કે સુરત બહેન આ વાતમાં રાજી નથી, બલ્કે તેની સંમતિ નથી."

"હવે હું તેની સંમતિબંમતિની રાહ જોવાનો નથી. અત્યાર સુધીમાં જે જે પ્રયત્નો કર્યા તે એ કે, એને પસંદ પડ્યા નહિ. હવે તો જે ઠીક લાગે તે કરવું, એવો નિશ્ચય કર્યો છે; પછી તો ઈશ્વરની મરજી."

હેમેન્દ્રના દિલને પણ ખાંસાહેબની સ્થિતિથી માઠું લાગ્યું. ખાંસાહેબને પોતાની કન્યા પ્રાણથી પણ અધિક વહાલી હતી, એ હેમેન્દ્ર સારી રીતે સમજતો હતો. રાતદિવસ તેમને એક જ ચિંતા હતી, ને તે સુરતનાં લગ્નની કે તેનાં ભલાંની. આજ ખાંસાહેબનું મન ઉદ્વિગ્ન જોઈ તેને પોતાને વ્યથા થઈ. જે ઠેકાણે લગ્ન કરવાનું હતું, ત્યાં તે થવામાં સુરત રાજી ન હતી; તેથી હેમેન્દ્રે કહ્યું:–"જો બહેનની મરજી ન હોય તો આપ ન કરતા. શોધતાં શોધતાં બીજું કોઈ સારું ઠેકાણું મળી આવશે. એમાં શું છે?"

"છી. હવે બીજું ઠેકાણું શોધવું, એ સહેલ નથી. તમે જ જૂઓની કે, એને માટે મેં કેટલી ખટપટ કરી, પણ એમાંનું કંઈ બની આવ્યું નહિ. આ વખત તો મેં નિશ્ચય કર્યો છે કે, એનું લગ્ન કરી નાંખવું. સાદક જે ત્યાં હાજર હતો તેને કહ્યું; 'અંદર જા, ખબર કર કે અમે આવીએ છીએ.' હેમેન્દ્ર! તમે પણ આવો. પ્યારને પણ બોલાવીશું, સઘળા મળી આજ એક વિચાર કરી નાંખીએ."

ખાંસાહેબ ઉઠી ઉભા થયા. હેમેન્દ્ર પણ ઉઠ્યો. તેઓ અંદરના ભાગમાં જતા હતા, એટલામાં રામમોહન ત્યાં આવ્યો. તેની સાથે નવ્વાબજાદાનો ખાસ દરબારનો ચોપદાર હતો. ચોપદારે સલામ કરી, નિજામતી પંજો બતાવ્યો અને બોલ્યો:–"હુજૂર હમણાં ને હમણાં આપને તેડે છે. ખાસ કમરામાં આપની રાહ જૂએ છે."

હેમેન્દ્રે નિજામતી પંજાને અવનત મસ્તકે સલામ કરી, ખાંસાહેબ પ્રતિ કહ્યું:–"નવ્વાબજાદાની આજ્ઞા છે કે, મારે અત્યારે ને અત્યારે ત્યાં હાજર થવું."

કાસમઅલિખાં:–"આટલી રાત્રે! નવ્વાબજાદા તો આજ નવ્વાબ નિઝામ સાહેબને ત્યાં પધારવાના હતા ને?"

ચોપદાર.–"જી, પધારવાના હતા; પરંતુ રવાના થયા પછી આપ હિરાઝીલમાં પાછા પધાર્યા છે."

હેમેન્દ્ર, ખાંસાહેબને સલામ કરી, રામમોહન અને ચોપદાર સાથે સાથી ચાલી નીકળ્યો.

ખાંસાહેબ અંદરના ઘરમાં બેઠકખાનામાં જઈ બેઠા. ત્યાં સરિફન બેગમ અને પ્યાર પણ હતી.

આડીઅવળી વાત કર્યા પછી ખાંસાહેબે કહ્યું.–"સૈયદ સાથે સુરતનાં લગ્ન કરવાનો વિચાર મેં નક્કી કર્યો છે. એક મહિનામા આ સર્વ કામ આટોપી લેવાનું છે, માટે તમે અત્યારથી જ સર્વ બાબતની તૈયારી કરવા માંડજો."

પ્યારઃ–"તે દિવસે બીબી પાસે વાત તો કરી હતી, પણ—"

કાસમઃ–"સુરતે શું કહ્યું?"

પ્યાર –"બીબીસાહેબા તો આપની સાથે મક્કા શરિફ આવવા માગે છે."

કાસમ –"તે કંઈ થાય નહિ; સૈયદને ત્યાં જે અમે વિચાર કરીએ છીએ, તે બાબતમા તેણે શુ કહ્યુ?"

પ્યાર વિચારમાં પડી સૈયદને ત્યા લગ્ન કરવામા સુરત રાજી નથી એ, ખાંસાહેબને મુખે શી રીતે જણાવવુ, એની એને સૂઝ પડી નહિ.

સરિફનઃ–'સૈયદ સબધી બધી વાત સુરતને કરી હતી કે? તે મુર્શિદાબાદમા એક અગ્રગણ્ય અમીર છે, પૈસેટકે, માનઆબરુમા પણ પ્રખ્યાત છે, રુપમાં પણ જોઇએ તેવો છે, હજી વય પણ નાનુ છે. એ બધી વાતની સમજણ પાડી હતી?"

પ્યારઃ–" બધુય કહ્યુ'તું, પણ એમની વાતચીતથી સ્પષ્ટ જણાય છે કે, તેઓ રાજી નથી"

કાસમઃ–"કોઈ વાતમા એ રાજી નથી! એનું કેમ? એ તો ગાંડી થઈ છે, હવે એના કહેવા સામું જોવામા કંઈ માલ નથી. પ્યાર! સુરતને અહી બોલાવી આણ તો."

પ્યાર ત્યાંથી ઉઠી અને સુરતના ખંડ ભણી ચાલી ગઈ.

સરિફનઃ–"હવે એ મોટી થઈ. તે રાજી ન હોય તો પછી એની મરજી વિરુદ્ધ કરવામાં માલ શો?"

ખાંસાહેબની ધીરજની હવે હદ આવી ગઈ હતી. તેઓ બોલ્યાઃ– "તે હજી નાદાન છોકરી છેઃ તેનામાં સારુંનરસું સમજવાની કંઈ શક્તિ નથી. હવે તો મને જે ઠીક લાગે તે કરવું, એમ વિચાર કર્યો છે."

સરિફનઃ–"તે કંઈ થોડી છેક અસમજણી છે? હવે સમજી શકે એવી થઈ છે. એનું મન ન રુચે, એ ઠેકાણું પડતું મૂકવામાં ખોટું શું છે?"

કાસમઃ–"જે કરવાનું હતું તે કર્યું. તે કંઈ સમજે તેના કરતાં હું વધારે સારી રીતે સમજી શકું છું. એનુ હિત કરવું, એ મારા ધ્યાનની બહાર નથી. તમે સઘળાં આ કામમા હવે આડાં આવતાં ના. એમ કરતાં કરતાં કેટલાં વર્ષ વીતી ગયાં? અને હવે મારે તો મક્કા શરિફ જવાનો—"

**સરિફન**:–"આટલી મહેનત કરી, તેમ બીજી વધારે; શોધતાં શોધતાં મળી જશે. પણ એની મરજી ના હોય ત્યાં કરવું, એ તો ઠીક નથી."

**કાસમ**:–"હવે એ વાતને લંબાવવી નથી; એમ કરવામાં કંઈ લાભ પણ નથી મેં તો એને **સૈયદ**ને ત્યાં જ આપવા નિશ્ચય જ કર્યો છે."

છેલ્લું વાક્ય **ખાંસાહેબ** એટલી દૃઢતાથી બોલ્યા કે, **સરિફન** બેગમ આશ્ચર્ય પામી. 'આજ તેઓ એકની એક છોકરીના મનની વાત તરફ લક્ષ્ય આપતા નથી એ શું?' એ સંબંધી તે તર્ક કરવા લાગી. તેણે આ પછી કંઈ કહ્યું નહિ.

એટલામા **પ્યાર**ની સાથે **સુરત** ત્યાં આવી પહોંચી. તે સુંદર દીકરીને જોતાં જ **ખાંસાહેબ**ને હેતનો ઉમળકો આવ્યો, અને તેમના મનનો નિશ્ચય ડગમગવા લાગ્યો. એકની એક છોકરી, મા નહિ, બાપના લાડમાં ઉછરેલ, હમેંશ બાપની સેવામા રત, આખની કીકી સમાન એવી લાડકી કન્યાને, કુસુમ સમાન કોમળ હૃદયની સરલાને, તેની ઇચ્છા વિરુદ્ધ, જ્યાં તેને ગમે નહિ ત્યાં, આપવાની **ખાંસાહેબ**ની હિમત શી રીતે ચાલે? આ જન્મમાં ફરી તેને જોવાની પણ આશા નથી. જેના મીઠા બોલ તે પવિત્ર ભૂમિમાં પણ સ્મરણ થયા વગર નહિ રહે, એવી એકની એક કન્યા, કેવળ સ્નેહની ભિખારણને, તેની મરજી વિરુદ્ધ પરણાવી દેવી, એ વિચારથી જ **ખાંસાહેબ**નું ચિત્ત વ્યાકુળ થયું.

પિતા ગાલિચાનીપર–ગાદીપર બેઠા હતા ત્યાં પાસે આવી પિતાના પગ આગળ ગાલિચાપર **સુરત** બેઠી.

**ખાંસાહેબે** સ્નેહથી તેને માથે હાથ ફેરવી કહ્યું:–"બેટા **સુરત**! કેમ છે મા? તારું શરીર તો ઠીક છેને?"

**સુરતે** કહ્યું:–"બાબાજાન! ઠીક છે."

શી રીતે વાત છેડવી, તેનો **ખાંસાહેબ** વિચાર કરવા લાગ્યા. આખરે તેમણે કહ્યું:–"**સુરત**! મારી નૂરેનજર; તું જાણે છેને બેટા, કે હું ઘણા દિવસથી આ સંસાર ત્યાગવાનો વિચાર કરું છું. જો હવે હું વૃદ્ધ થતો જાઉ છું. હવેકની, બેટા! મારો કાબા શરિફ જવા વિચાર છે."

**ખાંસાહેબ** પોતાનું બોલવાનું પૂરું કરી શક્યા નહિ. હજી જાણે કંઈ કહેવા જતા હતા. **સુરત** માયામુગ્ધનેત્રે પિતાના મોં સામુ જોઈ રહી હતી. **ખાંસાહેબે** કહ્યું:–"ઇશ્વર કરે તો હવે વધારે વખત ન ગુમાવતાં જવાનો નિશ્ચય કર્યો છે. માત્ર એક જ અડચણ છે."

કન્યાએ ચકિત નેત્રે પૂછ્યું:–"શી અડચણ બાબાજાન?"

"તને ક્યાં મૂકી જઉ? કોને સોંપી જઉ?"

**સુરત**:–"હ: મને મૂકીને જાઓતો! હું પણ તમારી સાથે આવીશ."

કાસમ.—"બેટા તારે આવવાને હજી વાર છે. તું જ્યારે આવવા જેવડી થાય ત્યારે આવજે. હજી તું બાળક છે; તારે ઘર સંસાર કરવો જોઇએ. ઘણા વિદ્વાન્ ઉલ્માઓનું પણ કહેવું છે કે, ઘરસંસાર કરી, પાકી વયે ઈશ્વરચિંતન કરવું, સમજી ? હજી તારે આ સર્વ કરવાને વાર છે. તારાથી, બેટા, હમણાં અવાય નહિ."

સુરતની આંખમાં આંસુ આવ્યાં તે આંસુભરી આંખે પિતાને પગે પડી, અને તેણે પગનું ચુમ્બન કર્યું. આંસુભરી આંખે તે પિતાના તરફ જોઈ બોલી:—"ના, બાબાજાન! મને છોડીને જતા ના. હું પણ આપની સાથે આવીશ અને આપની સેવા કરીશ. આપની સેવામા જીવન ગાળીશ."

ખાંસાહેબની આંખમાં પણ જળઝળિયા આવ્યાં તેઓનો કંઠ ભરાઈ આવ્યો, તેઓ ઉઠી ઉભા થયા અને બોલ્યા:—"બેટા! જો, મારા વૃદ્ધનું કહ્યું માન. એમ ગાંડાવેડા ન કરીએ. તારે માટે જે વ્યવસ્થા કરવા ધારી છે તે, તારી ખાલાજાનને ને પ્યારને કહી છે, તે તને કહેશે. જા, સુખી થા, બેટા! ઈશ્વર તારું કલ્યાણ કરે."

સુરત, માથુ પિતાના પગ આગળ રાખી પુનઃ રડી. ખાંસાહેબનું હૈયું પીગળી ગયું. જેમ વેગવતી નદીના પ્રબળ પ્રવાહ સામે વાળુનો બંધ તૂટી જાય, તેમ કન્યાના અપરિમેય સ્નેહસ્રોત આગળ ખાંસાહેબનો સંકલ્પ ભાંગી ગયો. દીકરીને માથે હાથ મૂકી, આશીર્વાદ દઈ, ખાંસાહેબ ત્યાંથી ચાલી ગયા. આંસુવાળી સુરતને, ખોળામા લઈ, સરિફન બેગમ સમજાવવા લાગી.

તે રાત્રે સુરતે પોતાના શયનખંડમાં સૂતાં પહેલાં પ્યારને બોલાવી. સરિફન બેગમે સુરતને સમજાવવાને ઘણો પ્રયત્ન કર્યો હતો; પ્યારે પણ પોતાની બનતી કોશિશ પૂરી કરી હતી, છતાં સુરતનો જીવ ઉદાસ હતો. તે પવિત્ર ભૂમિમાં જવાને માટે તેનો જીવ તલસતો હતો. પિતાનાં ચરણની સેવામાં અને તે પરમ પિતા—ઈશ્વરના ચરણમા આત્મોત્સર્ગ કરી જીવન ગાળવા તેનો જે વિચાર હતો, તે નરમ પડ્યો ન હતો. પિતાના આગ્રહથી તેનો જીવ જરા દુઃખી થતો હતો. સૈયદના નામથી, મૈમૂન બેગમના વિચારથી જ તેનું હૈયું કંપતું હતું.

પ્યાર આવી સુરતની પાસે બેઠી. પ્યારે સુરતના હાથ પકડ્યા; જોયું તો તેનું મોં વિલાયલું હતું; તેનાં અશાંત ચક્ષુ મ્લાન દીસતાં હતાં અને આંસુથી ભરેલ જણાતાં હતાં. તેના લાલ હોઠ કાંપતા હતા.

પ્યારે પૂછ્યું—"કેમ રડો છો ? તમને સાથે લઈ જતા નથી—

તેથી? તમારા સુખને માટે પૂરતો બંદોબસ્ત કરીને તેઓ જાય છે; તોપણ તમે એમ કરો છો એ શું?"

"શી વ્યવસ્થા? સૈયદના અંતઃપુરમાં પૂરવાની ને?"

"હા, જ્યાં ખૂદ નવ્વાબજાદી જવાને માટે આનાકાની કરતી નથી, ત્યાં તમને જતાં આટલી ભીતિ થાય છે?"

"સંસારમાં સઘળા મનુષ્યોનાં મન કંઈ એક જ પ્રકારનાં હોય છે? સઘળા માણસની રુચિ શું સરખી હોય છે? જો બાબાજાન સાથે લઈ જવા ના પાડશે તો હું ગંગામાં પડી આત્મહત્યા કરીશ."

"હે સુરતબીબી! તમે ગાંડા થયા છો કે શું? આ શું કહો છો? એમ એટલામાં અધીર થઈ ગયાં કે? જાઓ, જાઓ, એવું બોલાય? તેમને ખબર પડે તો તેમની શી હાલત થાય? હજી શું વહી ગયું છે?"

"શું વહી ગયું છે? હવે એ વાત બનવાનો સંભવ જ નથી."

"એમ કેમ? જૂઓ દરિયામાં ડૂબેલાને પણ આશા હોય છે; તો તમારે હજી શું બગડી ગયું છે? કાલે સવારે હું ફરીથી બાબુ સાહેબને મળીશ."

"ભાઈસાહેબને! તેમણે તો ના કહી હતી ને? હવે તેઓ શું કરશે?"

"બાબુસાહેબની વાત તેઓ એકદમ પાછી ઠેલશે નહિ."

પણ તેમણે તો પ્રયત્ન કર્યો હતો, એ તું જ કહેતી હતી ને? "તેમાં શું? ફરીથી એક વાર કહીશ. તમે ભરોસો રાખો ને. આમ શું કરો છો? ઈશ્વર જે કરશે, તે સહુ સારા વાનાં કરશે, સમજ્યાં?"

સુરતે એક દીર્ઘ નિઃશ્વાસ નાંખ્યો:–"હે પ્રભુ!"

પ્યારે કહ્યું.–"કાલે હું કહું એમ કરો ને."

"શું?"

"તમે જ ભાઈ સાહેબને મળોને"

"શા માટે?"

"તમારા મનનો ભાવ સ્પષ્ટપણે તેમને જણાવો. જૂઓ પછી, તેઓ પ્રાણપણે એ કામ પાર ઉતારવા કોશિશ કરશે."

"ના, પ્યાર! મારાં પોતાનાં લગ્નની બાબત મારે મોંએ ભાઈ સાહેબ આગળ નિકળશે નહિ એ વાત હું ભાઈ સાહેબને શી રીતે કહું?"

"એમ કેમ? હું ભાઈ સાહેબને કહીશ, તેના કરતાં તમે કહેશો તો વધારે સારું."

"ના, બા! મારાથી તો એ વાત થાય નહિ"

"વારુ ત્યારે, હું જ બાબુસાહેબને મળીશ; થયું?"

"વારુ, પણ મને લાગતું નથી કે, અબ્બાજાન માને."

"તમે તો ગાંડા છો શા માટે નહિ માને ?"

"વારુ,, કહી જોજે ભાઈ સાહેબને થયું ?"

રાત્રિ અધિક થઈ ન હતી. પ્યાર અનેક વિષયની સુરત સાથે વાતો કરવા લાગી. મોડી રાત સુધી વાતો કરી, સુરતને થંડી પાડી સુરતને શયન કરાવી, પ્યાર ત્યાંથી ચાલી નીકળી, પોતાના ખંડમાં આવી સુઈ ગઈ.

—✲✲✲✲✲✲✲✲✲✲—

## તૃતીય પરિચ્છેદ

## ફૈજીની છેલ્લી ઘડી

પ્રભાત થવાને અતિશય વાર નથી.

સારી રાત લગભગ ફૈજીએ તે શૂન્ય ગૃહમાં કાપી. બહાર ફાટક-પર નવા અસ્ત્રધારી સંત્રીઓ બેઠા છે; અંદરના દરવાજાપર નવા પ્રહરીઓ મૂકવામાં આવ્યા છે; ખંડના દ્વાર સમીપ મુગાબહેરા હબ-સીઓ બેઠા છે; તે ફૈજીએ જોયું છતા જોયું નહિ. દાસી, બાંદી કોઈ નથી; ફૈજીનું તે તરફ લક્ષ નથી પ્રભાત થવાને ઝાઝી વાર નથી, એ પણ ફૈજીના ધ્યાનમા નથી સંધ્યા પછી જે મૂલ્યવાન્ અલંકાર ધારણ કર્યાં હતા, જે વસ્ત્રાભૂષણ સજ્યાં હતાં, તે તેના દેહપર એમનાં એમ છે, એક પણ અલંકાર તેણે કાઢી નાંખ્યો નથી એકા એક નવ્વાબ-બજાદાના આગમન વખતે, તે લોમહર્ષણ ભયંકર સાક્ષાત્ સમયે, નિર્ધાંત દંડ અને દંડાજ્ઞા વખતે, તેના ધારેલા વસ્ત્રાલંકાર વિપર્યસ્ત થયા હતા, તે ફરીથી ફૈજીએ યથાસ્થાને વિન્યસ્ત કર્યાં ન હતા. નવ્વાબજાદાના આઘાતથી તેના ડાબા કાનનું હીરાનું ઝુમખું જ્યાં પડ્યું હતું, ત્યાનું ત્યાં જ હતું. કાનપરથી લાગતાં જે એકાદ લોહીનાં બે ટીપાં તેના ઓઢણા-પર પડ્યાં હતાં, તે સુકાઈ ગયાં છે. ખડમાં દીવા હજી તેમના તેમ બળે છે. સુવાસની ભભક પણ એ જ પ્રમાણે ફોરી રહી છે. ગુલાબદાન, અત્તરદાન, સોનાનો પાનનો ડબ્બો, પીકદાની, એ સર્વ જ્યાં હતાં ત્યાંનાં ત્યા પડેલાં છે. ફૂલના હાર અને માળા તબકમાં એમનાં એમ પડી રહ્યાં છે. નાજુક બેઠકપર હાથ નાંખી, હાથપર માથું નાંખી, પૂતળા માફક ફૈજી બેસી રહી છે. ચક્ષુ નિઃસ્પંદ, આંખની કીકીની સ્વાભાવિક લાલાશ વધારે લાલ જણાય છે. જાણે કૃષ્ણોજ્જ્વલ તારો અધિક ઉજ્જ્વલ જણાતો હોય તેમ લાગે છે.

નિરવે, નતમુખે હેમેન્દ્રે તે ખડમાં પ્રવેશ કીધો. ફૈજીએ બારણા તરફ નજર કરી. હેમેન્દ્રે ગૃહમાં પ્રવેશ કર્યો તે તેણે જોયું ન જોયું કર્યું. હેમેન્દ્ર આગળ વધ્યો, ફૈજી તેના મોં સામું જોઈ રહી; એક ટશે, નિઃસ્પંદ

અવિચલ નેત્રે પૂતળાં પેરે, ભાનભૂલા મનુષ્ય પેરે જોઈ રહી. હેમેન્દ્ર જરા આગળ વધ્યો, ફૈજીની સન્મુખ આવી ઉભો રહ્યો. હવે જાણે ફૈજીને ચેતન આવ્યું; હવે જાણે તે તેને ઓળખી શકી: ફૈજી ઉભી થઈને બોલ્યાચાલ્યા વગર હેમેન્દ્રની તરફ નજર કરી રહી; અંતે ચકિત પામી હોય તેની માફક બોલી:–"કોણ? હેમેન્દ્રલાલ? તમે આવ્યા? આવી પહોંચ્યા? આટલો વિલમ્બ શાથી થયો? પહેલી નોબતનો ટકોરો તો ક્યારનોએ થઈ ગયો છે."

હેમેન્દ્રને શું કહેવું, તેની સમજણ પડી નહિ; તેનું હૃદય પણ ભરાઈ આવ્યું હતું.

ફૈજી બોલી –"શા માટે આટલી વાર લગાડી? તમારી આશામાને આશામાં સારી રાત વીતાડી. મન્નુને કહ્યું હતું કે, પહેલી નોબત વાગતાં આવીશ, ને આમ?"

ફૈજી શું કહેતી હતી, તે હેમેન્દ્રના ધ્યાનમાં આવ્યું નહિ. તે બોલ્યો:–

"મન્નુને કહ્યું હતું? ક્યારે? મન્નુને તો મેં કંઈ કહ્યું ન હતું."

ફૈજી:–"હેમેન્દ્ર! ઉભા કેમ રહ્યા છો? બેસો. શું તમને ગુસ્સો આવ્યો છે? એકાદ ચીજ સાભળશો?"

હેમેન્દ્રે જોયું કે, ફૈજીનું ચિત્ત અવ્યવસ્થિત થઈ ગયું છે. આ ઉન્માદનાં લક્ષણ જોઈ હેમેન્દ્રનું મન ભારે વ્યથા પામ્યું.

ફૈજી ગણગણવા લાગી:–

"તેરે સરકી કસમ,
મંયતો દેતી હું દમ;
મેરા જાનો જીગરકા વિસાલારે...મેરા."

હેમેન્દ્ર હજી જરા આગળ વધ્યો. તેની પાછળ કાળામેશ જેવા વિકાળ બે હબસી હતા; તેમના જાડા વાંકડિયા કેશ, જાડા હોઠ, વિકાળ હાસ્ય, એક હાથમાં તરવાર અને બીજા હાથમાં બેડી હતી. ફૈજીનું ધ્યાન અત્યારસૂધી તેમના તરફ ન હતું; તેમને જોતાં જ ફૈજીનું શરીર થરથર કંપી ઉઠ્યું: તેણે ચીસ પાડી, અને હેમેન્દ્રને પગે પડી આવેગથી બોલી:–

"હો: હેમેન્દ્ર! નવ્વાબજાદાનો હૂકમ પાળવા આવ્યા છો? હું તૈયાર છું; પરંતુ, આ શામાટે? કાઢો. મને એ અડશે!"

હેમેન્દ્રે ફૈજીને બેસવા ઈશારો કર્યો; ફૈજીએ હબસી તરફ આંગળી કરી. તેનું સમસ્ત શરીર થરથર ધ્રુજતું હતું.

તે વખતના બાદશાહ, નવ્વાબ, અને એ ઉપરાંત કેટલાક અમીરઉમરાવને ત્યાં અંત:પુરમાં હબસીવર્ગ પ્રહરીનું કામ કરતા હતા. આ કામ કરનારમાં પણ જૂદા જૂદા વર્ગ હતા. જે અંત:પુરની ચોકી કરતા હતા,

તેઓને ખાજાસરાહ કહેતા. આ સિવાય તેમાં એક બીજો વર્ગ હતો. તેઓ કાફરી જાતના હતા. તેમની વિકટ કાય, કૃષ્ણવેષ, અંકોડિયા વાળ, ઝીણી આંખો, લાલ જાડા હોઠ, મોટાં દાંત, ચીબું નાક, એ આદિ તેમનો આંખો દેખાવ ભયંકર હતો. જન્મથી જ તેઓ બહેરા અને મૂગા હતા. આવા જન્મથી જ મૂગા અને બહેરાની કિંમત સામાન્ય ખોજા કરતાં ઘણી ભારે પડતી. દાસીઓને, બાંદીઓને કે અંતઃપુરની રમણીઓને શારીરિક શિક્ષા આ લોકને હાથે થતી. તેઓ જન્મથી મૂગા અને બહેરા હોવાથી કોઈની સાથે વાત કરી શકતા નહિ. તેમનો દેખાવ પણ એવો ભયંકર રહેતો કે, તેઓ શાંત સ્વભાવમાં હોય ત્યારે પણ જોતા જ બીક લાગે. માલેકના ઇશારાથી જ્યારે તેઓ કોઈ અપરાધિનીને સજા કરવા જતા, ત્યારે તેને જોતાં જ કેટલીકને મૂર્છા આવતી. એવી તેમની રુદ્ર ભયંકર શીકલ હતી.

હેમેન્દ્રે, ખોજાને બહાર જવા ઇશારત કરી કે તેઓ બહાર ગયા. અતિ ભયથી ફૈજીનું ચિત્ત પ્રકૃતિસ્થ થયું હતું. ફૈજી બેઠકપર બેસી ગઈ; હેમેન્દ્ર ઉભો રહ્યો.

ફૈજીએ કહ્યું:–"હેમેન્દ્ર ! બેસો; હજી રાત વહી ગઈ નથી; વ્હાણું વાતાં રાજાજ્ઞા પાલન કરજો, પણ હમણાં તો બેસો."

તેને ક્રૂર સજા ફરમાવવામા આવી છે અને સજાનો સમય પણ પાસે આવી લાગ્યો છે, છતાં ફૈજીની વાતચીતમાં, તેના ચિત્તની ચંચળતા, ભય ને ઉદ્વેગ કંઈ પણ જણાતું નથી. વાત કરવામાં ફૈજીનો સ્વર સ્વભાવતઃ કોમળ અને મધુર હતો, તે અત્યારે જાણે વધારે કોમળ અને મધુર લાગે છે.

હેમેન્દ્રે પૂછ્યું.–"ફૈજી! શું થયું છે?"

"મને જીવતી કબરમા દાટવાની સજા ફરમાવવામાં આવી છે."

"અને તું હજી સૂધી સ્થિર ચિત્તે બેસી રહી છું?"

"રક્ષા નથી; બહુ પાપ કર્યાં છે, તેનું ફળ ભોગવ્યા વગર છૂટકો છે?"

હેમેન્દ્રનો સ્વર પણ મંદ થતો આવતો હતો. તેણે કહ્યું:–"સંસારમાં પાપી કોણ નથી? આપણે સઘળાં જ પાપી છીએ. પરંતુ–પરંતુ, આજ આવી કઠોર સજા શાથી ફરમાવવામાં આવી?"

"તે સાંભળવાથી શું લાભ? સામાન્ય નાચવાવાળી, દિલ્હીના ચોકની વેશ્યાની વાતપર કોણ વિશ્વાસ કરશે?"

"ફૈજી! એમ તારા બોલવાપર મને વિશ્વાસ છે; મને લાગે છે કે, તું નિરપરાધી છે."

આટલીવારે ફૈજીની આંખમાં આંસુ આવ્યાં. તેણે કહ્યું:–"નાચ-

નારીની વાતપર તમને વિશ્વાસ હશે; પરતુ નવ્વાબજાદાએ કહ્યું છે કે, નાચનારી-વેશ્યા તે સદાકાળ વેશ્યા જ—બળી એ વાત. હવે તેનું શું છે? તમે તો આજ્ઞા અમલમાં મૂકવા આવ્યા છો ને? સાંભળી શું કરશો?"

ફૈઝીની આંખમાથી આંસુની રેલ ચાલવા લાગી; ઓઢણાથી આંખો લહોતી તે બોલી:-"હેમેન્દ્ર! તમે મન્નુને શું કહ્યું હતું? તમે આજ રાતે મારે ત્યાં આવશો, એમ કહ્યુ હતું કે નહિ?"

હેમેન્દ્ર આશ્ચર્ય પામ્યો કે 'ફૈઝી આ શુ કહે છે?' પહેલા પણ તેણે એ જ કહ્યું હતું. હેમેન્દ્રે કહ્યું.-"તુ શું પૂછે છે, તે હું સમજતો નથી: મન્નુને મેં આજે જોઈ જ નથી તો વાતચીત શાની?"

ફૈઝીએ હાથવતી કપાળ કૂટયું, અને બોલી.-મેં પાપિણીએ શા માટે એ વાત માની? એવુ ભાગ્ય કયા છે મારું?"

"ફૈઝી! ફૈઝી! તું શાના ભાગ્યની વાત કરે છે?"

"એ વાતથી શો લાભ?"

"કહે તો ખરી."

"સાંભળો, જ્યારથી હું સમજણી થતી આવી છું, ત્યારથી પાપ-કર્મ કર્યા કરું છુ મને કોઈ સારી શિખામણ આપનાર ન હતું. પાપ-માર્ગથી પાછી હઠવા મને કોઈએ પ્રયત્ન કરતા શિખવ્યું નહિ. મેં અનેક પાપ કર્યાં છે. આટલી વયમા દિલ્લી, આગ્રા, લખનૌ વગેરે અનેક સ્થાન ફરી વળી છું, પરતુ મુર્શિદાબાદ આવી હુ આત્મવિસ્મૃત બની ગઈ. શા માટે તમે મને તમારી દાસી તરીકે, બાંદી તરીકે પણ રાખી નહિ? તમારે છોકરાં છે, સ્ત્રી છે. તેમની ચાકરી કરીને, છોકરાને ખોળામાં રાખીને દિવસ ગાળત! તમારે સ્ત્રી છે, તેનું ઉચ્છિષ્ટ ખાઇને અસ્પૃશ્ય દાસીની માફક તમારે આંગણે દિવસ કાઢત! હેમેન્દ્ર! એ સૌભાગ્યની અધિકારી થવાનું પણ મારા નસીબમાં ન હતું."

હેમેન્દ્રનું ચિત્ત આ સાંભળી દગ્ધ થયું, તેની આંખમા પણ પાણી ભરાઈ આવ્યું; તેને વાક્સ્ફૂર્તિ થઈ નહિ

ફૈઝી કહેવા લાગી:-"આજ હવે હુ કંઈ છૂપાવવા માગતી નથી. સાંભળો, જ્યારે મેં તમને પ્રથમ જોયા, ત્યારે તમારું રૂપ જોઈ હું મારું ભાન ભૂલી હતી, ત્યાર પછી તમારા ગુણથી અને ગીતવાદ્યમાં તમારું કૌશલ્ય જોઈ હું મુગ્ધ બની ગઈ; પછી-પછી, સાચું માનજો. હેમેન્દ્ર! હું ખરું કહું છું, મોત પાસે છે, જૂઠું નથી બોલતી—તમારી સાચી નિષ્ઠા, વિશ્વાસ, પ્રભુભક્તિ ને—"

"ફૈઝી! ફૈઝી! તું કોના વખાણ કરે છે? હુ હજાર દોષથી દૂષિત, અનેક પાપથી ભરેલ છું. ફૈઝી! તું એક સ્ત્રી છે, તે આ બધુ શી રીતે જાણી શકીશ?"

"ભ્રમ, હેમેન્દ્ર! એ તમારો ભારે ભ્રમ છે. સ્ત્રીહૃદય, પુરુષના મનને યથાર્થ પારખવા સમર્થ છે. હું આટલા દિવસથી તમને જોતી આવું છું; હું તમને સારી રીતે સમજી શકું છું. રૂપ જોઈ તમને આત્મસાત્ કરવા હું પાગલ થઈ હતી; ગુણ જોઈ તમારી સહચરી થવા વ્યાકુળ થઈ હતી; ત્યાર પછી તમને હું બરાબર ઓળખી શકી. હેમેન્દ્ર! હું એક સામાન્ય નાચનારી છું; પરંતુ, તમે જ કહ્યું છે કે, મારા બોલવાપર તમને વિશ્વાસ છે, તો હું કહુ છું—તમને ઓળખ્યા ત્યારે મારું અભિમાન ટળી ગયું. હું તે ભાવે તમને ચાહવાનું છોડી દઈ, તમારી થઈ તમને ચાહતા શીખી. તમારી દાસી, બાંદી થઈ દિવસ ગાળવાની ઇચ્છા મારા મનમાં થઈ આવી. હું અભાગિણીની તે વાંછા પણ તૃપ્ત થઈ નહિ."

ફૈજી શુદ્ધ, અતિ મૃદુ સ્વરે બોલતી હતી; પરંતુ હેમેન્દ્રની તો દૃષ્ટિશક્તિ જતી રહી હતી તેની આંખોમાંથી આંસુની ધારા શ્રાવણની વર્ષાધારા માફક ટપકતી હતી ને તેના ગાલ અને છાતી સર્વ ભીંજાઈ ગયાં હતાં.

ફૈજી ફરી બોલવા લાગી:–"દુર્બળ સ્ત્રીજાત, દેહ તો અમારી અધીન નથી; પરંતુ, મન મારું, મારા કાબુમાં રહ્યું નહિ; તે તો આપી દીધું છે, પોતાની મેળે જ ચાલ્યું ગયું છે. તે પાછું માગવા કે આણવા મારો વિચાર નથી ને મારી શક્તિ પણ નથી. માત્ર આજ જે બન્યું, તે સાંભળો. તમે જાણો છો કે, આજ રાત્રે નવ્વાબજાદા અહીં આવવાના ન હતા; તેથી સવારના મન્નુને તમારી પાસે મોકલી, એટલી અરજ ગુજારી હતી કે, તમે એક વાર આવી મને મળી જાઓ, મારે અંતર ખોલી એક વાર વાત કરવી છે. મન્નુએ આવી જણાવ્યું જે, તમે આવવા સંમત થયા છો અને પહેલી નૌબત વાગતાં આવી પહોંચશો. પણ—"

હેમેન્દ્ર ભગ્નસ્વરે બોલી ઉઠ્યો:–"મન્નુ જૂઠું બોલી છે; તેને મારી સાથે મળવું પણ થયું નથી."

"તે હું સમજી છું કે, બાંદીએ નિમકહરામી કરી છે; પણ તમે આરજૂ મંજૂર કરી જાણી, મને લાગ્યું કે ઘણા દિવસનો મારા મનનો મનોરથ સિદ્ધ થશે. કુરૂપ, કુત્સિત વેષમાં તમને મળવું મને ઠીક લાગ્યું નહિ. માટે મેં આજે સારા વસ્ત્રાલંકાર કાઢી ધારણ કર્યા હતા,"—બોલતાં, બોલતાં, ફૈજી ઉભી થઈ, અને હાથ ઉચા કરી પહોળા કર્યા. સુગંધથી બળતા દીપમાં તેના રત્નાલંકાર ઝળકી ઉઠ્યા. તેની દેદીપ્યમાન દિવ્ય વપુપરથી અનેક રશ્મિ વેરાવા લાગ્યાં. તે આગળ બોલવા લાગી:–"ક્યારે આવશો, ક્યારે આવશો, એમ કરતાં વિલંબ અસહ્ય થઈ પડ્યો. એક પળ તે પ્રહર સમાન જણાવા લાગી, એવામાં કોઇએ ઘરમા પ્રવેશ કર્યો. સૈયદ મહંમદખાં—"

"કોણ? સૈયદ મહંમદ? નવ્વાબજાદાનો બનેવી?"

"હા, તે બાંદી મહેલનો પાળેલો કૂતરો! કૂતરો આવી પગે પડવા લાગ્યો; એટલામાં ખુદ નવ્વાબજાદા આવી હાજર થયા. સૈયદ આ પાછલા દરવાજાથી નાસી ગયો. નવ્વાબજાદાએ પીઠપર છૂટી તરવાર મારી. તેને તે વાગી કે નહિ, તે ઈશ્વર જાણે. પરંતુ તે ખડકી કૂદી નાઠો. (તરવાર બતાવતી) જૂઓ આ ભાંગેલી તરવાર. હેમેન્દ્ર! હું નિરપરાધી છું, તે નવ્વાબજાદાએ માન્યું નહિ. મને અપમાનસૂચક શબ્દો કહ્યા, દિલ્હીના ચોકની વેશ્યા કહી ગાળ ભાંડી. મને પણ ગુસ્સો આવ્યો. મેં સામા અપમાનસૂચક શબ્દો કહ્યા. નવ્વાબજાદાએ મને પ્રહાર કર્યો ને ત્યારપછી જે શિક્ષા કરી, તે તમે જાણો છો."

કાતરકંઠે હેમેન્દ્રે કહ્યું:–"ફૈજી! તો શું તને બચાવવાને કંઈજ ઉપાય નથી?"

"છી: કોઈ પણ ઉપાય નથી. જેને કાલસર્પ ડંશી ગયો છે, તેનો પ્રતિકાર નથી. તે શી રીતે બચે?"

"એક વાર મને પ્રયત્ન—"

"દીવાના થયા છો? શી રીતે છૂપાવશો? શી રીતે લઈ જશો? બારણે, બહાર, ફાટકપર, બધે પહેરો છે. અસંભવિત કાર્ય માટે શા માટે પ્રયાસ કરવો?"

"શું થયું? એક દહાડો તેં મારા પ્રાણની રક્ષા નથી કરી?"

"કંઈ નહિ, મે શું કર્યું છે? તમારા ગુણે તમારી રક્ષા કરી છે. એ નકામો પ્રયાસ છોડો. મને બચાવવા જતાં તમે પણ સાથે મરશો."

"તો તેમાં શું થયું?"

"શું થયું એમ કેમ? આ સંસારમાં મારે કોઈ નથી, કંઈ નથી. હું મરીશ તો કોઇને કંઈ નુકસાન થવાનું નથી. હું મરીશ તો કોઈ રડનાર પણ નથી, તમે શા માટે મરો? મારે માટે? હું તમારી કોણ છું? તમારે સ્ત્રી છે, પુત્ર છે, ઘરસંસાર છે. તમારો પ્રાણ તમારો પોતાનો એકલાનો નથી. વળી સાંભળો, મેં મરવાનો નિશ્ચય જ કર્યો છે."

ફૈજી પલંગ તરફ ગઈ; શય્યા નીચે કંઈ છૂપાવેલી જણસ બહાર કાઢી લાવી. તે પાસે આવતાં હેમેન્દ્રે જોયું કે, એક નાની કટારી તેના હાથમાં હતી. તેના કોષપર સોનાનું ચારુ કામ અને મોતી જડેલાં હતાં. હેમેન્દ્રે બરાબર જોયું તો દમાસ્કસની વક્રાકાર, તીક્ષ્ણ ધારવાળી છૂરી હતી. તેમાં ઝીણા હીરા જડ્યા હતા.

ફૈજીએ કોષયુક્ત છૂરિકા જમણા હાથમાં લઈ હેમેન્દ્રને બતાવી બોલી;–"જૂઓ, આ મારી સોબતણને. તે સદા મારી સાથે ને સાથે

રહે છે. નવ્વાબજાદા ચાલી ગયા પછી એને મેં બહાર કાઢી હતી. છાતીમાં મારી મરવા નિશ્ચય કર્યો હતો; પરંતુ મેં તેમ કર્યું નહિ. કોણ જાણે મારા મનમાં એમ આવ્યું કે, મરતા પહેલાં એક વાર તમારી સાથે મુલાકાત થશે. આટલી ઠીકઠાક કરી, આટલી સજાવટ કરી, વસ્ત્રાભૂષણ ધારણ કરી, તમારી પ્રતીક્ષા કરતી હતી, એટલે મનમાં એમ થઈ આવ્યું કે, જરૂર આપ આવી મળશો. મારી તે આકાંક્ષા પૂર્ણ થઈ છે; તમને જોયા, મળી; જે અપરાધને માટે મને સજા ફરમાવી છે, તેથી હું નિર્દોષ છું, એ પણ તમને જણાવ્યું; હવે જીવીને શું કામ છે?"

ફૈજીના આંખમાં ઓર પ્રકારનુ તેજ ચમકવા લાગ્યું. દૃઢ મુષ્ટિમાં તે છૂરી લઈ, વાત પૂરી થતાં ન થતાં ફૈજીએ પોતાની છાતી તરફ તાકી હાથ ઉંચો કર્યો. તે જ પળે હેમેન્દ્રે છૂરી સાથે તેનો હાથ પકડી લીધો. ફૈજીના હાથમાંથી છૂરી ઝુંટવી લઈ, મ્યાનમા નાખી, હેમેન્દ્રે પોતાના વસ્ત્રમાં મૂકી.

પોતાના મનનો મનોરથ નિષ્ફળ થયો જોઈ ફૈજી બેસી જઈ, હેમેન્દ્રની સામું જોઈ રહી; તેનું સર્વ શરીર નિશ્ચેષ્ટ થઈ ગયું, ચક્ષુમાંનું ઉજ્જવલ તેજ જતું રહ્યું.

હેમેન્દ્રે કહ્યું:-"આત્મહત્યા! મહાપાપ! મહાપાપ! ફૈજી શા માટે પાપસમુદ્રમાં પડે છે? આત્મહત્યા કરીશ?"

ફૈજી હેમેન્દ્રના મોં સામું જોઇ રહી હતી, તે માત્ર એક જ અક્ષર બોલી:-"ના, પણ ત્યારે શું મને જીવતી કબ્રવાસ કરાવશો?"

હેમેન્દ્રે કહ્યુ:-"ફૈજી! હું જાઉ છું."

ફૈજીએ કંઈ પણ ઉત્તર આપ્યો નહિ. માત્ર હેમેન્દ્રની તરફ જોઈ રહી.

હેમેન્દ્રે ફરી કહ્યું:-ફૈજી! હું જાઉ છું. નવ્વાબજાદાની આજ્ઞા પાળી શકીશ નહિ."

હેમેન્દ્ર બારણા તરફ ચાલ્યો.

ફૈજી એકાએક ઉભી થઈ બોલી:-"ક્યાં જાઓ છો?"

"જાઉ છું. બસ્સ."

"જાઓ છો! નવ્વાબજાદાનો હૂકમ—"

"મારાથી તામિલ નહિ થાય. મારાથી–"

એટલામાં પ્રભાતની નોબત વાગી ઉઠી. હિરાઝીલના ઉચ્ચ પ્રમોદ આવાસપરથી સુલલિત સ્વર લહરી ધીમે ધીમે તે ખંડમાં પ્રવેશ કરતી સંભળાઈ. હેમેન્દ્રનું શરીર કાંપી ઉઠ્યું. ફૈજી થરથરી ગઈ.

હેમેન્દ્રે કહ્યું:-"ફૈજી! ફૈજી! હવે સમય નથી. હું–"

ફૈજી:–"ચાલો હું તૈયાર છું."

"ફૈજી! નવ્વાબજાદાનો હૂકમ મારાથી તામિલ—"

"તમે નહિ કરી શકો! નવ્વાબજાદાએ મોટી મહેરબાની કરી તમને મોકલી આપ્યા છે. તમે આજ્ઞા નહિ પાળો, તો બીજો કોઈ માણસ આવશે; જલ્લાદ મને જકડી લઈ જશે. હેમેન્દ્ર! કોઈ પણ પ્રકારે હું બચવાની નથી, તો પછી શા માટે આ ભયંકર ખોજાના, વિકાળ હબસીના, હાથમાં મને સોંપો છો. મેં તમારો પ્રાણ બચાવ્યો અને ચંડાળના હાથમાં મને સોંપી તમે જતા રહેશો?"

બહાર ફાટક આગળ સંકેત તુર્યધ્વનિ થયો. હેમેન્દ્રનું સર્વ શરીર અવશ આકુળ થઈ પડ્યું. રાજ આજ્ઞાનુસાર આવશ્યક પ્રસંગને અંગે, રાજમિસ્ત્રી, સંત્રી વગેરે બહાર તૈયાર હતા; રાહ જોતા હતા. 'હવે બચવાનું છે નહિ, હવે રક્ષા નથી' એ તુર્યધ્વનિ સાંભળી ફૈજી પણ સમજી ગઈ. પગથી માથા સૂધી તેનું શરીર કમ્પવા લાગ્યું. હેમેન્દ્ર ફૈજી તરફ જોઈ રહ્યો; ફૈજી પણ હેમેન્દ્રની તર જોઈ રહી. આ વખતે તે પલકશૂન્ય, સંજ્ઞાશૂન્ય, સ્થિર દૃષ્ટિ અધિકતર ઉજ્જ્વલ થઈ ઉઠી! હેમેન્દ્ર દ્વાર તરફ ગયો; ફૈજી પણ પાછળ ચાલી; કળના પૂતળાની માફક ચાલી. ચાલતાં ચાલતાં ગુંજવા લાગી:–

"માઈ મૈંને ગોવિંદ લીના મોલ–
કોઈ કહે સસ્તા, કોઈ કહે મહેંગા.
કોઈ કહે અનમોલ–"માઈ.

હેમેન્દ્ર ખંડની બહાર આવ્યો, ફૈજી પણ પાછળ પાછળ આવી. ત્યાં દીવાનો પ્રકાશ નહતો. અરુણોદયનો પ્રકાશ પણ પૂરેપૂરો થયો ન હતો. એકાએક ફૈજીએ ચીસ પાડી. અગાસીમાં બિભત્સ પ્રેતાકાર ખોજાઓનું ટોળું, હેમેન્દ્ર અને ફૈજીની આસપાસ વિટળાઈ ગયુ, વિકટ, હાસ્યધ્વનિ કરતું, ફૈજીની પાસે આવવા લાગ્યું. હેમેન્દ્રે ઇશારતથી તેમને દૂર રહેવા આજ્ઞા કરી.

ફરીથી તે તુર્યધ્વનિ થયો. 'હવે રક્ષા નથી! રક્ષા નથી!' હેમેન્દ્ર, ફૈજી, અને હબસીઓ ધીમે ધીમે સીડીપરથી નીચે ઉતર્યાં

ફરીથી તેજ તુર્યધ્વનિ થયો આખરી સૂચના થઈ. સર્પદંશનું વિષ સમસ્ત વ્યાપી ગયું. 'હવે રક્ષા નથી!'

મર્મભેદી અપમાનથી ક્રોધાંધ નવ્વાબજાદાએ રાત્રે ને રાત્રે આ સજાની સર્વ તૈયારી કરી, તેનુ અધ્યક્ષ કાર્ય હેમેન્દ્રને સોંપ્યું. નવ્વાબજાદાની કૃપાને પાત્ર થયા પછી ફૈજીનું મોં, હેમેન્દ્ર સિવાય કોઇને દૃષ્ટિગોચર થયું નહતું. આ ભયાવહ છેલ્લી ઘડીએ પણ કોઈ તેનું મો જુએ નહિ,

એવી નવ્વાબજાદાની ઇચ્છા હતી; તેથી હેમેન્દ્રને આ કાર્ય તેણે સોપ્યું હતું; માટે જ એ ભયંકર સજા કરી હતી.

અરુણોદય થતા થતા અલોક સામાન્ય રૂપવતી ફ્રૈજી ઉન્નિસાની જીવતા સમાધિ થઈ. ઇંટોની એક મજબૂત નાની કોટડી હતી; મણિ-મુક્તાભૂષિત ફ્રૈજીએ તેમાં પ્રવેશ કર્યો. તે ભયાવહ પળે પણ

"માઈ મૈને ગોવિંદ લીનો મોલ."

દૂર ઉભેલા પ્રહરીઓ પણ રમણીકંઠના મૃદુગીત ધ્વનિથી કંપી ઉઠ્યા. એ ઓરડીમાં બારીબારણું કંઈ હતું નથી, માત્ર પ્રવેશ કરવાની જગા હતી. થોડા વખતમા રાજમિસ્ત્રીઓએ ઇંટ અને ચુનાથી તે દ્વાર પૂરી નાંખ્યું. આ બધ સ્થળે ચારે તરફ સંત્રીઓનો પહેરો મૂકી દેવામાં આવ્યો.

* * * * *

સમયના જવા સાથે એ ઓરડીનું દ્વાર ઉઘાડવામાં આવ્યું હતું. જેઓએ કુતૂહલતાને લીધે એની અંદર પ્રવેશ કર્યો હતો, તેમની નજરે એક ભીષણ, લોમહર્ષણ, બિભત્સ દશ્ય નજરે પડ્યો હતો. જે જોતાં જ તેમનાં રુવાટા ઉભા થઈ આવ્યાં હતાં. ક્યા તે કમનીય અલોકસામાન્ય દેહલતા !—તે સુલલિત બાહુ, તે મુલાયમ હસડોક સમાન નાજુક ગરદન, તે હરિણનેત્ર સદશ વિલોલ નયન ! તેમાંનું કંઈ ન હતું. તે પકવબિમ્બ સમાન અધર, કર્ણિકાના કુસુમ સમાન નાજૂક કર્ણ, તે સુગઠિત નાસા, ઉન્નત વક્ષ, વિપુલ નિતંબમાંનું કંઈ જ રહ્યું નહતું. ઘોર, ભીતિઉદ્દીપક, કૃમિકીટના ભક્ષણમાંથી અવશિષ્ટ માત્ર હાડપિંજર હતું. તે હાથના અસ્થિ આગળ નિલમનુ વલય હતું, મુકતાનું કડું હતું. તે પિંજરના વક્ષઃસ્થળે સુવર્ણનો હીરા, પન્ના, માણિક્યનો જડાઉ હાર હતો; વ્યસ્ત મોતીની માળા હતી. ખોપરીના ઉપરના ભાગમાં દામિની હતી. આંખ, ચક્ષુ, કર્ણ વિહિત અસ્થિ પિંજરના પગમાં નાના અલંકાર હતા. ચારે તરફ છૂટા નાના વિવિધ અલંકાર હતા. ક્યા તે અપૂર્વ લાવણ્ય ને ક્યા આ ભયાવહ હાડપિંજર !!

---

## ચતુર્થ પરિચ્છેદ

### પ્યારની મસ્તી

ખાંસાહેબના મકાનમાં અંદરના ભાગથી બહાર આવતાં એક નાની સીતની ઓરડી હતી. બાજૂમાં દેવડી હતી. અહી તેમનો જૂનો નોકર શેખ સાદક ચોકી કરતો હતો. અંદર જવાને બે માર્ગ હતા, એક તો સદર રસ્તો અને બીજી નાની વાટ હતી. આ વાટમાંથી

અંદરની બાંદીઓ ને સ્ત્રીવર્ગ જતો આવતો હતો. આ ઓરડીમાં ખાં-સાહેબના નોકર સાદકનો વાસ હતો; ઓરડી છેક નાની ન હતી, તેમાં નાના ત્રણેક ખંડ હતા.

આગલા પ્રકરણમાં વર્ણવેલી બીનાને બીજે દિવસે નવ, દશ વાગે સુરતઉન્નિસાની બાંદી પ્યાર, સાદકની ઓરડી આગળ આવી. અહીં તેને જાલિમ મળ્યો. જાલિમની વય દશેક વર્ષની હશે. ચાકરને પણ ચાકર, ઉમરાવી ઠાઠ! જાલિમ એ સાદકનો સહાયકારી નોકર હતો; એને રમણીમહેલમાં પણ જવાની છૂટ હતી. દાસી બાંદીઓનું કામ તે કરતો અગર બહાર આવી બીજાને તે કામની આજ્ઞા આપતો. બાંદીઓમાં આ નાનો છોકરો માનીતો હતો અને પ્યારની તેના તરફ મમતા હતી.

પ્યારે પૂછ્યું:–"જાલિમ! તારો શેઠ શું કરે છે?"

જાલિમ–"શેખ સાહેબ તો બિછાનામાં પડ્યા પડ્યા ઉંઘે છે."

પ્યાર:–"જા, એક હાંક મારતો;–ના, નહિ તો રહેવા દે. તું મારી સાથે આવ."

પ્યાર અંદર ગઈ. ખાંસાહેબનો પ્રિય નોકર ખાટલા પર પડ્યો પડ્યો સવારની ગુલાબી ઉંઘ લેતો હતો; તે બારણાના ખખડાટથી જાગે શું કરવા? જાલિમે તેને હાંક મારી જગાડવા ઇચ્છયું; પણ પ્યારે તેને તેમ કરતાં અટકાવ્યો. પાસે પાણીનો ઘડો ભરેલો હતો. પ્યારે તેમાંથી એક જામમાં પાણી લઈ સાદકના મોંપર છાંટયું. ઉદકસ્પર્શથી સાદક આંખો ચોળતો સફાળો બેઠો થયો, એકદમ ખાટલાપરથી ઉઠયો અને પ્યારને જોઈ બોલી ઉઠયો:

"અહો! પ્યારબીબી! આજ કંઈ તમારાં શુકન! આજે પ્રભાતે શણગારાઈ કરી ક્યાં જાઓ છો?"

પ્યારનું વય કેટલું હતું, તેનું અનુમાન કરવું સહેલ નહતું. તેની ઉમ્મર અઠ્ઠાવીશની ઉપર હતી, પણ જોનારને તેનુ વય વીશબાવીશથી વધારે લાગતું નહિ. તેનો શરીરનો રંગ ઘઉંવર્ણનો, શરીરનો બાંધો બહુ જાડો નહિ તેમ પાતળો પણ નહિ એવો હતો. બાંદીમહલમાં પ્યારની ગણના રૂપાળીમાં થતી હતી, ચહેરો બેશ ગોળ; ચક્ષુ અણિયાળાં, તેમાં પણ સુરમાની સજાવટ, નાક સહેજ ચપટું, માથે વાળનો ભરાવો, જોનારની નજર સહેજ ઠરે એવો મોંનો ઘાટ હતો. જ્યારે તે માથાના વાળ છોડતી ત્યારે છેક ઢીચણ સૂધી પહોંચે એવા તેના લાંબા કાળા વાળ હતા. હાથપગમાં મેંદી; પાનની બીડી ચાવવાથી અધર લાલ જણાતા હતા. અત્યારે તેણે પોપટિયું ઓઢણું ધારણ કર્યું હતું; પગમાં ઝાંઝર, અને નાકમાં વેસર હતી; ગળામાં મણકાના દાણા નાંખ્યા હતા; કાનમાં ફુલ, પગની આંગળીઓમાં માછલી ફુલ હતાં.

સાદકે આ ઠાઠમાઠ જોઈ ફરી પૂછ્યું.—આજ બનીઠની ક્યાં જાત્રાએ નીકળી છું? હેં પ્યાર!"

"જાત્રા શાની ને બાત્રા શાની! હું તો અહીં જ જાત્રાએ આવી છું."

"આ મંદિરે આવે, એવાં મારાં ભાગ્ય ક્યાં છે? બેસવું નથી? ઉભી કેમ રહી છું?"

સાદકે બે હાથવતી પલંગપરનું બિછાનું સાફ કરી બેસવા સૂચવ્યું. પ્યાર ત્યાં બેઠી નહિ. સાદકે, એક નાની ચોકી આણી, ઇજારવતી પુસી, પ્યારને તેપર બેસવા કહ્યું. પ્યાર તે ચોકીપર બેઠી.

સાદકે કહ્યું:—"પાનબાન ખાશો કે, પ્યાર બીબી?" અરે જાલિમ! જાને ખાનસામાને ઘેરથી પાન આણતો."

પ્યારે જાલિમને બહાર જવા મના કરી, પોતાના વસ્ત્રમાંથી એક રુમાલ કાઢ્યો; તેને છેડે પાનની બીડીઓ બાંધી હતી, તેમાંથી બે બહાર કાઢી, એક પોતાના મોંમાં મૂકી, બીજી સાદકને બતાવતી બોલી:—"શેખસાહેબ! આ લેશો કે?"

"એવાં ક્યાં મારાં પુણ્ય છે કે, મને એ મળે?"

"આજ ઉંઘમાંથી ઉઠતાં મારુ મોં જોયું છે તો એટલી પાનની બીડી નહિ મળે, એમ બને ખરું કે?"

સાદકનું મોં હર્ષોત્ફુલ્લ થયું. પ્યાર:—"આ લ્યો."

સાદકે હાથ લાંબો કર્યો. પ્યારે પાનની બીડી ખાટલાપર ફેંકી અને બોલી:—"લ્યો, તમને કની, શેખ! તમારા ભાગ્યપર બહુ ઓછો વિશ્વાસ છે નહિ વારુ? મારી સમક્ષ તમે પાનની બીડી નહિ ખાઓને, શેખજી!"

સાદકે માથુ નમાવી, પાનની બીડીને સલામ કરી, પછી હાથમાં લઈ મોંમા મૂકી. કસ્તૂરી બરાસ મિશ્રિત પાનની બીડી પછી તે આનંદથી ચાવવા લાગ્યો.

પ્યાર:—"તમે મારા મોંની વાત રાખી નહિને?"

સાદક:—"તારા મોંની એક વાત સાંભળવાને માટે કેટલા વખતથી અરજી પેશ કરી છે; તેનો નિકાલ ક્યાં છે હજૂ?"

પ્યાર ગાનની રસિયણ હતી, વાતવાંતમાં તેના મોંમાંથી ગાનનો મિસરો કે એકાદ બોલ ટપકી પડતો. પ્યાર ગણગણવા લાગી:—

"આંખો દિખાકે તુમને મેરે દીલમેં રાહકી,
સીને કે પાર હો ગઈ બરછી નિગાહકી."

સાદક:—"અરજી તો ઘોટાળામાં પડી લાગે છે!"

પ્યાર:—"તમારું કયું કામ ઘોટાળામાં પડ્યું હોતું નથી? ઢાલ તરવાર હાથમાં રાખી કયું કામ તમે પાર પાડો છો?"

**સાદક**:–"તારી આંખોની કટારીથી તું પાંચ હથિયારબંધ માણસોને પાછા હઠાવે."

દિવાલપર ઢાલ, તરવાર, બરછી, ભાલો વગેરે હતાં. જાલિમ ભાંત આગળ જઈ આ સર્વ આતુરતાથી જોતો હતો. તે મનમાં વિચાર કરતો હતો કે, ક્યારે મોટો થાઉ અને આ સર્વ મને વાપરવા મળે. પ્યારના ગાનના શબ્દથી તે ચોંકી પાછો ફર્યો.

**પ્યારે** પૂછ્યું:–"જાલિમ! તું તરવાર ભાંગતા શીખ્યો છું કે?"

**જાલિમ**:–"નહિ, હું તો લાઠી ફેરવી જાણું છું."

**સાદક**.–"પણ મારી વાતનું—"

**પ્યાર**:–"જાલિમ! તું તો હવે બડો જવાન થવા આવ્યો તે હવે તરવાર ખેલતાં શીખ."

**સાદક**:–"મને શું કહો છો?"

**પ્યાર**:–"તમારે મારી સાથે આવવાનું છે."

**સાદક**.–"ક્યાં?"

**પ્યાર**:–"બાબુસાહેબને ત્યાં."

**સાદક**:–"હજી બાબુસાહેબ ઉઠ્યા હશે ખરા?

**પ્યાર**:–"હા; ઉઠ્યા છે, એમ સાભળ્યું છે."

**સાદક**:–"તો ચાલ, પણ મેં કહ્યું તેનું?"

**પ્યાર**.–(અતિ ધીમે)

"પિયા બોલાવે, કયસેં જાઉ,
નનંદિયા, બેરન જાગેરે"

**પ્યાર**—તેનું કહેવું વાતોમાં ઉડાવતી હતી, એ **સાદક** સારી રીતે જાણતો હતો. તે એક નિશ્વાસ નાંખી બોલ્યો:–"આમ વાતવાતમાં ક્યાં સૂધી ઉડાવવાની?"

**પ્યાર**:–"જો ઘણું, જરૂરી કામ છે જો. ચાલો, ચાલો જલદી. રસ્તામાં કોઈ સિપાઇસપરુ મને પકડી જશે તો?"

**સાદક**:–"હા, ખરી વાત, ચાલ."

**સાદક** લાકડી લઇને આગળ થયો. **પ્યાર** અને **જાલિમ** પાછળ પાછળ ચાલવા લાગ્યાં. શો લાંબો રસ્તો કે ચોર, સિપાઈ પકડી જાય! અડોઅડ ઘર—આટલું છતાં કોઈ દહાડો **પ્યાર** એકલી **હેમેન્દ્ર**ને ત્યાં જતી નહિ; **સાદક** કે **જાલિમ** સાથે હોય જ. ઘરની બહાર તો **પ્યાર** ભાગ્યે જ કોઈ દહાડો નિકળતી. વળી **હેમેન્દ્ર**ને ત્યાં જવા માટે દરવાજાની બહાર જવાની પણ જરૂર પડતી નહિ; કારણ કે સદર રસ્તા સિવાય **હેમેન્દ્ર**ના ઘરમાં જવાને એક બીજો માર્ગ હતો. **હેમેન્દ્ર**ના ઘરની

ાાડી ખાંસાહેબના મકાનની અડોઅડ હતી અને બીજે વાડી વચ્ચે એક નાનો ઝાંપો હતો. માળીને કહેતાંજ તે ઉઘાડી આપતો હતો. પ્યાર હમેશ આ માર્ગે જ જતી. માળીને હાક મારતાં તેણે ઝાંપો ઉઘાડી આપ્યો. ત્રણે જણ હેમેન્દ્રના મકાનની પાસે આવી લાગ્યાં. રામમોહન નીચે જ હતો. શબ્દ સાંભળતાં તે બહાર આવ્યો અને બોલ્યો:-

"અહો! સેખજી! તમે આવ્યા છો! સલામ! આ શું? પ્યાર બીબી! તમે પણ સાથે છો કે? સલામ! સલામ!

પ્યાર હસીને બોલી:-"સિંહજી! જાલિમને સલામ ન કરી વારુ?"

આ બોલવું સાંભળી સાદક અને રામમોહન પણ હસી પડ્યા.

સાદક:-"બાબુસાહેબ ક્યારના ઉઠ્યા છે?"

રામુ:-"આ થઇસ્તો થોડી વાર."

સાદક:-"આ સુરત બીબીની બાંદી બાબુસાહેબને મળવા આવી છે. હમણાં બાબુસાહેબ મળશે કે?"

રામુ:-"પ્યાર બીબી આવે તો તેમને માટે કંઈ હુકમ બુકમ નથી. બાબુ સાહેબનો હૂકમ છે કે, જ્યારે તે મળવા માગે ત્યારે ઉપર લઈ આવવાં." પ્યાર તરફ જોઈ તે બોલ્યો:-"ચાલો બીબી!"

રામુ, પ્યારને અને જાલિમને અંદર સીડી સૂધી મૂકી આવ્યો અને નીચે આવી સાદક જોડે વાતો કરવા લાગ્યો.

હેમેન્દ્ર હીરાજીલથી ઘણો મોડો પાછો ફર્યો હતો; આવીને કંઇ ખાધું કર્યું ન હતું; આવીને કોઇની સાથે વાતચીત પણ કરી ન હતી; વિચારમાં પડ્યો રહ્યો હતો; સેજસાજ ઉંઘ આવી ન આવી. સવારમાં પ્યારે ખબર કઢાવી ત્યારે હેમેન્દ્ર આવીને પલંગપર પડ્યો હતો.

પ્યારને આવતી જોઈ હેમેન્દ્ર ઉઠ્યો અને નાની બેઠક હતી, તેનાપર બેસવા કહ્યું. પ્યાર માથું નમાવી હેમેન્દ્રને સલામ કરી ઉભી રહી. હેમેન્દ્ર નીચે ગાદીપર બેઠો. હેમેન્દ્રનું મોં વિલાયલું હતું; તેનુ મન જાણે ઉદાસ હોય એમ જણાતું હતું. આ જોઈ પ્યારે ઉભા ઉભા પૂછ્યુ:-"બાબુ સાહેબ! આપને કંઈ આજ અસુખ છે? આપની તબિયત ઠીક નથી?"

"ના, ના, કંઈ નથી, ઠીક છે.

"તો આપનો ચહેરો એમ કેમ લાગે છે?"

"કાલ આખી રાતનું જાગરણ છે. મોડો આવ્યો અને ઉંઘ આવી નહિ તેથી એમ લાગે છે. પ્યાર! બેસોને.'

પ્યાર બેઠકપર બેઠી, જાલિમ પણ તેની પાસે નીચે બેઠો. પ્યાર મનમાં વિચાર કરવા લાગી કે, શી રીતે વાત છેડવી; આખરે બોલી:- "બાબુ સાહેબ, એક આફતમાં પડ્યાં છીએ."

"આફત! શું થયું છે?"

"સુરતબીબી—"

હેમેન્દ્ર ચોંકયો અને પૂછ્યું:–"શું, સુરતબેનને કંઈ થયું છે?"

"ના, ના, એવું બહુ ગભરાવાનું કારણ નથી; આપ શાંત થાઓ. આપ તો જાણો છો કે, સૈયદ મહંમદખાં સાથે સુરતબીબીનાં લગ્ન કરવા, એ નક્કી થઈ ગયું છે."

"હા, એ તો હું જાણું છું."

"સુરતબીબીને આ વાત ગમતી નથી. તેમને તો તેમના અબ્બાજાન સાથે મક્કે જવા વિચાર છે."

"હા, તે પણ મને માલમ છે. પણ હજુ સુરતબહેનને જવાને માટે વાર છે. ખાંસાહેબની પણ એવી ઇચ્છા છે કે, તેમણે લગ્ન કરવું, ઘરસંસાર માંડવો, અને વખત આવે ત્યારે મક્કે શરિફ જવું. એ ખોટુ નથી, પ્યાર! જો બેન લગ્ન કરે તો મને પણ ઘણો સંતોષ થાય; મને સુરતબેન, સગી બેન કરતાં વધારે વ્હાલી છે, અને જો તે તેમ કરે તો ઘણું સારું."

"એમ કરે તો તો વૃદ્ધ બેગમ સાહેબથી માંડી બાંદીઓ, દાસીઓ બધાં ખૂશી થાય. વળી સઘળાં ઇચ્છે છે પણ એવું; પણ વાત એ છે કે, સુરતબીબીનું એમાં મન નથી."

"પ્યાર! તું તો બુદ્ધિવાળી છે અને એમનું એટલું મન ફેરવી શકતી નથી?"

"બાબુસાહેબઃ—મેં ઘણી કોશીશ કરી પણ સઘળી ફોકટ. બીબી સાહેબનું મન એકનું બે થતું જ નથી. કાલ રાતે જ ખાંસાહેબે હવે મક્કા શરિફ જવાનું નક્કી કર્યું છે. વળી સૈયદ અહમદ સાથે લગ્ન કરી તેઓ જશે, એ પણ બીબીસાહબાને તેમણે જણાવી દીધુ છે."

"તેથી સુરતબેનનો વિચાર બદલાયો કે નહિ?"

"પિતાનો આવો સંકલ્પ સાંભળી બીબીસાહેબે આખી રાત રોયાં કીધું છે; આખી રાત સૂતા નથી. બાબુસાહેબ! જો કોઈ પણ પ્રકારે આ લગ્ન નહિ અટકાવવામાં આવે તો બીબીસાહેબને બચાવવાં મુશ્કેલ થઈ પડશે. તમારો માત્ર ભરુસો છે, તમે કંઈ પણ કરો."

હેમેન્દ્ર કેટલોક વખત ચૂપ બેસી રહ્યો, પછી બોલ્યો:–"પ્યાર! કાલ રાતે હીરાજીલમા શું બન્યું, તે જાણે છે?"

"સવાર થતાં જ કેટલીક વાત ગામમાં ઉડી છે, થોડી થોડી મારા સાંભળવામાં પણ આવી છે. ફૈજીબીબીને તો જીવતી કબરમાં પૂરવામાં આવી, ખરું કની?"

"હા. તે સિવાય કંઈ સાંભળ્યું છે?"

"બીજું સાંભળ્યું છે પણ ખરું, પણ માનવામાં નથી આવતું."

"ફ્રૈજીને શો અપરાધ હતો?"

"ફ્રૈજીબીબીના પાપની કહાણી અને–અને–"પ્યાર ગલ્લાંતલ્લાં કરવા લાગી.

હેમેન્દ્રે કહ્યું:–"ફ્રૈજીને વિના વાંકે પ્રાણદંડની સજા કરવામાં આવીછે."

"વિના વાંકે? તો શું સૈયદસાહેબની અફ્વા ખોટી છે?"

"તેં બધુ સાંભળ્યું લાગે છે; શું સુરતબેનને આ બધી ખબર છે?"

"સૈયદસાહેબની વાત જાણતાં નથી; બાકી ફ્રૈજીની હકીકત મેં તેમને કહી છે."

"પ્યાર! તું ઘણી બુદ્ધિશાળી છે. સાંભળ! ફ્રૈજીબીબીનું જીવન પાપમય હતું, તેમ તેનામાં ગુણ પણ અનેક હતા. અહા! પણ અત્યારે તે વાત કામની નથી. તેણે અનેક પાપાચરણ કર્યાં હશે, પરંતુ જે અપરાધને માટે તેને પ્રાણદંડની શિક્ષા કરવામાં આવી, જે વાંકને માટે તેની જીવતી કબર કરવામા આવી, તે ગુન્હાથી ફ્રૈજી તકસીરવાર ન હતી. વગર વાંકે, વિના અપરાધે તેનો પ્રાણ લેવામાં આવ્યો છે. સૈયદ સાહેબના સંબંધમાં જે તેં સાંભળ્યું છે, તે તદ્દન ખોટું નથી. ફ્રૈજીની નિમકહરામ, એહસાનફરામોશ બાંદી મજુની મદદથી સૈયદ મહંમદખાંએ તેના ખંડમાં પ્રવેશ કીધો. ફ્રૈજીએ તેનું અપમાન કરી, તેને ચાલી જવા કહ્યું. પણ તે તેમ ન કરતાં ફ્રૈજીની આજીજી કરવા લાગ્યો; એટલામાં ખૂદ નવ્વાબજાદાનું ત્યાં આવવું થયું. તેમણે છૂટી તરવાર તેના ઉપર ફેંકી, પણ તે પાછલે દરવાજેથી નાસી છૂટ્યો, અને રાતોરાત રાજમહેલમાંથી પસાર થઈ ગયો."

"હા, તેથી જ આજ સવારે ખાંસાહેબનાં માણસોને સૈયદસાહેબ મળ્યા નહિ."

"રાતોરાત તે શહેર છોડી ચાલી ગયો. નવ્વાબજાદાના ગુસ્સામાંથી તેના પ્રાણની રક્ષા થવી મુશ્કેલ થઈ પડત."

"આવા માણસના હાથમાંથી સુરતબીબીને બચાવવાં જોઇએ."

"હું હમણાં જ ખાંસાહેબ પાસે જાઉં છું; સઘળી હકીકત તેમને જણાવું છું; પછી હું નથી ધારતો કે, આ લગ્નને માટે તેઓ આગ્રહ કરે."

"આપ તેમનો વિચાર ફેરવી શકશો?"

"સઘળી હકીકત સાંભળ્યા પછી અવશ્ય તેઓ આ વાત છોડી દેશે, એમ લાગે છે તો ખરું."

પ્યાર ઉભી થઈ, હેમેન્દ્રને સલામ કરી બોલી:–"વારુ, ત્યારે રજા

લઉ છું. સુરતબીબીને આવી આશાજનક વાત સાંભળી શેર લોહી ચઢ્યા જેવું થશે."

હેમેન્દ્ર પણ ઉઠ્યો અને બોલ્યો:–"વારુ જા"–થોડી વાર વિચાર કરી ફરી બોલ્યો:–"પણ હાં, પ્યાર! એક વાત: જો, તું સુરતબેનની પાસે ને પાસે રહે છે. ઘણા વખતથી તેમના સહવાસમાં છે ને તે તને ઘણું ચહાય છે."

"જી, આ બાંદીપર તેમની મહેરબાની છે."

"સુરતબેનનુ મન તું સારી રીતે સમજી શકે એમ છે. તું જેટલું જાણી શકે, એટલું બીજા કોઇને ખબર પડે નહિ. વારુ, આ સૈયદની વાત પડતી મૂકીએ, તો પણ સુરતબેન લગ્ન કરવાની શા માટે ના કહે છે, તે તું જાણે છે?"

"એ જાણવાને ઘણી માથાફૂટ કરી, પણ–"

"પ્યાર! બેસ."

હેમેન્દ્ર પાછો ગાદીપર બેઠો; પ્યાર પણ માંચીપર બેઠી અને બોલી.– "ઘણાં પ્રયત્ન કર્યા, પણ–"

"તને કંઈ સંદેહ જેવું લાગે છે?–સુરતબીબી હવે નાનાં નથી," સ્થિર દૃષ્ટિએ પ્યારના સામું જોઈ,–"શું તેઓનું મન ખાસ કરીને કોઇની તરફ–" "તે પણ બળ્યું સમજાતું નથી. એનો સંદેહ મને પણ થયો હતો. મેં પણ વાતમાં દાબીને બધું પૂછી જોયું. કોઈ નવ્વાબ, અમીર, ઉમરાવ, હિંદુ, મુસલમાન, કંઈજ નહિ. તે હસવામાં બધી વાત કાઢી નાંખે છે."

"આટલાં ચતુર છે, ડાહ્યાં છે, વિચારશીલ છે, ને આ ચિત્તમાં શું ભરાયું છે?"

"ઘરસંસાર માંડવાની બુદ્ધિ ઇશ્વરે કેમ એમને નથી આપતો, એ સમજાતું નથી."

"તું તો એમની પ્રિય સખી છે. જોજે; કોશીશ કરજે."

"હું તો માત્ર તેમની બાંદી છું."

"તે હું જાણું છું. સુરતબેન તને સગી બેન માફક ચ્હાય છે તો તેમનું મન જાણવા પ્રયત્ન કરજે, અને તેમને જણાવજે કે, તેઓ લગ્ન કરશે તો મને ઘણો આનંદ થશે."

"બીબીસાહેબ, તેમના પિતાને ઘણી જ ભક્તિ અને શ્રદ્ધાની નજરથી જુએ છે. તેમના પછી જો કોઇને તેઓ આદરબુદ્ધિથી, શ્રદ્ધાથી, અને વ્હાલથી જોતાં હોય તો આપ છો. આપને તેઓ ઘણું માને છે. હું તેમને જણાવીશ કે, તેઓ લગ્ન કરશે તો ભાઇસાહેબને ઘણો આનંદ થશે."

હેમેન્દ્ર ઉભો થયો અને નીચે સૂધી આવ્યો. જાલિમ થોડી વાર સૂધી પ્યારની પાસે બેસી રહ્યો હતો, તે બહાર ડપકી મારી ગયો હતો અને બાગમાં ફરતો હતો. પ્યારને આવતી જોઈ તે ઝટપટ દોડી આવ્યો. હેમેન્દ્રે રામુને હાંક મારી, પ્યાર અને જાલિમને ખાંસાહેબના ઘર સૂધી પહોંચાડી આવવા કહ્યું. સલામ કરી પ્યાર વિદાય થઈ.

---

## પંચમ પરિચ્છેદ

### ખુશખબર

બીજે દિવસે હેમેન્દ્રલાલ સવારના ખાંસાહેબને મળ્યો. તેણે જોયું કે, તેઓ કંઈ બહાર જવા માટે તૈયાર થયા હતા. ફૈજીની સજા, સૈયદ સાહેબના પલાયનની વાત, નવ્વાબજાદાનો ગુસ્સો વગેરે બિના ખાંસાહેબને કાને પણ આવી હતી. તેમનુ મન નાના પ્રકારના સંદેહમાં પડી ગયું હતું. સુરતની એવા માણસને ત્યાં શી સ્થિતિ થાય, એ વિચાર તેમના મનમાં ઘોળાયાં કરતો હતો. જ્યારે હેમેન્દ્રલાલને મોંએ સઘળી હકીકત યથાસ્થિત સાંભળી ત્યારે તેમના મનને અતિ ઘણો સંતાપ થયો.

હેમેન્દ્ર બોલ્યો:—"સૈયદસાહેબ સારું માણસ નથી. નવ્વાબજાદાનો ભયકર ગુસ્સો તેનાપર છે. એવા માણસને ત્યાં સુરતબેન સુખી થાય નહિ, એમાં કંઈ શક નથી. હજી આ વાત તેમણે સાંભળી નથી. તેમના જાણવામાં આવે તો તેમને ઘણું જ કષ્ટ થશે."

ખાંસાહેબ કેટલીક ક્ષણ ચૂપચાપ રહ્યા પછી બોલ્યા:—"એ સંકલ્પ તો હવે છોડી દીધો છે; પણ હવે ઉપાય શો કરવો તે સૂજતું નથી. સુરતને કોને સોંપી જવી?"

"એમ શું કહો છો? પ્રયત્ન કરતાં બીજું કોઈ સારું માણસ મળી રહેશે."

"આટલા દિવસ ક્યાં આપણે પ્રયત્ન નથી કર્યા? બધે ઠેકાણે પ્રયત્ન કર્યા; જહાંગીરનગર જોયું, મુર્શિદાબાદ પણ જોયું, આજીમાબાદમાં પણ તપાસ કરી, પૂર્ણિયામાં પણ શોધ કરી, કોઈ ઠેકાણું બાકી રાખ્યું નથી."

"જી, એમાં નિરાશ થવા જેવું શું છે? ફરી પ્રયત્ન કરતાં અવશ્ય કોઈ સુપાત્ર મળી આવશે."

"તે તો ખરું, પણ હવે સમય ક્યાં છે? હવે મારાથી વધારે વાર રહેવાય એમ નથી. દિવસપર દિવસ જાય છે, ને મારું શરીર દહાડેદહાડે ઘસાતું જાય છે. દેશની અવસ્થા પણ સારી નજરે પડતી નથી. નવ્વાબના

મહેલમાં વિચ્છેદનાં ચિહ્ન સ્પષ્ટ જણાય છે. બે દહાડા વધારે વધારે કરતાં ક્યાં સૂધી રાહ જોવી? એવો ખરાબ સમય આવશે કે, કોઇની માનઆબરુ સચવાવાના પણ સાંસા પડશે; ત્યાર પહેલાં જ નિકળી જવા મારો વિચાર છે. પછી કંઈ નિકળાય કરાય નહિ."

"આપ પ્રયત્ન કરતા રહો, હું પણ જોતો રહીશ. જો કે એટલુ તો છે કે, સુરતબહેન જેવો સર્વાંશે ગુણી માણસ જડવો મુશ્કેલ છે."

"હું એ પ્રયત્ન કરતો રહીશ. હેમેન્દ્ર તમે પણ જોતા રહેજો. હું તો હવે ઝટપટ જવા ચહાઉ છું, અને ત્યાર પહેલાં ઈશ્વિર કરે તો, મારી મુરાદ સુરતને ઠેકાણે પાડી જાઉ એવી છે. તે બર લાવવી, તે પાક પરવરદિગારની મરજીની વાત છે."

બીજી કેટલીક વાતચીત પણ ખાંસાહેબસાથે હેમેન્દ્રને થઈ. નવ્વાબ સરકારની ઉઠે કે નહિ તેવી માંદગી, ઘસેટી બેગમની કપટજાળ, સકત જંગની દુરાશા, ફિરંગીની વૃદ્ધિ, દેશમાં ચારે તરફ ફેલાયલો અસંતોષ, વગેરે અનેક બાબતોપર વાતચીત થઈ. આખરે ખાંસાહેબે જણાવ્યું કે, 'આ તુમુલ રાજનૈતિક વિપ્લવ પહેલાં જ મક્કા શરિફ જવા' તેમનો વિચાર છે, અને 'તે પહેલાં સુરતનાં લગ્ન થઈ જાય તેટલા જલદી કરવાં; નાહક વખત ગુમાવવો નહિ.'

હેમેન્દ્રની સાથે વાતચીત કરી ખાંસાહેબ બહાર ચાલી ગયા. હેમેન્દ્ર પોતાના ઘર તરફ ચાલ્યો. જતાં જતાં તેણે સાદકને હાંક મારી બોલાવ્યો, અને કહ્યું:-"સાદક! આજ મને બેગમ સાહેબાને મળી જવા જેટલો વખત નથી; મારે જરૂરના કામસર જલદી જવું છે. પ્યારને બોલાવી કહેજે કે, સુરતબીબીનાં લગ્ન સૈયદ મહંમદ સાથે કરવા ખાંસાહેબનો વિચાર હતો, તે તેમણે હવે છોડી દીધો છે."

એટલું કહી હેમેન્દ્ર ત્યાંથી ચાલી ગયો. શેખ સાદકને અંદરની હકીકત કંઈ ખબર ન હતી. આ વિવાહભંગ થયાની વાત સાંભળી તે દુઃખી થયો; જાલિમને બોલાવી, પ્યારને તેડી લાવવા કહ્યું.

પ્યારે આવીને જોયું તો સાદક મિયાંનો ચહેરો ઉતરેલો હતો. તેણે પૂછ્યું: "શું થયું છે?"

"શું થાય? ખબર સારી નથી. આ સૈયદ મહમદખાં સાથે સુરત બીબીનાં લગ્નની વાત થતી હતી, તે કોણ જાણે શાથી ખાંસાહેબે બંધ રાખી છે."

"બંધ રહી છે? શું બાબુસાહેબ આવ્યા'તા?"

"અત્યાર સૂધી ખાંસાહેબ સાથે વાતો કરતા હતા. શી શી વાતો કરી, તેની મને ખબર નથી. પરંતુ, જતાં જતાં મને તે કહી ગયા

કે, સુરતબીબીના વિવાહની વાત ખાંસાહેબે પડતી મૂકી છે અને અમને તે તને જણાવવાનું કહેતા ગયા."

પ્યારનું મોં આસ્તે આસ્તે સ્મિત પ્રફુલ્લ થતું જતું હતું. તેણે કહ્યું:–

"શેખ સાહેબ! આજ તમારે મોંએ ઘણી ખૂશ ખબર સાંભળી; સુરતબીબી પાસે તમારે માટે બક્ષીસની અરજી રજુ કરીશ."

"ખુશખબર!"

"હા, આ વિવાહ ન થાય, એવી સુરતબીબીની જ ઇચ્છા હતી. શેખજી તમે કની ભોળાભટાક છો. તમને ઘરમાં શું થાય છે, એની કંઈ ખબર પડે છે ખરી? કંઈ જ નહિ. હા, વળી સુરતબીબી હમણાં લગ્ન કરવા માંગતાં નથી."

સાદક થોડીવાર ચૂપ રહી પછી બોલ્યો:–"વિચાર નથી એ શું? આજ કાલની છોકરીઓ અત્યારથી જ ફકીરણ થઈ દુનિયા ત્યજવા ચાહે છે એ શું? જો છોકરીઓ બધી એમ કરશે તો સંસાર ચાલશે શી રીતે?"

"તે દિવસે સુરતબીબી, પેલી છોકરીની વાત કરતાં હતાં કની, તે તો સદાકાળ ફકીરણ થઈ રહી હતી."

"ખરી જબરીઓ! તમે તો અત્યારથી જ શરુઆત કરી અને અમે–"

"તમે હાથે કાંકણ પહેરી, ઝાડુ કાઢો અને ઘરસંસાર માંડો."

"તમો જે કરવા તૈયાર થયાં છો, તેપરથી તો એમ જણાય છે કે, અમારે એ જ કરવું પડશે. વારુ, પણ જો આ ખુશખબર હોય તો તેની બક્ષિસ લાવ."

"સુરતબીબી આગળ અરજી પેશ કરીશ."

"મેં તો ખુશખબર તને કહી છે; માટે, બક્ષિસ પણ તારી પાસેથી લેવી જોઇએ."

"મારી પાસે બક્ષિસ જેવું છે શું? સાંવરણી ને સાંબેલુ."

"પ્યારબીબી! આ સુરમો ક્યાંથી મળ્યો છે વારુ? આજ તો તમારી આંખમાં વિજળીના ચમકારા થાય છે જો."

પ્યાર ખુલ્લા દરવાજા તરફ જોઈ ધીમેથી બોલી:–

"બેસર સોહે ઓર સોહે નયને કજરા."

"એમ ગાનમાં ઉડાવવાનું કરે, એ ચાલવાનું નથી. આજ તો બક્ષિસ આપવી પડશે."

"કહ્યું તો ખરું કે, સુરતબીબીને બક્ષિસ આપવા માટે કહીશ."

"આજ બક્ષિસ તો તારા હાથની જોઇએ છીએ."

"હું ગરીબ લુંડી, માલેકના પૂછ્યા વગર શું આપી શકું?"

"તારા મોંના એક એક બોલની હજાર અસરફી છે."

**પ્યાર**, ગણગણવા લાગી:–

"નિર્મળ મૂરત પિયુકી યું ઘટ રહી સમાય;
જ્યોં મેંદીકે પાતમેં લાલી નજર ન આય."

**સાદક** **પ્યાર**ના પગને અડવા ગયો.

**પ્યાર** પલકારામાં ત્યાંથી ખસી ગઈ તથા બારણા બહાર આવી બોલી.–

"ક્યું, મિયાં! કયસી રહી?"

**સાદક** બિચારો ઝંખવાણો પડી ગયો, તેના મોમાંથી એક અક્ષર પણ નિકળ્યો નહિ; માત્ર **પ્યાર**ની તરફ જોઈ રહ્યો.

**પ્યાર** બોલી:–"**શે**ખસાહેબ! અસ્માનનો ચાંદ એમ રસ્તામાં નથી પડ્યો. જો કે વાંકા વળતાં હાથમાં આવે!

"અસ્માનના ચાંદને એક દહાડો હથેલીમાં રમાડીશ જો."

"એમ કે?"

"હા."

"જોઈશ વારુ; સલામ, **શે**ખજી!"

"એટલું કહી દ્રુત વેગથી **પ્યાર** ત્યાંથી ચાલી ગઈ તેનો વિચાર **સુરત**બીબીને આ ખુશ ખબર જણાવવાનો હતો.



## ષષ્ઠ પરિચ્છેદ

## પવિત્ર હૃદયનો પ્રેમ

**પ્યારે** **સુરત**ને કહ્યું:–"સાંભળ્યું કે, બાબુસાહેબ બાબાજાનને મળી ગયા."

**સુરતે** આતુરતાથી પૂછ્યું:–"હેં! ભાઈસાહેબે શું કહ્યુ? અબ્બાજાન શું બોલ્યા?"

"બાબુસાહેબે તમારે માટે ઘણું કહ્યું."

"શું બાબાજાને તેમનું કહ્યું માન્યું નહિ?"

**સુરત**નો અવાજ ક્ષીણ હતો, પરંતુ **પ્યાર**નો ચહેરો આનંદભર્યો હતો. તેની આંખની કીકીઓ હર્ષથી નાચતી હતી.

આ જોઈ **સુરતે** કહ્યું:–"હં; તું વાત છૂપાવે છે કે? બોલ સાચું, જલ્દી કહે."

**પ્યાર** હસી પડી; **સુરતે** તેના માથાનો અંબોડો પકડ્યો. **સુરત**ની જબરદસ્તી આગળ **પ્યાર**નું કંઈ ચાલ્યું નહિ. **સૈયદ** સાહેબ સાથે **ખાં**સાહેબે લગ્ન કરવાનો વિચાર કર્યો હતો, તે પડતો મૂક્યો છે," એ હકીકત **પ્યારે** કહી સંભળાવી.

એ સાંભળી સુરત ઘણી ખુશ-ખુશ થઈ ગઇ. તેણે જોરથી પ્યારને પકડી પોતાની પાસે બેસાડી અને બોલી:-

"અલિ! ભાઈસાહેબે શી રીતે બાબાજાનનું મન ફેરવી દીધું?"

"એ તો બધો લાંબો કિસ્સો છે. પણ મુદ્દાની વાત એ છે કે, સૈયદસાહેબ ચાલના સારા નથી ને તેમનું નામ આખા ગામમાં ગવાય છે. આવા માણસને ત્યાં સુરતબેન સુખી નહિ થાય; માટે ત્યાં આગળ લગ્નની વાત પડતી મૂકવી, એવું કહી તેમણે બાબાજાનનું મન ફેરવી દીધું."

બાંદીએ બીજી અનેક વાત કરી. સુરતનાં મોંએ આનંદની છટા ધારણ કરી; હર્ષોત્ફુલ્લ નેત્રે તે બોલી:-"હું! ભાઈસાહબે મને કેટલીવાર આફતમાંથી બચાવી છે જો. એમના જેવા માણસની આ દુનિયામાં જોડ નથી. પૈસાથી કે મણિમુકતાથી એમનો બદલો વળાય એમ નથી. એમની ઋણી હું સદાકાળ રહીશ."

પ્યારના મનમાં એક વિચાર આવ્યો. પણ તે વિચારને તેણે મનમાં દબાવી દીધો અને બોલી:-"બદલો! બાબુસાહેબનો બદલો પછી વાળજો; પણ આ ખુશખબર આપી, તેનું ઇનામ મને શુ આપો છો?"

"તને? તું શું માગે છે?"

"હું તો, બાઈ! ગરીબ બાંદી છું; તોપણ એક ચીજ છે—"

"શી ચીજ વારુ, કહે જોઇયે?"

"જણસ તો કંઈ ભારે મૂલ્યની નથી. માત્ર એક અધેલો બસ છે."

સુરતને ખુબ હસવું આવ્યું. તે બોલી:-"હોય, એટલું જ કે? તને શું અધેલો આપીશ? તને રૂની થાળી ભરીને અસરફી આપીશ. તારું શરીર ભરાય એટલા દાગીના આપીશ."

"બીબી! અસરફી અને જવેરાત આપને મુબારક હો. હું તો, બાઈ! ગરીબ માણસ. અધેલામાં સારો સંસાર ચલાવીશ."

"અલિ પ્યાર! એવો કીમતી અધેલો કયાં રસ્તામાં પડ્યો છે?"

"રસ્તામાં નહિ, આપના ઘરમાં છે. આજ કેટલા વખતથી લઉ લઉ કરું છું; પણ હવે તો, બા! તમારે એ આપવો પડશે, સમજ્યાં કે?"

સુરત પલંગપરથી ઉઠી, અને પ્યારને જોરથી એક ચુંટી ભણી કહ્યું:-"સાદકની વાત કરે છે, નહિ વારું? હં? ઢોંગીલી!"

પ્યાર પણ ઉભી થઈ અને હસી બોલી:-"આમ ચુંટી શું લેતાં હશો? માગુ પણ નહિ? આવી ખુશ ખબરીનું ઇનામ તો જોઇએ ને?"

"હા, હા, જોઇએ; ના કોણ કહે છે?"

સુરત હર્ષમાં પ્યારને વળગી પડી અને બોલી:-"ઓ ગાંડી! તારો અંબોડો છૂટી ગયો છે; લાવ ગાંઠ દઈ તારો અંબોડો બાંધું."

"ક્યારથી તમે આ બાંદીગીરી કરવા માંડી છે, હેં સુરતબીબી ?"

સુરતે પ્યારના માથાની લટો એકઠી કરી, હાથવતી વળ આપી, ચાર આંગળી અને અંગુઠાની વચ્ચે અવળો હાથ રાખી ફેરવી ગાંઠ બાંધી; જોરથી વાળનો આમળો ફેરવી અંબોડો બાંધ્યો; પછી તેની પીઠપર એકબે ધીમા મુક્કા પણ માર્યા. પ્યાર છટકી જઈ પલંગપરની ચાદરની કરચલિયો ઝાડી સાફ કરવા લાગી.

સુરતે કહ્યું:—"પ્યાર! અહીં બેસ, હું આ આવી."

એટલું કહી સુરત ઝટપટ સરિફન બેગમ પાસે ગઈ. પ્યાર સાદક સાથે લગ્ન કરવા રાજી છે, એની ખબર તેને કહી સંભળાવી, અને જેમ બને તેમ એનાં લગ્ન જલદી કરાવી આપવા ખાલાજાનને અરજ કરી. ઘરનાં સઘળાં માણસને પ્યાર વ્હાલી હતી.

વૃદ્ધ બેગમ પણ આ ખબરથી રાજી થઈ, પણ બોલી.—"એ બેખરો લગ્ન કરવા તૈયાર થયો છે, તે સાંભળી તું આટલી આનંદથી કુદાકુદ કરી રહી છું. પણ તારા ઠેકાનું—"

સુરત ત્યાંથી પસાર થઈ ગઈ. આણી તરફ પ્યાર શય્યા ઝાડતીઝાડતી મનમાં વિચાર કરવા લાગી કે—"ભાઈસાહેબ જેવું માણસ આ દુનિયામાં મળવુ મુશ્કેલ," "પૈસા કે મણિ મુક્તાથી બદલો વળાય નહિ,"—ત્યારે ભાઈસાહેબપર બીબીનું મન તો નહિ હોય ? અને હોય તો ઉપાય શો ? ના, ના, એમ શું હોય ? પણ પૂછવામાં શું જાય છે ? મન તો તાડી જોઉ ?" પ્યાર આમ વિચાર કરતી હતી, તેવામાં સુરત ત્યાં આવી પહોંચી અને બોલી:—

"પ્યાર! લે હુ આ આવી."

પ્યારે કહ્યું:—"તમને બીજું શુ જોઇએ છે?"

"અલિ! આજ તારુ ઠેકાણું નથી તો ? તું શું કહેતી'તી?"

"કેમ વળી ઠેકાણું નથી?"

"ઠેકાણું નથી તો બીજું શું? આજ આ તનમનાટ શાનો છે?"

"ક્યાં તનમનાટ જોયો?"

"આજ નહિ તો બે દહાડા પછી જોઇશું કની. પણ હાં, સાંભળ. જેટલા દિવસ અમે અહીં છીએ, એટલા દહાડા પહેલાં તું અમને છોડી જાય, એ નહિ ચાલે."

"તમને શા માટે છોડી જાઉં?"

"સાદક જો બીજું ઘર લે, અને ત્યાં રહેવા ઇચ્છે તો?"

"હું તો તમારી બાંદી છું તે તમારી પાસેજ રહેવાની."

"સાદક એ વાત નામંજૂર કરશે તો?"

વહુ, દીકરી, બ્હેન તથા દરેક સ્ત્રી માટે વિલાયતમાં પાસ
થયેલા ડોકટરની સાચી સલાહ.

# પ્રદર વિનાશક

ગર્ભાશયના સર્વ પ્રકારનાં દરદોની અકસીર દવા, હજારો ડોકટરો, મીડવાઇફો, તેમજ સ્ત્રીઓ આ દવાની બાટલી હમેશાં ઘરમાં રાખવા ભલામણ કરે છે અને જ્યારે કોઈ પણ પ્રકારના પ્રદરો (નબળાઈ) અટકાવ–સાફ ન આવવો, લોહીવા, હાથપગની બળતરા, મૂર્છા, છાતીમાં દાહ, કસુવાવડ, છોડ, સુવારોગ, કમ્મરનો દુખાવો, મગજની નબળાઈ, પેડુનો દુખાવો, ગર્ભાશયનો સોજો વિગેરે દરદો માલમ પડે છે ત્યારે તેઓ પ્રદરવિનાશકનો ઉપયોગ કરે છે. માત્ર આઠજ દિવસમાં તેની અસર બતાવે છે. આઠ દિવસની દવાના રૂ ૧–૭–૦ પોસ્ટેજ સાથે બાટલી ૧ ની કિ. રૂ ૨–૮–૦ પોસ્ટેજ ૦–૩–૦.

અમદાવાદના સુપ્રસિદ્ધ ડોકટર હીરાલાલ કે. નાણાવટી એલ. આર. સી. પી. (એડીન) એલ. એમ. (ડબ્લીન) લખે છે કે, તમારી દવા, પ્રદરો તેમજ ગર્ભાશયના દરદો માટે ઉત્તમ છે. આ દવા છુટથી વાપરવા હું ભલામણ કરું છું.

માત્ર ૦–૩–૦ ની પોસ્ટ ટીકીટો બીડી સ્ત્રી રોગ ચિકિત્સાનું પુસ્તક અને ૧૦૦૦ વર્ષનું સુંદર કેલેન્ડર મફત મંગાવો. — પ્રદર વિનાશક ઓફીસ ખંભાત (૧૦૬) (ગુજરાત)

# શિયાળાની રૂતુનો ખાસ ખોરાક

કેમ્બ્રે કેકસ.

ખંભાતના વખણાયલા, ચોખ્ખા દુધના માવાની બનાવટના કેમ્બ્રે કેક્સ સવારમાં ખાધાથી શકિત આવે છે. આ એક પૌષ્ટિક ખોરાક છે. આ ખાધાથી શિયાળામાં બીજા પાક ખાવાની જરૂર રહેતી નથી.

કિ. રતલ ૧ ના ડબ્બાના ૦–૧૨–૦ કિ. રતલ ૨ ના ડબ્બાના ૧–૪–૦

ચોખ્ખી ઘીની સુતરફેણી–(હિંદુસ્તાનમાં વખણાયલી)

તદ્દન ઘીની બનાવટની ચોખ્ખી સુતરફેણી અમો અત્રેથી મોકલી આપીએ છીએ.

કિમ્મત શેર ૧ ના રૂ ૦–૮–૦

તાકીદે લખો—

ધી કેમ્બ્રે કેકસ કંપની–ખંભાત.

# મણિ અને મોહન.

આ એક અમૂલ્ય વાર્તાનું પુસ્તક છે. એના વિષે પુષ્કળ વિદ્વાનોએ ઉમદા અભિપ્રાયો આપેલા છે. ગુજરાતી ભાષામાં પ્રગટ થએલાં વાર્તાનાં પુસ્તકોમાં "મણિ મોહન"ને પહેલા વર્ગમાં મુકવામાં આવે છે. ટુંકામાં એટલું જ કહેવું બસ થશે કે જો ખરો મનનો આનંદ મેળવવો હોય તો આ "મણિ મોહન" વાંચો.

જો ભેદભરેલા સ્ત્રીચરિત્રને જાણવું હોય તો આ "મણિ મોહન" વાંચો. જો સ્ત્રી લપટ ભોળા રાજ્યપતિની માનસિક દુર્દશા જાણવી હોય તો આ "મણિ મોહન" વાંચો. જો દંપતિ સુખનો ખરો ચીતાર સમજવો હોય તો આ "મણિ મોહન" વાંચો. જો પુરાવાની સાંકળ મેળવીને ભેદભરેલાં ભોપાળાંને બહાર પાડનાર કાબેલ વકીલની વાસ્તવિક વકીલાતને લક્ષમાં લેવી હોય તો આ "મણિ મોહન" વાંચો. જો કન્યાવિક્રયની ક્રૂરતા ખરેખર જોવી હોય તો આ "મણિ મોહન" વાંચો જો સતી સ્ત્રીઓનાં સુલક્ષણ જોવાં હોય તો આ "મણિ મોહન" વાંચો. પુરૂષો કેટલા ભોળા હૃદયના હોય છે તે જાણવું હોય તો આ "મણિ મોહન" વાંચો. જો સ્ત્રીઓને સંકટમાંથી ઉગારવી હોય તો આ "મણિ મોહન" વાંચો જો સોનેરી ટોળીનો ખરેખરો નમુનો જોવો હોય તો આ "મણિ મોહન" વાંચો. જો બળતાં મકાનોમાંથી બચવું હોય તો આ "મણિ મોહન" વાંચો. જો જુઠાપણનો બળાપો જોવો હોય તો આ "મણિ મોહન વાંચો ખરેખર સ્ત્રીઓને ઉચી કેળવણી આપવી હોય તો આ "મણિ મોહન" વાંચો જો કમોતે મરતા બચવું હોય તો આ "મણિ મોહન" વાંચો. જો વેહેમી પતિનાં સંકટો જાણવાં હોય તો આ "મણિ મોહન" વાંચો. જો ભેદભરેલા માદળીયાનો ચમત્કાર જોવો હોય તો આ "મણિ મોહન" વાંચો. જો ફરીયાદ અને ફજેતીના વરઘોડાથી છેટું રહેવું હોય તો આ "મણિ મોહન" વાંચો. જો સંસારમાં પુત્ર પ્રેમનો લ્હાવો લેવો હોય તો આ "મણિ મોહન" વાંચો જો અનિષ્ટ જ્ઞાતિ બંધનમાંથી દૂર રહેવું હોય તો આ "મણિ મોહન" વાંચો. જો સ્ત્રીપર સ્વામીની સત્તા ખરેખર નીહાળવી હોય તો આ "મણિ મોહન" વાંચો. જો મિત્ર વિયોગનો અનુભવ લેવો હોય તો આ "મણિ મોહન" વાંચો જો કેવળ નિર્દોષનું રક્ષણ કરવું હોય તો આ "મણિ મોહન" વાંચો. અબળા નહિ પણ પ્રબળાનો ખરેખર દાખલો જોવો હોય તો આ "મહિ મોહન" વાંચો. દૈવગતિ મહા વિચિત્ર છે, એ જાણવું હોય તો આ "મણિ મોહન" વાંચો.

"મણિ મોહન"ની થએલી અસંખ્ય માગણીને માન આપીને આ ત્રીજી આવૃત્તિ પ્રગટ કરવામાં આવેલી છે. કીંમત રૂ. ૨-૦-૦.

**રચનાર–મરહુમ વનમાળી લાધા મોદી,**
છપાવી પ્રસિદ્ધ કરનાર ઠા દુલ્લભજી જુઠાભાઈ.
લગ્ન અને નાટકના ફેન્સી ડ્રેસવાળા-ભુલેશ્વર મુંબઈ.

મળવાના ઠેકાણાં–દરેક પબ્લીક બુકસેલરો પાસેથી મળશે.

૧ **એન. એમ ત્રીપાઠીની કું**,–કાલબાદેવી રોડ, મુંબઈ
૨ **બુકસેલર મહાદેવ રામચંદ્ર**,–ઠેકાણું ત્રણ દરવાજા અમદાવાદ.
૩ **બુકસેલર મોહનલાલ મનસુખરામ**,–લ્હેરીપુર દરવાજા, વડોદરા.
૪ **બુકસેલર રણછોડલાલ મોતીલાલ**,–રીચીરોડ, અમદાવાદ.

# 'ગુજરાતી' પ્રેસમાંથી પ્રકટ થયેલાં પુસ્તકો.

| પુસ્તકનું નામ. | કિમ્મત. |
|---|---|
| ૭ બૃહત્ કાવ્યદોહન, ભાગ ૮ મો ... ... | ૩– ૦–૦ |
| ૮ નરસિંહ મહેતાકૃત કાવ્ય-સંગ્રહ... ... | ૩– ૦–૦ |
| ૯ દયારામકૃત કાવ્ય-સંગ્રહ (૪ થી આવૃત્તિ) ... | ૧– ૮–૦ |
| ૧૦ પ્રવીણ-સાગર (હિંદી મૂળ અને ગુ. ભાષાંતર) | ૩– ૦–૦ |
| ૧૧ બ્રહ્માનંદ કાવ્ય (૨ જી આવૃત્તિ)... ... | ૧–૧૨–૦ |
| ૧૨ સુમતિપ્રકાશ-બ્રહ્માનંદ સ્વામીકૃત ... ... | ૦– ૬–૦ |
| ૧૩ નભૂવાણી (પ્રાસાદિક કાવ્ય) ... ... | ૨– ૦–૦ |
| ૧૪ શ્રીકૃષ્ણચરિત્ર (ગિરિધરકૃત) ... ... | ૧– ૨–૦ |
| ૧૫ સ્ત્રીગીતસંગ્રહ (નાગર સ્ત્રીઓમાં ગવાતાં ગીત) | ૦–૧૦–૦ |
| ૧૬ નર્મકવિતા (નાની) ... ... ... | ૦– ૬–૦ |
| ૧૭ નર્મકવિતા (મોટી) (સચિત્ર) ... ... | ૪– ૦–૦ |
| ૧૮ નળાખ્યાન(નર્મદ સંશોધિત) ... ... | ૦– ૫–૦ |
| ૧૯ સવિતાકૃત કવિતા ... ... ... | ૧– ૦–૦ |
| ૨૦ અલંકારચંદ્રિકા-(૨ જી આવૃત્તિ) ... | ૧– ૦–૦ |
| ૨૧ બિહારી-સતસઈ (કવિ સવિતાનારાયણ) ... | ૧–૧૨–૦ |
| ૨૨ મેઘદૂત (સટીક-સચિત્ર)... ... ... | ૧– ૪–૦ |

## નવલ કથા

| | |
|---|---|
| ૧ કથાસરિત્સાગર (૨ ભાગ. આવૃત્તિ ૨ જી) | ૪– ૦–૦ |
| ૨ અદ્ભુત વિક્રમાદિત્ય (ભાગ ૧ લો)... ... | ૧– ૦–૦ |
| ૩ ઇરાવતિ (૨ જી આવૃત્તિ) ... ... | ૧– ૮–૦ |
| ૪ સરલ કાદમ્બરી (૨ જી આવૃત્તિ)... ... | ૧– ૦–૦ |
| ૫ માલતીમાધવની વાર્ત્તા ... ... | ૦– ૫–૦ |
| ૬ વિક્રમોર્વશીયની વાર્તા ... ... ... | ૦– ૩–૦ |
| ૭ શાકુંતલાની વાર્ત્તા ... ... ... | ૦– ૩–૦ |
| ૮ હાજીબાબાનાં સાહસ કર્મો ... ... | ૧– ૪–૦ |
| ૯ અરેબીયન નાઇટ્સ (૨ ભાગ પુષ્કળ ચિત્રો). (થોડા વખતમાં બહાર પડશે.) ... | |
| ૧૦ મુક્તમાળા ... ... ... ... | ૦–૧૦–૦ |
| ૧૧ હાથનાં કર્યાં હયે વાગ્યાં ... ... | ૧– ૪–૦ |
| ૧૨ રાસેલાસની કથા ... ... ... | ૦–૧૦–૦ |
| ૧૩ દીનાર્બસ-રાસેલાસની કથાનો ઉત્તર ભાગ ... | ૦–૧૦–૦ |
| ૧૪ મુરખો ... ... ... ... | ૦– ૬–૦ |
| ૧૫ ચતુરસિંગ ... ... ... ... | ૦– ૪–૦ |
| ૧૬ ઘાસીરામ કોટવાલ ... ... ... | ૦– ૮–૦ |

# 'ગુજરાતી' પ્રેસમાંથી પ્રકટ થયેલાં પુસ્તકો.

| પુસ્તકનું નામ. | કિમ્મત. |
|---|---|

## સામાજિક નવલકથા

| | |
|---|---|
| ૧ ગંગા—એક ગુર્જર વાર્તા ... ... | ૧– ૦–૦ |
| ૨ સવિતાસુંદરી ... ... ... ... | ૦– ૪–૦ |
| ૩ વિક્રમની વીશમી સદી ... ... ... | ૩– ૦–૦ |
| ૪ એમ. એ. બનાકે ક્યોં મેરી મિટ્ટી ખરાબ કી? | ૧– ૮–૦ |
| ૫ આજ કાલનો સુધારો કે રમણીય ભયંકરતા | ૧– ૮–૦ |
| ૬ વિલાયતી વિલાસમાં ફેશનબાઈ ખલાસ ... | ૧– ૮–૦ |
| ૭ મહન્ત મહારાજનું મિશન (થોડા વખતમાં બહાર પડશે.) | |
| ૮ સંદિગ્ધ સંસાર અથવા સાધુ કે શયતાન ... | ૧– ૨–૦ |

## નાટક

| | |
|---|---|
| ૧ વિક્રમોર્વશીય નાટક ... ... ... | ૧–૧૨–૦ |
| ૨ રાજભક્તિવિડમ્બણ ... ... ... | ૦– ૨–૦ |
| ૩ તપાસંવરણ નાટક ... .. ... | ૦– ૨–૦ |
| ૪ બાલકૃષ્ણવિજય નાટક (પાકાં પુઠાં) ... | ૦– ૮–૦ |
| ૫ બાલકૃષ્ણવિજય નાટક (કાચાં પુઠાં) ... | ૦– ૬–૦ |
| ૬ દ્રૌપદીદર્શન ... ... ... ... | ૦–૧૨–૦ |
| ૭ રામજાનકી દર્શન ... ... ... | ૦–૧૨–૦ |
| ૮ સાર શાકુંતલ ... ... ... | ૦– ૮–૦ |

## બાળકો માટે

| | |
|---|---|
| ૧ બાળકોનો આનંદ ભાગ ૧ લો (૨ જી આવૃત્તિ) | ૦–૧૦–૦ |
| ૨ બાળકોનો આનંદ ભાગ ૨ જો (૨ જી આવૃત્તિ) | ૦–૧૦–૦ |

## જ્યોતિષ

| | |
|---|---|
| ૧ મૃગશીર્ષ અને આર્યોનો ઉત્તર ધ્રુવનિવાસ | ૨– ૦–૦ |
| ૨ પ્રશ્નપંચાનન ... ... ... ... | ૦– ૨–૦ |
| ૩ પર્વોત્સવતિથ્યાવળી ... ... ... | ૦– ૨–૦ |

## ન્યાય

| | |
|---|---|
| ૧ ગુજરાતવાસી ન્યાતના ધારા ... ... | ૧૦– ૦–૦ |

## કોષ

| | |
|---|---|
| ૧ નર્મકથાકોશ (૩ જી આવૃત્તિ) ... ... | ૨– ૦–૦ |

"તો વળી શું? જો એ એમ કહે તો એ અદના અધેલાને સાફસુફ કરી છેડે બાંધવા કોણ બેઠું છે?"

"તો હવે અમારે પણ ક્યાં અહીં ઝાઝા દહાડા રહેવું છે?"

"તમે ક્યાં જવાનાં બીબી?"

"બાબાજાન કાબા શરિફ જવાના છે, ને હું પણ તેમનીજ સાથે જઇશને?"

પ્યારનો ચેહેરો ગંભીર થયો. તે બોલી:–"તેઓએ શું કહ્યું છે, તે તમને ખબર છે? તેઓ મક્કા શરિફ જશે; પણ, ત્યાર પહેલાં આપના નેકા કરીને, નહિ કે ત્યાર પહેલાં, સમજ્યાં?"

સુરતનું મોં પણ પડી ગયું. તે બોલી:–"મારો વિચાર તો તું જાણે છે. હવે બીજું ઠેકાણું મળે ત્યારની વાત ત્યારે."

"એમ કેમ? બીજું ઠેકાણું શોધવા તેમણે કહ્યું છે અને પોતે પણ શોધે છે. પણ, એમ કહું સુરતબીબી! શાથી તમને લગ્ન કરવા વિચાર થતો નથી?"

"કેમ નથી થતો તે તને સો વાર તો કહ્યું છે."

"એ વાત હું માનતી નથી; પણ બાબુસાહેબે શું કહ્યું છે, તે જાણો છો?"

"ના, ભાઇસાહેબે શું કહ્યું છે?"

"તેઓ કેટલા દહાડાથી મને કહે છે, અને આ વખતે પણ ફરી કહ્યું હતું, કે જો તમે લગ્ન કરશો તો તેમને ઘણો આનંદ થશે."

"તેઓ મને ઘણા જ વ્હાલથી ચહાય છે, માટે એમ કહે છે."

"તેઓ તમને એ પ્રમાણે હેત કરે છે; એ તો તમે જાણો છો, છતાં, જાણીકરીને એમની વાતને કેમ ઠેસ મારો છો?"

"એ ખરી વાત. તેઓ મારાં લગ્ન ઇચ્છે છે, એ તેમના પવિત્ર પ્રેમનું પરિણામ છે. ખાલાજાન અને અબ્બાજાન પણ મને ચહાય છે; તેથી મારાં લગ્ન થાય એમ ઇચ્છે છે."

"વારુ, જો તેઓ તમને ચહાય છે, તો તમે તેમને શ્રદ્ધાની ને વ્હાની નજરથી નથી જોતાં?"

સુરતના મોંપર હાસ્ય છટા સ્ફુરી તે બોલી:–"તે તું શું જાણતી નથી?"

"જાણું છું, શા માટે નહિ? તમે જ કહો છો કની કે, 'દુનિયામાં તેમનો જોટો નથી, સોનારૂપાથી કે જરઝવેરાતથી તેમનો બદલો વાળી શકાય એમ નથી! દુનિયામાં એમના જેવું બીજુ કોઇ માણસ નથી–"

"હું તો કોઇ એમની બરાબરીનો દેખતી નથી."

"વારું, બીબી! હું એક વાત પૂછું?"

"શી?"

"તમે સાચો જવાબ આપશો?"

"હું કોઈ દહાડો જૂઠી વાત કરું છું ખરી?"

"તેમ નહિ; તમારાં મનની વાત કહેશો?"

"તું પૂછે તો તારાથી કોઈ વાત કદિ છૂપાવી છે કે છૂપાવું છું?"

"તમને શાદીની ઇચ્છા થતી નથી?"

"ના, તે તો તું જાણે છે."

"શા માટે નથી થતી? કોઈ મન–મનમાન્યો પુરુષ મળતો નથી તેથી? અથવા, જુઓ, તમે હવે નાનાં કીકલાં નથી, માટે પૂછું છું, ઈશ્વરે તમારું શરીર પણ સહુના જેવું માંસમાટીનું કર્યું છે તો શા માટે ઇચ્છા થતી નથી? શું તમે કોઈ અસંભવિત ઠેકાણે મન ખોઈ બેઠાં છો?"

સુરતે ગંભીર, પરંતુ મૃદુ અવાજે કહ્યું:–"પ્યાર! આ જ વાત તેં પહેલાં મને એક વાર પૂછી હતી નહિ વારુ?"

"પૂછી હશે, પણ આજ તમને એક વાત પૂછું છું. જો બાબુ-સાહેબ, બાબુસાહેબસાથે તમારો વિવાહ—"

સુરત ચોંકી. આ શું વાત? તે બોલી:–"છીઃ છીઃ ભાઈસાહેબ તે ભાઈ! પ્યાર તું આજ ગાંડી થઈ છું કે શું? તે ભાઈ, હું બહેન! તેઓ હિંદુ, હું મુસલમાન! તું મૂર્ખ છે, તને બીજો કોઈ વિષય જડ્યો નહિ ને, આ?"

"ભાઇને બહેન તે ઠીક, સમજ્યા. એ તો માત્ર બોલવાચાલ-વાના સંબધ. આપણે ક્યાં લોહીનો સંબંધ છે? તેઓ હિંદુ છે એ વાત કબૂલ, પરંતુ તમારા જેવી ગુણવાન્, રૂપવાન્, શીખેલી, હોંશિયાર, ચતુર, ધનવાન્ સ્ત્રી મળે તો ઘણા હિંદુ મુસલમાન થાય."

"સાભળઃ તારી વાત તો એવી છે કે, સાંભળીને ગુસ્સો આવે છે; પરંતુ કહું છું કે, ભાઈસાહેબ જો મુસલમાન થાય તથા તેમને સ્વાભાવિક રીતે પવિત્ર ઇસ્લામ ધર્મપર પ્રીતિ થાય, તો હું પાકમજબ મુસલમાન છું, તે મને પરમ સંતોષ થાય; પરતુ ધનની લાલસાથી, કે રૂપવાન્ સ્ત્રીના લોભથી તે સ્વધર્મને ત્યાગે તો તે શઠ છે, બેઇમાન છે એમાં કંઈજ શક નથી. સમજી? તું મૂર્ખ છે, ભાઈસાહેબ એવા નથી. તું તેમને હજી સૂધી ઓળખી શકી નથી."

"તે હશે, પરંતુ આ જીગરમાં અગ્નિ પેટાવી ક્યાં સૂધી બાળ્યાં કરશો?"

"કયો અગ્નિ?"

પ્યાર 'કહું કે ન કહું' તે વિચારમાં પડી. તેના મનમાં ભય પણ થયો છતાં તે બોલી:–"બીબી! તમે માઠું લગાડતાં ના. જુઓ, મારા

મનને એમ લાગે છે, માટે પૂછું છું. તમારું મન તમારી પાસે નથી. તે તમે–તમે પણ જાણતાં નથી. તમે તે બાબુસાહેબને દઈ દીધું છે."

લજ્જા, ઘૃણા, ક્રોધથી સુરતનું મોં લાલચોળ થઈ આવ્યું. તેને એકાએક બોલવાને શબ્દો જડ્યા નહિ. આખરે ઉચ્છ્વાસિત, રોષભરે સ્વરે તે બોલી:–"જા, નિકળ મારા મોં આગળથી, પાપિણી! જેમ આવે તેમ મોંમાંથી બકે છે? બાઃ બાંદી તે બાંદી, તું શું સમજીશ?"

હેમેન્દ્ર સાથના પવિત્ર સંબંધપર શંકા થતી જોઈ સુરતને માઠું લાગ્યું. પવિત્રાભિમાનથી ભરેલ સુરત રડી પડી; રોતી, રોતી, તે બિછાનાપર સુઈ ગઈ.

હિત કરવા જતાં વિપરીત પરિણામ જોઈ પ્યાર ઝખવાણી પડી ગઈ. તેને પણ મનમાં માઠું લાગ્યું કે, નાહક મેં આ વાત છેડી. પ્યાર પૈસા લઈ કામ કરનારી સામાન્ય બાંદી ન હતી. તે સુરતને ચ્હાતી હતી; સુરતનો પણ તેનાપર પ્રેમ હતો. તે માત્ર પગારદાર બાંદીના માફક કહેવાની સાથે જ બહાર જતી રહે તેમ ગઈ નહિ. પ્યાર ત્યાં એકલી મુગી બેસી રહી. સુરતના પલંગ પાસે જઈ, તેના પગની લાલ પાનીઓ પોતાના ખોળામાં લઈ ઓળાંસવા લાગી.

તે રાત્રે શય્યામાં પડી પડી સુરત મનમાં વિચાર કરવા લાગી:– "શા માટે પ્યારે આ વાત પૂછી? શાથી તેના મનમાં આમ સંદેહ ઉત્પન્ન થયો? શું ભાઈસાહેબ રૂપવાન્ છે માટે? ભાઈસાહેબ તો પરમ રૂપવાન્ છે, એમના જેવા રૂપવાન્ થોડા હશે. ભાઈસાહેબ બળવાન્ છે, ગુણવાન્ છે. હા, બળવાન્ પણ ખરાસ્તો. એમના જેવો બળવાન્ તો મેં હજી દીઠો નથી. એમના જેવું સાહસ કેટલાનામાં હોય છે? એમના જેવી દયા, સ્નેહ, મમતા માયા કોને છે? એમનું ઉત્તમ ચરિત્ર પણ કેટલાનામાં હશે? આ શહેરમાં જુઓની અમીર, ઉમરાવ અનેક છે, પણ સત્ચરિત્ર ક્યા છે? બેસવે, ઉઠવે, બોલવે, ચાલવે, વ્યવહાર વર્તણુકમાં તેમના જેવા થોડા હશે. સંસારમાં એવા મનુષ્યો દુર્લભ છે. ભાઈસાહેબને હું ચ્હાઉ છું. શા માટે ન ચ્હાઉ? તેમણે તો લૂટારુઓના હાથમાંથી મને ઉગારી છે; દુષ્ટના હાથમાં સપડાયલી પાછી આણી છે, મારી માનઈજતની રક્ષા કરી છે, મને નવ્વાબજાદીની બાંદીગરીમાંથી અટકાવી છે, મારાપર અનેક ઉપકાર કર્યા છે, તેમને ન ચ્હાઉ? પ્રાણથી તેમને ન પૂજું? જ્યાં સૂધી જીવીશ, ત્યાં સૂધી તેમને ચ્હાઈશ. પરંતુ, પ્યાર શાથી આજ આમ બોલી? કોઈ દિવસ નહિ ને આજ તેને શું થઈ આવ્યું?"

આ વિચાર મનમાં આવતાં સુરત મનમાં શરમાઈ ગઈ, અભિ-

માનથી તેની આંખોમાં આંસુ આવ્યાં. **સુરતે** ઘણાઘણા વિચાર કર્યા; જીવન ઘટનાવલિની આલોચના કરી; હેમેન્દ્રની સાથે પ્રથમ મુલાકાત થઈ ત્યારથી આજ સુધીના બધા બનાવો મનમાં આણ્યા. દરેક બનાવને તે તીક્ષ્ણ બુદ્ધિથી તપાસતી ગઈ. તેના રમણીહૃદયના એકાંત અંતરખંડમાં બાંદીના કથનરૂપી પ્રકાશથી જોવા લાગી, હૃદકક્ષના બારીક માર્ગ તપાસવા લાગી, પણ કંઈજ નહિ; તેને શંકાનું સ્થાન રહ્યું નહિ. પોતાનું હૃદય **હિમશિખરપરથી** સ્વચ્છ સલિલા **ગંગાજળ** સમાન નિર્મળ ભાસ્યું. કંઈજ નહિ. 'ભાઈસાહેબ તે ભાઈસાહેબ—સગા ભાઈ. પરમ શ્રદ્ધા, પરમ ભક્તિ, પરમ પ્રીતિભાજન, સુખ દુઃખમાં, સંપદ વિપદમાં, અવિચ્છિન્ન પવિત્ર પ્રેમને પાત્ર સહોદર—બંધુ, વડીલભાઈ. ભાઈસાહેબ—તે તેવા જ ભાઈસાહેબ; સગી માના જણ્યા બે સંતાન સમાન ભાઈ બહેન.' એમ વિચારમાં ને વિચારમાં અડધી ઉપર રાત વીતી ગઈ. પ્રભાત થવાને થોડી વાર હતી. તે સમયે પવિત્ર હૃદયની નિષ્કલંક **સુરત** પ્રશાત ચિત્તે નિદ્રાભૂત થઈ.

બીજે દિવસે **સુરત** મોડી ઉઠી તેણે પોતાનું હૃદય તપાસી જોયું હતું. તેના મનને શંકાનું લેશ પણ કારણ ન હતું. તેથી ઉઠતાંની વાર તેનો ચહેરો પ્રફુલ્લ હતો. **પ્યારપરનો** તેનો રોષ તેને અણસમજુ જાણી, ઉતરી ગયો હતો. હમેશની માફક તે હસતી બોલતી હતી.

## સપ્તમ પરિચ્છેદ

### વસ્લની રાત

આજ **પ્યારના** લગ્નનો દિવસ છે. આજ **ખાંસાહેબને** ત્યાં બડી ધામધૂમ છે. ઘણાં માણસો એકઠા થયાં છે. **ખાંસાહેબ પ્યારને** પોતાની દીકરી સમાન ગણતા હતા. તેના વર્તનવ્યવહારથી, તેની બોલચાલથી, તેની બુદ્ધિથી અને ઘરના માણસની સાથે સલુકાઈથી કામ કરવાની ટેવથી **ખાંસાહેબને પ્યાર** ઘણી વ્હાલી થઈ પડી હતી. આજ **ખાંસાહેબ** જાણે કન્યાના પિતા હોય, તેમ તેમણે સઘળી ગોઠવણ કરી હતી. આ સિવાય વળી **સાદક** પણ તેમનો પ્રિય નોકર હતો; તે વિશ્વાસુ, પ્રભુભક્ત, સાહસી, બુદ્ધિમાન્ અને નિમકહલાલ હતો. ઘણા દહાડાથી **ખાંસાહેબનો** વિચાર હતો કે, બન્નેનાં લગ્ન કરી આપી તેમને સુખી કરવાં. આજ તેમણે ઘણા પૈસા ખરચી, ભારે ધામધૂમ કરી બન્નેનાં લગ્નની તૈયારી કરી છે.

**પ્યાર સુરતની** બાંદી હતી; પરંતુ **સુરત** તેને બાંદી માફક ગણતી

નહિ. તેને મન તો પ્યાર તેની પ્રિય અંતરંગ સખી, ચતુર વડિલ બેનની માફક ગણતી હતી. **સુરત** જાણતી હતી કે, **પ્યાર સાદકને** ચહાય છે, **સાદક** પણ ઘણા વખતથી **પ્યાર**ની સાથે નેકા કરવા રાજી છે; પરંતુ **સુરત**ની પોતાનાં લગ્ન કરવાની અનિચ્છા અને વિલંબ જોઈ **પ્યારે** પણ આટલા દિવસ સૂધી વિવાહની આતુરતા દાખવી ન હતી. આજ બન્નેનાં લગ્નનો દિવસ છે; આજ **સુરત**નો આનંદ માતો નથી.

વૃદ્ધ **ખાંસાહેબે**, વૃદ્ધા બેગમે અનેક તરેહના અલંકાર, વસ્ત્રાદિક **પ્યાર**ને ભેટ આપ્યા છે. **સુરતે** પણ શણગારની ઉપયોગી કીમતી ચીજ આપી છે. હેમેન્દ્રલાલે પણ એક ઉમદા સાડી અને સોનાનો હાર લઈ **રામમોહન**સાથે મોકલી આપ્યો. **રામમોહને** તે **શરિફન** બેગમ પાસે પહોંચાડી આપ્યો. તે વખતે **સુરત** ત્યાં હાજર હતી; જોર કરી તેણે તે હાર **પ્યાર**ને તેને તે વખતે પહેરાવી દીધો. સઘળાએ તે હારને વખાણ્યો, પરંતુ **સુરત**ની નજરે બધાથી શ્રેષ્ઠ ઉપહાર તે ભાઈસાહેબનો જણાયો. સાડી પણ પહેરાવવાને **સુરતે** ઘણી તાણાતાણ કરી, પણ **પ્યારે** તે વખતે પહેરી નહિ.

આમોદપ્રમોદમાં લગ્ન કાર્ય પૂરું થઈ ગયું. ભોજનાદિ પણ પતી ગયુ. એમ કરતાં રાત પડી ગઈ. લગ્નનું કામ–કંઈ નહિ ને કંઈ, ફલાણું આવ્યું, ઢીકણું રહી ગયું, એમ કંઇનું.કંઈ કામ તો નિકળે. બધુ કામ આટોપાતાં રાત પડી ગઈ. આજ **પ્યાર** પોતાને સ્વાધીન નથી; આજથી બધેલાને વશ થઈ ચાલવાનું. **ખાંસાહેબ**ના મકાનમાં જ એક જગ્યાએ તેમના શયનગૃહની વ્યવસ્થા કરવામાં આવી હતી.

આજ **સુરતે પ્યાર**ને સારી સાડી પહેરાવી છે; સુંદર ઘરેણાથી તેને સજાવી છે, સુંદર સુરમો આંજી તેનાં અણિયાળાં, તેજદાર ચક્ષુની શોભા વધારી છે; પોતાને હાથે **પ્યાર**ના વાળ ઓળી, અંબોડો બાંધ્યો છે. રાત વધારે ગઈ. **સુરતે** એક બાંદીને હાંક મારી:–“**પ્યાર**ને લઈ જા. આજ હવે ક્યાં સૂધી બેસી રહીશ, **પ્યાર**?”

વાક્‌વિદગ્ધા **પ્યાર**નું મોં આજ બંધ છે. અત્યાર સૂધી **પ્યાર** જંગલમાં સ્વચ્છંદ ફરતી પંખિણી જેવી હતી; તે આજ પોતાની ઇચ્છાથી પિંજરામા પૂરાઈ છે. જાણે જાણીજોઈ કોઇએ અપરાધ કર્યો હોય ને બોલે નહિ, તેની માફક આજ પ્રવીણા **પ્યાર** ચૂપ બેસી રહી છે. **સુરત**ની ઠંડી મજાકનો તે ઉત્તર આપી શકતી નથી. આખરે **પ્યાર** બોલી:–“તમને ઉંઘ આવે છે? ચાલો હું તમને તમારા ખંડમાં સુવાડવા આવું?”

“હું તો એકલી જાઇશ, તું તારા ઘરમાં જા.”

“તમે એકલાં જશો?”

"શું કરીએ? તું હવે થોડી રોજરોજ આવવાની છે?"

"શા માટે નહિ આવું?"

"તું પારકાનો ઘરસંસાર કરીશ કે નહિ? હવે તું પહેલાં જેવી સ્વતંત્રતા ક્યાંથી લાવીશ?"

વૃદ્ધબેગમ સાહેબ પણ ત્યાં આવી લાગ્યાં. તેઓ હસીને બોલ્યાં:-"હવે તારા પગમાં બેડી પડી. ગમે તેટલી તોએ તું પારકાને વશ. હરતાંફરતાં બેડી તે બેડી, **પ્યાર**!"

સઘળાં હસી પડ્યાં. **પ્યાર** હોઠ કરડી બોલી:-"એવી બેડી તો ક્યાંય ભાંગી નાંખીશ."

**સુર**તે કહ્યું:-"ભાંગીશ ત્યારની વાત ત્યારે; અત્યારે તો જા. ચાલ, **હાબી**! આપણે સુઈ જઇએ."

**સુર**ત ઉઠી ઉભી થઈ, પોતાના શયનખંડ તરફ જવા તૈયાર થઈ.

**હાબી**એ **પ્યાર**ને કહ્યું:-"**પ્યાર**! અમે છીએ ને? તું આજ એક દહાડો નહિ હોય તો નહિ ચાલે વારુ?"

એમ બોલતી **હાબી** ઉઠી; **પ્યાર** પણ સાથે જ ઉભી થઈ

**પ્યાર** **સુર**તનું બિછાનું ઝાડીકરી સાફ કરે નહિ, કરચલી કાઢી નાંખી ચાદર બરાબર પાથરે નહિ, તો **સુર**તને તૃપ્તિ થતી નહિ. **પ્યાર**-પાસે બેસી વાયરો નાંખે નહિ ત્યાં સૂધી **સુર**તને ઉંઘ આવતી નહિ; **પ્યાર** બેચાર વાતો કરે નહિ અને તે ખંડમાં સુએ નહિ તો તેને એકલા જંપ વળતો નહિ.

**પ્યાર** મનમાં વિચાર કરવા લાગી કે, 'આજ નવી બાંદીથી કંઈ બરાબર કામ થશે નહિ. આજ તો મેં બિછાનું પણ બરાબર ઠીક કર્યું નથી.' આવો વિચાર કરી **પ્યાર** પણ **હાબી**ની પાછળપાછળ ચાલી.

**સુર**તે પોતાના શયનખંડમાં પ્રવેશ કર્યો. **હાબી** જેવી બારણામાં પહોંચી, ને પાછું વળી જોયું તો **પ્યાર**. **પ્યાર**ને જોઈ તે હસીને બોલી:-**પ્યાર** બીબી! તું શું કામ આવે છે? શેખસાહેબ ક્યાં સૂધી રાહ જોતા જાગરણ કરશે? તું જા, તારું કંઈ કામ નથી. તું શુ કરવા નાહક તકલીફ ઉઠાવે છે? હું છું કની?"

એટલું કહી **હાબી**એ બારણાં દઈ દીધાં. **પ્યાર** પાછી હઠી નહિ; તે બારણાં પાછાં ધકેલવા લાગી. **હાબી** અંદરની સાંકળ વાસી શકી નહિ; જો કે તે વાસવાને તે ઘણો પ્રયત્ન કરતી હતી. એટલામાં અંદરથી **સુર**તની કારમી ચીસ સંભળાઈ; અને તેની સાથે ઘસડાઘસડી અને તાણાતાણી થતી હોય તેમ ભાસ્યું. **પ્યાર**ે પોતાના સઘળા જોરથી બારણું એવું તો પાછું ધકેલ્યુ કે તે ઉઘડી ગયું. ઘરમાં ઝાંખો દીવો બળતો

હતો. પ્યારે જોયું તો કોઈ બળવાન્ વિકટ પુરુષ સુરતને મોંઢે માથે એક હાથે કપડું વિટાળી, બીજા હાથથી હડસેલી બારી તરફ લઈ જાય છે. પ્યારે આ જોતાં જ ચિચિયારી પાડી: એટલામાં તે વિકટ મૂર્તિ, પીડાતો હોય તેમ "ઓ ખૂદા" એટલું ધીમેથી બોલી, સુરતબીબીને જમીનપર ફેંકી, બારી પાસે જઈ ઠેકી ગયો.

પ્યારે ચીસ મારી:–"અરે, આવોરે–આવો, ચોર છે,–ચોર છે."

હાંફળીફાંફળી દૃષ્ટિએ પ્યારે સુરત તરફ જોયું તો તેનાં કપડાં લોહીથી ખરડાયલાં અને હાથમા છૂરી હતી.

પ્યાર:–"તમને ઘા લાગ્યો છે? ચોરે તમને માર્યાં છે?"

સુરત:–"ના, મેં એને આ કટારી મારી છે."

પ્યાર બારી પાસે દોડી જઇને જૂએ તો, તે માણસ તિબારીપર દોરડાની સીડી ઉપરથી નીચે ઉતરતો હતો. પ્યાર ઝટ પાછી આવી, અને સુરતના હાથમાંથી કટારી લઈ તે તિબારીના પથ્થરના કઠેરાને બાંધેલી દોર કાપી નાંખી. તરત નીચે કાંઈ ભારે જણસ પડવાનો અવાજ થયો.

આણી તરફ પ્યારની બૂમથી વૃદ્ધ બેગમસાહેબા ને બે ત્રણ બાંદીઓ ત્યાં દોડી આવ્યાં. એટલામાં ખાંસાહેબ પણ આવી પહોંચ્યા અને સાદક તથા કાદર પણ ત્યાં હાજર થયા. 'શું થયું છે? આ લોહી શું? સુરત બીબીને કોઇએ આઘાત કર્યો છે? ચોર કયાં છે?' એમ ગરબડાટ મચી રહી.

સુરતના શરીરને નુકસાન ન જોઈ વૃદ્ધ બેગમસાહેબ અને ખાંસાહેબના જીવને શાંતિ થઈ. ગરબડ શમી ગઈ.

સુરતબીબીના કહેવાપરથી જણાયુ કે, જેવી તે પલંગપર બેઠી, તેવી જ કોઇએ તેને પાછળથી બળપૂર્વક પકડવા પ્રયત્ન કર્યો; જેવી તે ચીસ પાડવા ગઈ ને ચીસ પડી ન પડી, એટલામાં તે તેના મોંપર કપડું વિટાળવા મંડ્યો. સુરતના હાથ છૂટા થવાથી તેણે ગાદી તળેથી કટારી ઝટ હાથમાં લીધી; એટલામાં તે જોરથી સુરતને બારી તરફ ઘસડી લઈ જવા લાગ્યો; પ્યાર દરવાજો ઉઘાડવાને પ્રયત્ન કરતી હતી; બાંદી હાબી તે ઉઘાડતી નહિ. આખરે પ્યારે જોરથી બારણાં ઉઘાડી નાંખ્યાં; પ્યારને જોતાં જ તે જોર કરી સુરતને હડસેલવા લાગ્યો, એટલામાં સુરતે તે કટારી તેના પેટમાં મારી; બીજાને ખંડમાં દાખલ થયેલું જોઈ અને પોતાને ઘા લાગવાથી તે માણસ સુરતને પડતી મૂકી નાસવાને પ્રયત્ન કરવા લાગ્યો; બારી પાસે જઈ તે વટાવી નીચે ઉતરવા લાગ્યો; એટલામાં પ્યારે તેની દોરની સીડી કાપી નાંખી; સુરતને કંઈ આઘાત થયો ન હતો, માત્ર તેનાં કપડાં અસ્તવ્યસ્ત થયાં હતાં અને લોહીથી ખરડાયાં હતાં. પ્યારે તેનાં કપડાં બદલાવ્યાં અને સરિફન તથા પ્યાર તેને આશ્વાસન આપવા લાગ્યાં.

**પ્યાર**ને હવે **હુાબી**નું સ્મરણ થયું. તેને ત્યાં ન જોતાં તેના મનમાં લાગ્યું કે, એ પણ આ કાવતરામાં સામેલ હશે. **પ્યારે** તેની તપાસ કરવા કહ્યું. **હુાબી** **પ્યાર**ના અંદર આવ્યા પછી ત્યાંથી ભાગી ગઈ હતી, ધીમેથી સીડી ઉતરી નીચે આવી હતી; પણ બહાર જવાની તક ન મળતાં ત્યાં બારણા આગળ આવી લપાઈ ગઈ હતી, તે શોધ કરતા પકડાઈ ગઈ.

આણી તરફ **ભાગીરથી**તીરપર ઘરના પાછલા ભાગ આગળ પણ ગરબડ હતી. આજ **પ્યાર**નાં લગ્ન હોવાથી **હેમેન્દ્ર** ઘેર રહેવાનો હતો, પરંતુ નવ્વાબજાદાના ખાસ બોલાવવાથી તેને **હીરાઝિલ**માં જવું પડયું હતું. આટલી રાતે નૌકામાં બેસી તે પોતાને ઘેર પાછો ફરતો હતો **રામમોહન** પણ તેની સાથે હતો. **ખાંસાહેબ**ના પાછલા દરવાજા આગળ એ વેળાએ એક નૌકા બાંધેલી જોઈ તે આશ્ચર્ય પામ્યો તે મનમાં વિચાર કરવા લાગ્યો કે, આ નૌકા કોની હશે ? આટલી રાતે અહીં કોણ આવે અને શા માટે ? એમ વિચાર કરતો **હેમેન્દ્ર** પોતાની નૌકા આગળ ચલાવતો ગયો; એટલામાં ઉપરથી કોઈ ભારે જણસનો તીરપર પડવાનો અવાજ સંભળાયો. **હેમેન્દ્ર** આશ્ચર્ય પામ્યો કે આ શું ? વેગથી તે નૌકાને, તે તરફ, કિનારા આગળ તે હોડીની પાસે લઈ આવ્યો; અને ઝટ લઈ તે બીજી બાંધેલી નૌકાપર કુદી પડ્યો. **રામમોહન** તીરપર કુદી પડ્યો અને જોયું તો એક જણ નદીના જળમાં કૂદી પડી તરતો-તરતો નાઠો. **ખાંસાહેબ**ના મકાનમાં પણ ભારે ધોંધાટ સંભળાયો. જે હોડીપર **હેમેન્દ્ર** કુદી પડ્યો હતો, તેમાં ત્રણ ચાર ખલાસી હતા. તેઓ બીજી નૌકાને પાસે આવતી જોઈ મનમાં ભીતિ પામ્યા હતા. વળી **હેમેન્દ્ર**ને તે હોડીપર કુદેલો જોઈ ઝપોઝપ તેઓ પાણીમાં કૂદી પડ્યા અને તરી નાઠા. એક પળમાં આ સર્વ બનાવ જોઈ, **હેમેન્દ્ર** આભો બની ગયો કે આ શું હશે ?

એટલામાં **ખાંસાહેબ**નો એક નોકર ત્યાં આવી પહોંચ્યો. શોધ કરતાં હોડીમાં એક સ્ત્રી મળી આવી અને દીવાલની અડોઅડ એક ઘવાયલો, પટકાયેલો માણસ અર્ધમૃત અવસ્થામાં મળી આવ્યો. **હેમેન્દ્ર** તેમને લઈ ખાંસાહેબના મકાનમાં આવ્યો.

થોડા વખતમાં સઘળી હકીકત **હેમેન્દ્ર**ને જણાઈ આવી ઘવાયલો માણસ મૂર્ચ્છામાં અવાક્ હતો **પ્યાર**ના મનમાં સબળ સંદેહ ઉત્પન્ન થયો. પકડાયલી સ્ત્રીને **પ્યાર**ના કહેવાથી અંદર આણવામાં આવી. દીવાના પ્રકાશમાં તે સ્ત્રીને જોતાં જ **પ્યાર** એવી ક્રોધથી સળગી ઉઠી કે, નવો ચૂડો પહેરેલા હાથવતી એવો તો ફટકો તેના મોંપર માર્યો કે, તે સ્ત્રી જમીન-

પર પડી ગઈ. આટલું જ નહિ પણ—અમને લખતાં શરમ આવે છે કે—તેણે તે પડેલી સ્ત્રીના મોંપર પગવતી એવા જોરથી લાત મારી કે, તેનાં નાકનું વેસર તૂટી ગયું, હોઠ છુંદાઈ ગયા અને નાક તથા મોંમાંથી લોહી નિકળવા માંડ્યું. જેમ ઘણા વખતનો દબાવી રાખેલો ફુવારો બમણા જોસથી ફૂટે, જેમ ધુંધવાતો અગ્નિ પવનના જોસથી એકાએક સળગી ઉઠે, તેમ આજ પ્યારનો ક્રોધાનલ સળગી ઉઠ્યો હતો. તે ઘણા વખતના દાબી રાખેલા ક્રોધને શમાવી શકી નહિ. બાંદી હુબી અને તે પકડી આણેલી સ્ત્રીની જુબાની લેતાંલેતાં સવાર થઈ. નવવિવાહિત પ્યાર તે રાતે વાસર ઘર કરી શકી નહિ. વસ્લની રાત તે તન્હાઇની રાત થઈ પડી.



## અષ્ટમ પરિચ્છેદ

### પન્નાનો બદલો

મુર્શિદાબાદ જતાં પન્ના ઉત્ક્રમણ કરતાં, ખાંસાહેબની નૌકાપર હુમલો કરી, સુરતનું હરણ કરવામાં નિષ્ફળ નિવડ્યા પછી પણ મિરજાં ગુલામઅલીની આકાંક્ષા નબળી પડી ન હતી. તેના મનમાં સુરતને કોઈ પણ પ્રકારે હરણ કરી લઈ જઈ, તેની સાથે બળજોરીથી સાદી કરવાની ને પોતાના અંત:પુરમાં રાખવાની ઇચ્છા બળવત્તર થઈ હતી. બાંદી પન્ના પણ પ્યારના શબ્દો ને અપમાન વિસરી ગઈ ન હતી; તે વળી સુરતના રૂપની, ગુણની, તેની બુદ્ધિમત્તાની અને તેના ઉભરાઈ જતા જોબનના બહારની વાતો કરી, મિરજાંની લાલસાને ઉત્તેજિત કરતી હતી. હજી સુધી સુરતનાં લગ્ન થયાં ન હતાં, એ વાતની માહિતી મિરજાં તેમ જ બાંદી પન્નાને હતી. મિરજાંએ પન્નાને બે ત્રણ વખત મુર્શિદાબાદ મોકલી હતી; પરંતુ પન્નાનું અમુક હકીકત મેળવવા સિવાય કંઈ વળ્યું નહતું. પન્નાએ ખબર મેળવવાને, ખાંસાહેબના ઘરની બારીક તપાસ રાખવાને, એક નવી જ યુક્તિ શોધી કાઢી હતી. ખાંસાહેબને ત્યાં પોતાની વિશ્વાસુ અને માનીતી અને ઓળખીતી બાંદી હુબીને લાગ જોઈ તેણે દાખલ કરી દીધી હતી. આ બાંદી ખાંસાહેબના ઘરની રજેરજ હકીકત પન્નાને જણાવતી; કારણ કે પન્નાએ તેને સારી બખશિસની આશા આપી હતી અને અવારનવાર દામ પણ આપતી હતી. આ બાંદીનું અસલ નામ હુબ્બિઉન્નિસા હતું; તેમાથી હુબ્બહન અને હુબ્બિ અને આખરે હુબી થઈ ગયું હતું, જે નામથી તે વાંચનારને પરિચિત થઈ છે. પન્ના મુર્શિદાબાદમાં મતિઝીલ નામના મહેલમાં

રહેતી, કારણ કે જ્યારે મિરજાં ગુલામઅલિ મુર્શિદાબાદ આવતો ત્યારે નવાજેસ મહંમદને ત્યાં તે પરોણો થઈ ઉતરતો હતો. નવાજેશ મહમદના મૃત્યુ પછી, ઘસેટી બેગમની મહેરબાની તેનાપર કંઈ કમ નહતી. મિરજાં, જહાંગીરનગરમાં નામાંકિત માણસ હતો, અને ઘસેટી બેગમ તેનાદ્વારા રાજવલ્લભ અને તેના પુત્ર કૃષ્ણવલ્લભ સાથે ખટપટ ચલાવતી હતી, તેથી મિરજાં પણ ઘસેટી બેગમનો અનુગ્રહભાજન હતો. આજ એક મહિનો થયાં મિરજાં મુર્શિદાબાદમાં છે. પન્ના અને હુાબી લાગ શોધ્યાં કરતાં હતાં. તેમણે આખરે, પ્યારના લગ્નની રાતે ગરબડાટ હશે એમ ધારી, તે રાતે સુરતને હરણ કરી જવાની યુક્તિ રચી. નીચે દરવાજાને રસ્તે તેને બળજોરીથી લઈ જવી, એ સભવિત ન હતું, માટે તેના શયનખંડની પાછલ બારીને માર્ગેથી તેને ઉપાડી જવા તેઓએ યુક્તિ રચી હતી. ખૂદ પન્ના પણ હોડીમા આવી હતી. આ લોકોની મુરાદ કેવ રીતે બર ન આવી, એ આગલા પરિચ્છેદમાં વર્ણવવામાં આવ્યુ છે, અને પન્નાને જોતાં જ પ્યારનો ક્રોધ કેવો ઉછળી આવ્યો, અને તેણે તેના કેવા હાલ કર્યા, તે પણ વાંચનારને જણાવવામા આવ્યું છે.

અહીં કેટલીક પહેલાની હકીકત જણાવવી આવશ્યક છે. તે ઘણા દિવસની જૂની વાત છે. પ્યાર તે વખતે માત્ર બાલિકા હતી. પ્યારનો પિતા એક ફક્કડ ગાનાર હતો. મહેરઅલિ નામે એક યુવક પ્યારના પિતા પાસે ગાવા બજાવવાનું શિખવા આવતો હતો. તે વખતે નવ્વાબી અમલમાં અને ખાસ કરીને જહાંગીરનગરમાં ગાનપાનનો ઝાઝો શોખ હતો. મહેરઅલિ થોડુંઘણું લખતાંવાચતાં શિખ્યો હતો. ગીતવાદ્યમા પણ તેની સાધારણ ગતિ ઠીક હતી, પરતુ તે ફક્કડ અને મોજીલો જીવ હતો. ફિશિયારી ઝાઝી હતી; અમીર ઉમરાવને ત્યાં ગાવા કરવા જતો હતો, કલાવંતણી સાથે બજવૈયાનું કામ કરતો હતો, અને જે બે પૈસાની પ્રાપ્તિ થતી હતી, તે મોજશોખમાં ઉડાવી દેતો હતો. પ્યારના બાપના મરણ પહેલાં થોડા સમય ઉપર તેણે પ્યારના લગ્ન મહેરઅલિ સાથે કરી નાંખ્યાં હતાં.

બાપના મરણ પછી પ્યાર પોતાના સ્વામીને ઘેર રહેવા આવી. ઘરમાં કરતાકારવતા જે કોઈ કહો, તેમાં તેની એક વૃદ્ધ સાસુ માત્ર હતી. તે આંખે ઝાંઝું દેખતી નહિ અને કાને બહેરી હતી, એટલે ઘરનું સઘળું કામકાજ પ્યાર કરતી; વૃદ્ધ સાસુની પણ તે સેવાબરદાસ્ત કરતી હતી. સ્વામીરાજનાં દર્શન માત્ર અઠવાડિયામાં બેએક દિવસ માડમાંડ થતાં હતાં; મહેરઅલિ શું કરે છે અને શું નહિ, તેની ઘરમાં કોઇને ખબર પડતી નહિ. ક્રમે કરી પ્યાર કિશોર અવસ્થામાં આવી પહોંચી. ગાનતાનમાં

તેને સ્વાભાવિક અનુરક્તિ હતી, બહાર બેસી મહેરઅલિ જે કાંઈ ગાતો અને બજાવતો અને નવીન ચીજ મોઢે કરતો, તે પ્યાર અંદર બેઠી બેઠી ધ્યાનમાં રાખતી, ગોખતી, અને અભ્યાસ કરતી હતી. ગાવામાં તેણે એક પ્રકારની કુશળતા મેળવી, જે તે વખતે અંતઃપુરની સ્ત્રીઓમાં વિરલ હતી. યૌવનમાં આવતાં પ્યારનું લાવણ્ય બેશ ફૂટી નિકળ્યું, પરંતુ મહેરઅલિનો સ્વભાવ દિવસોદિવસ બગડતો જતો હતો. ખરાબ સોબતમાં પડી તેણે મદ્યપાન કરવાનો આરંભ કર્યો હતો, અને બીજી રીતે પણ તેની વર્તણુક નઠારી થતી જતી હતી ને નઠારી સોબતમા પડી તે અનેક પ્રકારના કુછંદ શીખ્યો હતો. પ્યારનું વય તે વખતે માત્ર ચૌદપંદર વર્ષનું હતું; સ્વામીને વશ કરવાની કળા તે શીખી ન હતી. વૃદ્ધ સાસુ જો કે જીવતી હતી, પરંતુ મુઆ બરાબર હતી મહેર ઘણી વખત રાત્રે ઘેર આવતો નહિ; આવે તોપણ અદર સૂવા જતો નહિ ને બહારના ખંડમાં જ પડી રહેતો. પ્યારને સંદેહ ઉત્પન્ન થયો, તેણે અંતે ભાળ મેળવી કે તેનુ નસીબ ફૂટેલું છે. એક દિવસે મહેર, મોડી રાત્રે એક સ્ત્રીને સાથે લઈ પોતાના ઘરમાં દાખલ થયો. તે રાત્રે સ્વામી અને સ્ત્રીને ભારે કલહ થયો, પરંતુ પ્યારની બળજોરી કંઈ કામ લાગી નહિ. તેના ધણીની સાથે આવનાર સ્ત્રી, બીજી કોઈ નહિ, પણ પન્ના હતી. તે વખતે તેની ઉમ્મર વીસબાવીસ વર્ષની હતી, અને તે આલમ બજારમાં રહેતી હતી. તે ગાવાનાચવાનો ધંધો કરતી હતી અને તેણે જ પ્યારના સુખમય સંસારમાં રાખ મેળવી ઝેર સમાન કરી નાંખ્યો હતો.

વધારે હકીકતની આપણે જરૂર નથી. મહેર હવે ઘેર આવતો નહિ, ક્યાં પડી રહે છે તેનો પણ પત્તો મળતો નહિ. કોઈ વખતે ઘેર આવે તો નિશામાં ચકચૂર અને સાથે તે ડાકણી તો ખરી. આમ કેટલાક દિવસ ગયા. આખરે એક વખતે ખબર આવી કે, આલમ બજારની કોઈ ગાવાવાળીને ત્યાં મહેરનું મૃત્યુ થયું છે. પ્યાર જેમતેમ દુઃખમા દિવસ ગાળવા લાગી, મહા મુસિબતે સંસાર ચલાવવા લાગી; એવામાં તેની વૃદ્ધ સાસુ ણ મરણ પામી. આ સંસારમાં કોઈ તેનું રહ્યું નહી આખરે નિરાધાર નિઃસહાય પ્યાર, ખાંસાહેબને ત્યાં બાદી તરીકે રહી. તેની સારી ચાલચલણથી અને કાર્યદક્ષતાથી તે સુરતની માનિતી થઈ પડી અને ખાંસાહેબ પણ તેને પોતાની કન્યા સમાન ગણવા લાગ્યા.

આણી તરફ પન્ના પણ બદચલણને લીધે પોતાનો અવાજ ખોઈ બેઠી. ગાયનમાં તેને બે પૈસાની પ્રાપ્તિ હતી તે પણ જતી રહી. આખરે તેણે પણ બાંદીગીરી કરવા માંડી. કેટલોક વખત મુર્શિદાબાદમાં રહી, વળી ફરી ત્યાંથી જહાંગીરનગરમાં ગઈ અને ફરી પાછી રાજધાની મુર્શિ-

દાબાદમાં કોઇને ત્યાં બાંદી થઈ રહી. એમ કરતાં આખરે મિરજા ગુલામઅલિને ત્યાં તેને આસરો મળી ગયો અને ત્યાં તે માનિતી બાદી થઈ પડી; કારણ કે મિરજાં શૌકિન હતા અને પન્ના તેની મરજી સંપાદન કરવામાં કુશળ હતી. આ પન્ના પછી એક વાર ખાંસાહેબને ત્યાં પ્યારને મળી હતી. પછી પદ્માના ઉત્ક્રમણ વખતે પણ પ્યારે તેની શી દશા કરી હતી તે સર્વ, વાંચનારને વિદિત છે.

ખાંસાહેબ, સરિફન બેગમ, અને હેમેન્દ્ર સર્વે મળી આ બનાવનું શું કરવું, તેનો વિચાર કરવા લાગ્યાં. પ્યાર પણ ત્યાં આગળ હાજર હતી. હેમેન્દ્રનો વિચાર એવો હતો કે, નવ્વાબજાદાની સહાયથી મિરજાંની ખબર લેવી અને તેને ઉચિત શિક્ષા કરાવવી; પરંતુ ખાંસાહેબને આ વાત અરુચિકર હતી. તેથી તેમણે આ વિચારને સંમતિ આપી નહિ. ઘરની આ સર્વ હકીકત બહાર જણાવા દેવી, એ ખાંસાહેબને મન ઇષ્ટ લાગ્યું નહિ અને તેઓએ કહ્યું:–"મારે ક્યાં હવે અહીં ઝાઝા દહાડા રહેવું છે? ઈશ્વિર એ દુષ્ટની ખબર લેશે."

હેમેન્દ્રે કહ્યું:–"તે તો ખરું, પણ જો આ વખતે મિરજાંને એમને એમ જવા દઇશું તો ભવિષ્યમાં એ શું નહિ કરે? આજ તો એણે આટલું કર્યું, કાલ એથી વધારે કરે, માટે સુરત બેનના બચાવ માટે કંઈ કરવાની જરૂર છે."

ખાંસાહેબ.–"એ સર્વનો મેં વિચાર કરી જોયો છે; અને મેં મારો વિચાર હવે બદલ્યો છે. આટલા દિવસ સૂધી મારો વિચાર એમ હતો કે, સુરતનાં અહો લગ્ન કરીકારવી મક્કા શરિફ જવું, પણ હવે હું એમ કરવા માગતો નથી. એને નિરાધાર અહી, કોને ત્યાં રાખી જઉં! તે ઘણા દહાડાથી સાથે આવવાની હઠ કરી રહી છે, તો એને પણ સાથે લેતો જઇશ, એમ મેં વિચાર કર્યો છે."

ખાંસાહેબનું આવા પ્રકારનું બોલવું સાંભળી સઘળા ચૂપ રહ્યા. સવારમાં પન્નાને અને હાબીને ઘરમાંથી હાંકી કાઢવામાં આવ્યાં. તેઓ એમને એમ ઘરમાંથી જઈ શક્યાં નહિ. પ્યાર પણ તેમ કરવા રાજી ન હતી. સાદકને તેમનું શું કરવું, તેની તેણે સમજણ પાડી હતી. પ્યારના કહેવાથી સાદકે, પન્નાના અને હાબીના માથાના વાળ કાપી નાંખ્યા હતા, મોંઢાપર ચુનો અને મેંસ ચોપડી હતી, અને હાથ બાંધી લીધા હતા. આમ ખૂબ માર ખાઈ, અપમાન વેઠી, હાલહવાલ થઈ, પન્ના અને હાબી, પ્રાણ બચવા માટે ઈશ્વિરનો આભાર માનતાં, ખાંસાહેબના મકાનમાંથી ચાલી નિકળ્યાં. રસ્તામાં લોક કાંકરા ન મારે, માટે નજર ચૂકાવી નાસતાં નાસતાં તેઓ એક ઓળખીતાને ત્યાં ભાગી ગઈ.

મિરજાં ગુલામઅલી પણ બીજી વાર પોતાના પ્રયત્નમાં નિષ્ફળ થઈ, ભય કે શરમનો માર્યો તેને તે દિવસે મુર્શિદાબાદ છોડી પલાયન કરી ગયો.



## ષષ્ઠ ખંડ-પ્રથમ પરિચ્છેદ

### હજપ્રયાણ

**ખાંસાહેબનો મક્કાશરિફ** હજ કરવા જવાનો દિવસ પાસે આવ્યો. દરેક વાતની તૈયારી લગભગ થઈ ગઈ હતી. તેઓ **સુરત** ઉન્નિસાને પણ સાથે લઈ જવાના હતા. આ જોઈ **પ્યાર**ને પણ **સુરત**બીબી સાથે જવાની ઇચ્છા થઈ આવી, પરન્તુ **સાદક**નો તેમ કરવા વિચાર ન હતો. અજાણ્યા દેશમાં જઈ કષ્ટમય જીવન ગાળવા **સાદક**નો વિચાર ન હતો. હજી હમણાં જ લગ્ન કર્યાં હતા, સંસારસુખ શું, તે પૂરેપૂરું અનુભવ્યું ન હતું અને એટલામાં સંસાર ત્યાગી કેવળ ધર્મપરાયણ જીવન ગાળવું, એ **સાદક**ને ઇષ્ટ ન હતું. હજી ઘણા દિવસ છે, આટલામાં શું વહી ગયું છે? ઘરડા થઇશું, છોકરાંછૈયાં થશે, તેને સંસાર મંડાવી પછી જઇશું, એવો **સાદક**નો વિચાર હતો. આથી બન્ને ધણીધણિયાણી વચ્ચે ઘણી બોલાચાલી થઈ, રીસામણાં થયાં, વાદવિવાદ થયો અને અંતે આ વાક્યુદ્ધ પછી સંધિ પણ થઈ. **ખાંસાહેબ**, **સરિફન** બેગમ અને **સુરતે** મળી તોડ કાઢ્યો કે, **સાદક** અને **પ્યારે** હમણાં તો અહીં જ રહેવું; યોગ્ય વખતે જો તેઓ અરબસ્તાનમાં હોય તો તેમને જઈ મળવું. સંસારનું બંધન એવું દૃઢ છે કે, આખરે તે અધેલાનો જય થયો. **ખાંસાહેબે** જતાં પૂર્વે તેમના ભરણપોષણનો એક પ્રકારનો બંદોબસ્ત કરી રાખ્યો હતો. **ખાંસાહેબ** પોતે સંપત્તિશાળી માણસ હતાં; તેમને માટે આ મોટી વાત ન હતી. ઢાકા **જલાલપૂર** અંતર્ગત **રસૂલપૂર**માં તેમને મોટી જમીનદારી હતી ને ત્યાં કેટલાંક ગામો તેમના હસ્તક હતાં. તે સિવાય **જહાંગીર** નગરમાં બાગ બગીચાવાળું એક મોટું મકાન, મુર્શિદાબાદમાં મકાન અને આ ઉપરાંત પ્રાંત મુર્શિદાબાદમાં પણ જમીનદારી હતી. આ સર્વે સ્થાવર અને જંગમ મિલ્કતની તેમણે વ્યવસ્થા કરી નાંખી હતી, કારણ કે અરબસ્તાનથી તેમનો પાછા ફરવાનો વિચાર ન હતો.

**મક્કે** હજ કરવા જવાના આગલે દિવસે તેમણે હેમેન્દ્રને પોતાના અંતઃપુરમાં બોલાવ્યો. ત્યાં આગળ **સરિફન** બેગમ, **સુરત** તથા **ખાંસાહેબ** બેઠા હતા. **પ્યાર** અને **મહેર** પણ ત્યાં હતાં, અને **સાદક** પણ એક ખૂણામાં ઉભો હતો. આજ **ખાંસાહેબ**નું મન ઉદાસ હતું. જે સ્થાનમા નાનપણથી તેમણે વાસ કર્યો હતો, જે દેશમાં તેમની ઉન્નતિ

થઈ હતી, જે દેશમાં તેમને અનેક જણ સાથે ઘનિષ્ઠ સંબંધ થયો હતો, જ્યાં ઘણા માણસો સાથે સ્નેહમમતા હતી, જે સ્થળનાં પશુ, પ્રાણી, જળ, વાયુ, તરુલતા, અને પક્ષી સુદ્ધાં સ્નેહના સૂત્રે તેમની સામે જોડાયા હતાં, તે દેશ હંમેશને માટે છોડી, પવિત્ર ભૂમિમાં પ્રયાણ કરતાં તેમની આંખોમાં આજ આંસુ વર્ષતાં હતાં. માયાનું બંધન, માનો ન માનો, પણ દૃઢ છે, એમાં કોણ ના કહેશે? આપણું હિત ચહાનાર, નઃસ્વાર્થે જીગર વારનારને છોડી જતાં કોને દુઃખ ન થાય? આજ ઘણે દિવસે ખાંસાહેબની શુભ ઇચ્છા સફળ થવાનો દિવસ નિકટ આવ્યો હતો, છતા આ મહાપુરુષની આંખમાં આંસુ આવ્યા હતાં. સુરતઉન્નિસાની મોટામાં મોટી વાસના પિતાની સાથે તે પવિત્ર ભૂમિમાં જઈ, તેમની ચરણસેવા કરવાની હતી; તે વાસના સફળ થવાનો આ વખત હતો, છતાં તેનુ હૈયુ ગળગળુ થઈ ગયું હતું. એ પ્યાર, એ ઘર, ભાઈસાહેબ, સર્વેની મમતા સ્નેહના વિચારથી તેનું અંતઃકરણ દ્રવીભૂત થયું હતું. તેની આંખમાંથી આંસુની ધાર ચાલતી હતી. સરિફન બેગમની પણ તેવી જ અવસ્થા હતી.

પ્યાર અને મહેરનાં મન ઉદ્વિગ્ન હતાં. સાદક પણ રોતો જણાતો હતો. હેમેન્દ્ર તે સ્થળે આવ્યો, ખાંસાહેબને અને સરિફન બેગમને વિનમ્ર સલામ કરી, સસ્નેહે, નિરવે સુરતઉન્નિસાને અભિવાદન કર્યું.

ખાંસાહેબે કહ્યું:-"હેમેન્દ્ર! કાલ સવારે તો જાત્રાએ નિકળવાનું છે અને મારે ઘણી વાત કરવાની છે, માટે મેં તમને બોલાવ્યા છે."

હેમેન્દ્રનું હૈયું પણ નરમ બની ગયું હતું. તે મનમાં સારી રીતે સમજતો હતો કે, આ સંસારમાં તેને જે કંઈ યતકિંચિત્, માન પૈસો વગેરે હતું, તે સર્વ ખાંસાહેબની દયાનું–મમતાનું પરિણામ હતું. તે તેમને પિતૃસમાન લેખતો હતો, તેમના જવાની વાતથી તેને પણ અંતરમાં ખેદ થતો હતો. તે બોલ્યો:-"મુરબ્બી! નાનપણમાં જ મારા પિતા મરી ગયા હતા, અને તે વયમાં મને પિતૃવિયોગ શું, તે હું અત્યાર સુધી જાણી શક્યો નથી. આપની કૃપાથી, મમતાથી મારો તે અભાવ ટળી ગયો છે. પરંતુ આજ હું દુનિયામાં ખરેખરા પિતાના સ્નેહથી વંચિત થાઉ છુ."

હેમેન્દ્રની આંખમાં, આટલું બોલતાં, આંસુની ધાર ચાલી; ખાંસાહેબની આંખોમાં પણ જળ ભરાઈ આવ્યું. તેઓ ભગ્ન સ્વરે બોલ્યા:– "ઘણા દિવસની વાત છે; મને એક પુત્ર હતો, પરંતુ ઈશ્વરની ઇચ્છાથી તે આ લોક છોડી ચાલ્યો ગયો. તે પુત્રને ઠેકાણે હું તમને ગણતો આવ્યો છું. તમને જોઈ હું મારા પુત્રનું દુઃખ ભૂલી ગયો છું; આજ તમને પણ છોડી જવા વખત આવ્યો છે." કેટલીક પળ ચૂપ રહી

ખાંસાહેબે કહ્યું:–"હેમેન્દ્ર! અમે તો જઈશું. એ દૂર દેશમાં જો ખબર મોકલાવી શકાય તેમ હશે, ને જો ઈશ્વરની દયાથી જીવતો રહીશ તો કોઈક વખત સમાચાર મળશે."

હેમેન્દ્રની આંખમાંથી દડદડ આંસુની ધાર વહેતી હતી. ખાંસાહેબે કહ્યુ:–"મારી જે કંઈ થોડી સંપત્તિ છે, તેનો મેં કંઈક બંદોબસ્ત કર્યો છે, જે અત્યાર સૂધી તમને જણાવ્યો નથી, પરંતુ હવે તે તમને જણાવવો જોઇએ."

ખાંસાહેબે કાગળનું એક બંડલ કાઢી કહ્યું:–"સુરત તો મારી સાથે આવે છે; જોઇએ એટલી નગદ રકમ તો સાથે લઈ જાઉં છુ, ભવિષ્યમાં જો જરૂર પડશે તો તમને જણાવીશ. ઢાકા જલાલપુરમાં મારી જાગીર છે. સપત્તિની ફકિરને શી જરૂર છે? તમને મેં મારા પુત્રવત્ જાણ્યા છે, તો પછી એ જાગીર હું તમને જ આપું છું. આ બડલમાં એ લગતું દાનપત્ર છે. તેમાં નિજામતિ મંજૂરીની મહોર છે. આજથી તે જાગીરના માલિક તમે છો."

ખાંસાહેબની અનન્ય મમતા જોઈ હેમેન્દ્ર અવાક્ થઈ ગયો. કેટલીક પળ સૂધી તેનાથી બોલાયું નહિ: તે ઉભો થયો અને ગદ્‌ગદ કઠે બોલ્યો:–"નિરાધાર હું, નોકરીની શોધમાં ઘેરથી નિકળ્યો હતો. શહેરમાં અન્નશોધ માટે જતો હતો. તેમાં માર્ગમાં આપે આશ્રય આપી, અન્ન આપી, હાથ પકડી, સુમાર્ગે પ્રેરી, પિતા સમાન વાત્સલ્ય બતાવી મને માણસાઈમાં આણ્યો છે; આપની મમતા, આપની મહેરબાનીથી મારે કોઈ પણ જાતની ખોટ નથી. આપ હોત નહિ તો મારે આ દિવસ આવત નહિ. આપે જે કર્યું છે, તે પિતા પણ કરે નહિ, એથી અધિક સ્નેહ આપે કર્યો છે; હું આપનો સદા ઋણી છું. આપ વડિલના આશીર્વાદથી મને કોઈ જાતની ખામી નથી તો આપ આજ આમ શામાટે કરો છો? મને આ જાગીર કરતાં તે હજાર રીતે એનાથી સારાં કામમાં આપી શકાય એમ છે. તો પછી—"

ખાંસાહેબે ગળગળા સ્વરે કહ્યું:–"હેમેન્દ્ર! હું તમને મારા પોતાના પુત્રસમાન ગણું છું; મારી સંપત્તિપર તમારો આધકાર છે."

હેમેન્દ્ર:–"પણ હમશિરા–બેનને માટે?"

ખાંસાહેબ:–"હા; તેનો પણ મેં વિચાર કર્યો છે, અને સુરત સાથે પણ વાતચીત કરી છે. મેં જે બંદોબસ્ત કર્યો છે, તે મારી ઇચ્છાથી કર્યો છે એટલું જ નહિ, પણ સુરતે પણ તેમાં પોતાની ખુશી બતાવી છે. સુરતને માટે એક જૂદી વ્યવસ્થા કરી છે, તે તમને જણાવું છું; પણ હા, જો સુરત કદાચ ત્યાંથી પાછી આવે તો—"

"તો સઘળી જાગીર સંપત્તિ બેનની," હેમેન્દ્ર અડધેથી જ બોલી ઉઠયો.

**ખાંસાહેબ**:–"ના, તેમ નહિ. આ જાગીર તો હું તમને આપી જાઉં છું. **સુરત** મારી સાથે આવે છે, ત્યાં તેને હું કોઈની સાથે પરણાવવાનો બંદોબસ્ત કરીશ; પરંતુ કદાચિત્ જો તે ત્યાંથી આવે, જો તેની સંભાળ લેનાર કોઈ હોય નહિ, તો તમે તો છો જ:–તેના ભરણપોષણની, તેની સંભાળની, તેના સુખદુ:ખની સંભાળ તમારે કરવાની; તે તમારી બેન છે, તમે એના મોટા ભાઈ છો, એમાં વધારે તમને કહેવું પડે એમ નથી. હા, બીજી એક વાત સાંભળો: મુર્શિદાબાદ પ્રાંતમાં પણ મારી એક જાગીર છે. અત્યારે તો તે પણ હુ તમને આપતો જાઉં છું. પણ જો **સુરત** કદાચ પાછી આવે તો તે જાગીરપર **સુરત**નો હક; નહિ તો તમે અને તમારા વંશજો એ ભોગવે."

**હેમેન્દ્ર**નું હૈયું, **ખાંસાહેબ**ની અતુલ મમતાથી એવું તો તરંગમય થઈ ઉઠયું હતું કે, તેને બોલવાને શબ્દ સુદ્ધાં જડતા નહિ. તે ચૂપ બેસી રહ્યો.

**ખાંસાહેબે** કહ્યું:–"બીજી એક વાત: **પ્યાર** અને **સાદક** મારા ઘણા જૂના, વિશ્વાસુ અને વ્હાલાં માણસો છે. તેમને છોડીને જતાં મને પણ ક્લેશ થાય છે. તેમના ભવિષ્યના ભરણપોષણનો બંદોબસ્ત કરવાનું હું તમને સોંપું છું. **રસુલપુર**માં તેમને રહેવા માટે એક મકાન બંધાવી આપજો. હું તેમને તમને જ સોંપતો જાઉં છું."

**પ્યાર** અને **સાદક** આક્રંદ કરી ઉઠયાં.

**ખાંસાહેબ**:–"આ સિવાય, બીજી એક વાત પણ તમને કહેવાની છે. **રસુલપુર**માં **પિર શાહ મહંમદ**ની પ્રાચીન દરગા છે. તેને માટે કેટલુંક ખર્ચ થાય છે. ત્યાં કોઈ ફકિર, પિર, મુસાફર, અતિથિ આવી રહે છે, દર શુક્રવારે કુરાન વંચાય છે. એ સર્વનો ખર્ચ હુ ચલાવતો આવું છું. તમે આ સર્વ ખર્ચ નિભાવજો. એમાં કોઈ વાતની ખામી ન આવે, એ જોતા રહેશો. તમે હિંદુ છો, તમને કંઈ આ કરવામાં વાંધો તો નથીને?"

"હું આપની પાસે પ્રતિજ્ઞા કરું છુ કે, જ્યાં સૂધી હું જીવતો છું, ત્યાં સૂધી આ **પિર** સાહેબના દરગામાં જે જે કામ આપ કરાવતા આવ્યા છો, જે ખર્ચ થાય છે તે બરાબર રીતે ચલાવીશ; એટલું જ નહિ, પણ મારા મરણ પછી પણ મારા ઉત્તરાધિકારીઓ એ કામ બરાબર ચલાવતા રહે, એનો બંદોબસ્ત કરીશ."

"તમારા કહેવાપર મને પૂરો વિશ્વાસ છે. હવે બીજું કંઈ કહેવાનું નથી; પણ હા, એક વાત ધ્યાનમાં રાખજો. નિજામતની અવસ્થા

અને દેશની અવસ્થા ઘણી માઠી થતી જાય છે. આ વખતમાં તમારે ભારે ખબરદારી રાખી ઘણુંજ સાવધાનથી વર્તવુ. આ વાત મેં તમને પહેલાં ઘણીવાર કહી છે, અને આજે ફરીથી કહું છું. જોજો, એ વાત બરાબર લક્ષમાં રાખજો."

"આપની આજ્ઞા, હું બરાબર પાળવા યત્ન કરીશ."

"તમે વળી ઘણા વખતથી અહી છો, ઘેર સ્ત્રીબાળક પણ છે, કાકા કાકી છે, તે સર્વ તમને ઘણા વખતથી મળવાને માટે આકુળ હશે "

"છૂટીને માટે નવ્વાબજાદા હુજૂરને અરજી કરી છે. આપ મક્કે શરિફ પધારો છો; હવે મારું મન પણ અહી નહિ ચોંટે. મેં પણ ઘેર એક વાર જઈ આવવા નિશ્ચય કર્યો છે."

"તો જઈ આવજો. સુરત! તું કહેતી હતી કે, તારે પણ ભાઈ સાહેબને કંઈ કહેવું ને આપવું છે. તે હવે પછી ક્યારે કહીશ?"

સુરત ઉન્નિસા ખાલાજાન પાસે બેઠી હતી; તેણે બોલવા ચાહ્યું, પણ તેનાથી બોલાયું નહિ

સરિફનબેગમે કહ્યુ.–"બિટિયા! સવારે તો આપણે જવાનું છે, ક્યારે પાછા આવશું તે તો ઈશ્વર જાણે ક્યારે મળશું તે કોણ જાણે? તારે જે કહેવું હોય, તે કહેની મા!"

સુરતે ખાલાજાનની પાસેથી બેએક નાની ડબી લીધી. ધીમેથી તે પિતા પાસે આવી અને તે ડબી ખાંસાહેબને આપી.

ખાંસાહેબે એક ડબી ઉઘાડી અને કહ્યું:–"નૂરેનજર! તુંજ તારા હાથે આપ. હેમેન્દ્ર! આમ આવો. આ મારી સુરત, તમારાં સ્ત્રીપુત્રને માટે કંઈ સાધારણ યાદગીરી આપવા ચહાય છે."

હેમેન્દ્ર ચુપચાપ આગળ આવ્યો.

સુરતે, ખાંસાહેબના હાથમાથી છોકરાને હાથે પહેરવાનો મોતીનો સુંદર જોટ લીધો અને બોલી:–"ભાઈસાહેબ! સાંભળ્યું છે કે, મારે એક ભાઈ હતો. મેં તેને જોયો નથી. આ સંસારમાં મારા આવવા પૂર્વે જ તે બહેસ્તશીન થયો હતો–" સુરતનો મૃદુતર અવાજ વધારે ક્ષીણ થતો ગયો–"આ જોટ તેના હાથના છે."

ખાંસાહેબની આંખમાંથી આંસુધારા વહેવા લાગી.

સુરતે કહ્યું:–"હવે આપ જ મારા મોટા ભાઈ છો. આપના છોકરાને હાથે આ જોટ પહેરાવજો."

ઓરડામાં જેટલા હતા, તે સર્વની આંખમાં ઝળઝળિયાં આવ્યાં

સુરતે, બીજા ડબ્બામાંથી એક મણિજડિત સોનાનો હાર લીધો અને કમ્પિત કંઠે બોલી:–"આ હાર મેં ઘણી વાર પહેર્યો છે. ભાભી-

સાહેબને મેં કોઈ વખત દીઠાં નથી અને હવે જોવાનો સંભવ પણ નથી આ હાર, આપ તેમને આપજો અને કહેજો, કે આપની નાની બેન દૂર દેશમા આપનું અને તેમનું શ્રેય, ઈશ્વર પાસે સતત યાચે છે.”

ક્ષણકાલ હેમેન્દ્ર નિર્વાક્ અને નિઃસ્પંદ બેસી રહ્યો. ખાંસાહેબે ઇશારો કર્યો ત્યારે તેણે તે હાર લીધો. ઓઢણીના છેડામાંથી તેણે તે અમૂલ્ય અલંકાર લીધો. તે વખતે પણ તેને વાક્સ્ફુર્તિ થઈ નહિ. તેના હોઠ ધ્રુજવા લાગ્યા. અંતે કેટલીક વારે તે બાષ્પરુદ્ધ કંઠે બોલ્યો:- “આ સંસારમાં મને ભાઈ અને બેન નથી. ભાઇના સુખથી તો હું સદા વંચિત છું, પરંતુ ઈશ્વરની અગાધ દયાથી બેનનો પવિત્ર નિર્મળ સ્નેહ મેળવવા ભાગ્યશાળી થયો છું. તે સ્નેહ, તે દયા, તે મમતા હુ મરતા સૂધી પણ વિસરીશ નહિ.”

સુરતઉન્નિસાએ સજળ નેત્રે ભાઈનાં ઓવારણાં લીધાં, અને ખાલાજાન પાસે જઈ બેઠી

તે રાત્રે હેમેન્દ્રને ઉંઘ આવી નહિ. દેવોપમ પિતૃતુલ્ય મહાપુરુષ, પવિત્ર સ્નેહકરુણામયી તે નાની બેન સવારનાં તો વિદેશ ચાલી જવાનાં હતા. આ જન્મમાં ફરી તેમનાં દર્શન થવાનો સંભવ ન હતો. વિચારમા ને વિચારમાં ઉચ્છ્વસિત હૃદયે હેમેન્દ્રે સારી રાત ઉજાગરામાં કાઢી. બીજે દિવસે તેમને નૌકામાં બેસાડી, વ્યથિત ચિત્તે ઘેર પાછો ફર્યો.



## દ્વિતીય પરિચ્છેદ

### બંગાળાનું રાજકીય વાતાવરણ

બંગાળાની રાજકીય અવસ્થા ધીમે ધીમે જટિલ થતી ગઈ. નવાજેશ મહંમદના મરણ પછી તેની બાનુ ઘસેટી બેગમની દુરાશા એથી અટકી નહિ. નવાજેશ મહંમદે નવ્વાબજાદા મિરજાં મહંમદખાના નાના ભાઈ અક્રામુદ્દૌલાને ખોળે લીધો હતો, અને તેને બંગાળાનો નવ્વાબ બનાવવાની ખટપટ ચાલુ કરી હતી; પરંતુ નવાજેશ મહમદની હયાતિમા અક્રામુદ્દૌલાનું મૃત્યુ થયું અક્રામને એક નાનો પુત્ર હતો; એનું નામ મુરાદ-દ્દઉ-દૌલા હતુ. આ મુરાદ-ઉદ્-દૌલાને નવાજેશે પોતાનો વારસ નિમ્યો હતો ઘસેટી બેગમે આ બાળકને બંગાળાની મસનદપર બેસાડવાને પ્રાણતોડ યત્ન કરવા માંડ્યો હતો. આ બાળકને ગાદીપર બેસાડી પોતાની હકુમત ચલાવવાની તેની મુરાદ હતી. આ કામમાં તેને મુખ્ય મદદગાર તેનો પ્રેમપાત્ર પ્રધાનમંત્રી રાજવલ્લભ હતો

હુસેન કુલિખાંના મરણ પછી ઢાકાનો શાસનકર્ત્તા વાસ્તવિક રીતે

રાજવલ્લભ હતો. નાના ઉપાયોવડે તેણે અતુલ સંપત્તિ સંપાદન કરી હતી. ને પાછળથી ઢાકાની રાજવ્યવસ્થા પોતાના પુત્ર કૃષ્ણવલ્લભને સોંપી, તે મતિઝીલમાં રહેવા લાગ્યો હતો. નવ્વાબ અલિવર્દીખાંની આખરી માંદગી વખતે તે ઢાકામાં હતો, અને મહેસુલને માટે ભારે જૂલ્મ કરવા લાગ્યો. નવ્વાબજાદો તેને બૂરી નજરથી કટકસમાન લેખતો હતો. તે વાત રાજવલ્લભ સારી રીતે જાણતો હતો. નવ્વાબજાદો બંગાળાની સત્તાપર આવતાની વાર તેની સારી રીતે ખબર લેશે, ઘણા વખતથી સંચય કરી રાખેલું ધન તેના હાથમાં નહિ રહેવા દે, નવ્વાબજાદાની સામે અત્યાર સુધી જે દુશ્મનાવટ કરી છે તેનું ફળ થોડુંઘણું ભોગવવું પડશે, એ વાત રાજવલ્લભના ધ્યાનની બહાર ન હતી. આટલા માટે રાજવલ્લભે* પોતાના પુત્ર કૃષ્ણવલ્લભને પરિવાર અને ધનસંપત્તિ સાથે કલકત્તા રવાના કર્યો; અને કાસમબજારની કોઠીના ગુમાસ્તા વોટસ સાહેબ પાસેથી એક ભલામણપત્ર કલકત્તાના ગવર્નર ડ્રેક સાહેબપર મેળવ્યો. વોટસ અને બીજા કેટલાકનું એમ ધારવું હતુ કે, વૃદ્ધ નવ્વાબના દેહપાત પછી રાજવલ્લભનો પક્ષ બળવત્તર થઈ પડશે. ઘસેટી બેગમ પોતાની મુરાદ બર આણશે. આથી અંગ્રેજોએ ઉત્સાહથી કૃષ્ણવલ્લભને આશ્રય આપ્યો.

અંગ્રેજો વળી એ પણ જાણતા હતા કે, નવ્વાબજાદાને સિંહાસન પ્રાપ્ત થવાથી તેમને વિશેષ ફાયદાની સંભાવના નથી. દેશના ઘણાખરા માણસો સિરાજના વર્તનથી અસંતુષ્ટ હતા ઘસેટી બેગમે રાજવલ્લભને સૈન્ય એકઠું કરવા આજ્ઞા કરી હતી, અને તેણે તેમ કર્યું હતું, એ વાત પણ અંગ્રેજોને અવગત હતી વોટસ સાહેબ આ સઘળી હકીકત ગુપ્તપણે કલકત્તા મોકલી આપતો હતો. બુદ્ધિમાન્ અંગ્રેજ વિષમ વિચારમાં પડી ગયા કયા પક્ષનું ખુલ્લી રીતે સમર્થન કરવું, કયો પક્ષ ભવિષ્યમા પ્રબળ થઈ ઉઠશે, તેનો તેઓ નિર્ણય કરી શકયા નહિ. ચતુર અંગ્રેજોએ ઉભય પક્ષનાં મન સંતોપી વર્તવા તત્કાળ નિશ્ચય કર્યો; ભવિષ્યમાં જે પક્ષ બળવાન્ થઈ ઉઠે, તેની સાથે જોડાવા નિશ્ચય કર્યો.

વૃદ્ધ નવ્વાબનો [illegible]સાનકાળ [illegible] પાસે આવી લાગ્યો નવ્વાબ-

---

* There remained no hope of Aliverdy's recovery; upon which the widow of Nowagis had quitted Murshidabad and encamped with 10,000 men at Mootigil, a garden two miles south of the city, and many now began to think and to say that she would prevail in her opposition against Suraja Dowlah. Mr. Watts therefore was easily induced to oblige her minister, and advised the Presidency to comply with his request. ORME'S INDOSTAN II. 50.

જાદો મિરજાં મહંમદ રાતદિવસ માતામહની પથારી પાસે રહેવા લાગ્યો. ચચળચિત્તના નવ્વાબજાદાનું મન, આજ પ્રથમ વાર ભવિષ્યની ચિંતાથી ક્લેશમય થઈ ઉઠ્યું. આ આફતથી તેનું મન દુઃખી થયું. નવ્વાબે પોતાના પ્રિય દૌહિત્રને કેટલોક ઉપદેશ આપ્યો, કેમ વર્તવું તે સમજાવ્યું. રાજ્યની અવસ્થાની સમજણ પાડી, બળ કરતાં કળથી રાજનીતિમાં વિશેષ ફાયદો છે, તે તેના લક્ષમાં આણ્યું. સરાબપાન છોડી દેવા આગ્રહ કર્યો. સિરાજે કુરાનની પ્રતિજ્ઞા લઈ તે પ્રમાણે સુરાપાન છોડી દીધું. ઉગતા શત્રુને ડામવા નવ્વાબે આજ્ઞા કરી; શત્રુને દેશમાં કિલ્લાકામ ન બાંધે, તે ધ્યાન રાખવા કહ્યું અને લોકોને સંતોષી રાજ ચલાવવા બોધ કર્યો.

આણી તરફ ઘસેટી બેગમનો ઉત્સાહ વધતો ચાલ્યો, મતિજીલમા સૈન્ય એકઠું થવા લાગ્યું. પૂર્ણિયાનો શૌકતજંગ, માતામહની મસનદપર દૃષ્ટિપાત કરવા લાગ્યો. વલંદા, ફ્રેન્ચ, અંગ્રેજ ભવિષ્યમાં બંગાળામા શું થશે, તે આતુરતાથી જોવા લાગ્યા. એવામાં વૃદ્ધ નવ્વાબ સૂજા ઉલ્ મુલ્ક હિસામઉદ્દોલા અલિવર્દીખાં મરણ પામ્યો.

ક્ષણ પણ વિલંબ કર્યા વગર, નવ્વાબજાદા મિરજાંમહંમદખાંએ સિપહસાલાર, સામંત, સૈન્યાધ્યક્ષ, અમીરઉમરાવ, રાજામહારાજા, જગતશેઠ આદિને દરબારમાં આમંત્ર્યા, અને નવ્વાબ મન્સુર-ઉલ્-મુલ્ક સિરાજ ઉદ્-દૌલા શાહ કુલિખાં, હયરતજંગ બહાદુર નામ ધારણ કરી, વગર હરકતે બંગાળ, બિહાર અને ઓરિસાના સિંહાસનપર આરૂઢ થયો. વિરુદ્ધ પક્ષનાને સામે થવા સમય મળ્યો નહિ કે તેઓ તેમ કરી શકયા નહિ; પરંતુ સિંહાસન નીચે પ્રચંડ અગ્નિશિખા બળતી હતી, તે હોલવાઈ ગઈ નહતી. જે શાંતિ જણાતી હતી, તે તોફાનના પૂર્વે જણાતી ભ્રમકારી શાંતિના જેવી હતી.

સિરાજ પ્રથમથી જ જાણતો હતો કે, સિપહસાલાર મિર જાફરખા, ધનકુબેર જગતશેઠ વગેરે કેટલા મુખ્ય માણસો અને કેટલાક રાજા મહારાજા તેના વિરુદ્ધ હતા, વિપદ્‌વખતે તેમનાપર ભરુસો રાખવા લાયક નહતા; ને એમાંના કેટલાક તો લાર પહેલાં તેવા પૂરવાર થઈ ચૂકયા હતા. એટલા માટે લાર પછી તેણે પોતાનો આત્મપક્ષ સબળ કરવા માંડ્યો. તેણે દરબાર ભરી, પોતાના વિશ્વાસુ માણસોને પદવીદાન કર્યું: વીર મિરમદનને દિવાન-ઇ-તનની પદવી આપી, મોહનલાલને દિવાન-ઇ-આલા-માદાર-ઉતમાહાન અને મહારાજાની પદવી બક્ષી. હિન્દુસ્તાનના, વિશેષત: તે સમયના, બંગાળાના ઇતિહાસથી વાકેફ માણસો જાણે છે કે, વીર મોહનલાલે પ્લાસીના યુદ્ધસમયે પ્રાણાર્પણ કરી સિરાજના પક્ષનું સમર્થન કર્યું હતું.

બંગાળાની મસનદપર આવવા પછી વિશ્વાસુ પ્રભુભક્ત હેમેન્દ્રલાલને સિરાજ વિસરી ગયો નહિ. એક દરબાર ભરી, નવીન નવ્વાબે, તેને પાંચશેની મુન્સબદારી, રાજાની પદવી, તેને યોગ્ય જાગીર, રાજપદ ઉચિત છડી, ચમર, નિશાન અને ઝાલરદાર પાલખી વાપરવાની અનુમતિ આપી.

થોડા દિવસમાં ઘસેટી બેગમની સઘળી ખટપટ નકામી ગઈ. સિરાજ નકામો વખત ન ગુમાવતાં મતિઝીલના સર્વ સૈન્યને હરાવી, મતિઝીલના ધનરત્ન સાથે ઘસેટી બેગમને વિનયપૂર્વક પોતાના અંતઃપુરમાં લઈ આવ્યો. સમય જોઈ ચતુર સિરાજે, માથાપરનો મુકુટ ઉતારી ઘસેટી બેગમ પાસે આવી તેને નમન કર્યું. "હું પુત્ર છું, તમે મારાં માતા છો, માટે મારા અંતઃપુરમાં આવી માતાસ્થાન ગ્રહણ કરો." એમ કહી સર્વ વિપદનું મૂળ ચતુરાઇથી સિરાજે દૂર કરી નાંખ્યું. ઘસેટી બેગમ સિરાજ સાથે નવ્વાબી અંતઃપુરમાં દાખલ થઈ. પ્રેમ-કળથી સિરાજે પોતાના દુશ્મનોને તત્કાળ તો નિર્બળ કરી નાંખ્યા. થોડા વખતમાં સિરાજ આવી આપદમાંથી મુક્ત થયો. તે વિના-અવરોધે બંગાળાના સિંહાસનપર હકુમત ચલાવવા લાગ્યો.

આમ વિપદમાંથી મુક્ત થવા પછી, હેમેન્દ્રે છૂટીને માટે પ્રાર્થના કરી. પૂર્વે આપેલું વચન યાદ કરી, નવ્વાબજાદાએ હેમેન્દ્રલાલને ઘેર જવા રજા બક્ષી. આટલે લાંબે વખતે નવ્વાબજાદાની રજા મળતાં હેમેન્દ્ર ઘર ભણી જવા માટે તૈયારી કરવા લાગ્યો અને તરત જ તૈયારી થતાં ઘર ભણી નિકળી પડ્યો.



## તૃતીય પરિચ્છેદ

### જયનગરમાં પુનરાગમન

ભપકાદાર નિશાન અને ડંકાવાળી, સોળ ખલાસીઓવાળી, બે પ્રકાંડ નૌકાઓએ જયનગરને ઘાટે આવી પહોંચી નાંગર કર્યું. ઘાટે આવતાં ડંકો મારવાની હેમેન્દ્રે ઘણી મના કરી, છતાં કોઇએ તે માન્યું નહિ. રામમોહન સરકાર બધી દેખરેખ રાખવાને ત્યાં હતા એટલે તેમણે જ ડંકો વગાડવા કહ્યું હતું. નૌકા તીરે આવતાંનીવાર રામમોહન ઝટ કૂદી પડ્યો અને ઘર તરફ દોડ્યો.

હેમેન્દ્ર તે દિવસે જયનગર આવવાનો છે, એ વાત ગામના કોઈ પણ માણસને ખબર હતી નહિ. નિશાન ડંકાનો અવાજ સાંભળતાં જ ઘણાઓએ ધાર્યું કે, ફોજદાર અથવા તો નવ્વાબી ફોજ, કે કોઈ મોટો

ઉમરાવ આજ અહીં આવે છે. ગામના જેઓએ આ સાંભળ્યું તે ઘણા વિચારમાં પડ્યા.

આણી તરફ રાય મહાશયને ત્યા સવારમાં કચેરી ભરાતી હતી, ત્યાં ઘણા લોક એકઠા થતા હતા. અધિકારી, સિપાઈ, મુહરી, પટવારી, ખેડુત અનેક જણ એકઠા થતા હતા, કોઇને, કંઈ કામકાજ હોય હોયને હોય જ; કારણ કે જમીનદારી ઘણી મોટી થઈ ગઈ હતી, એટલે માણસોનો અભાવ ન હતો. હવે તો તેમને નામે ગામ હતાં.

મહેન્દ્રરાય દિવાનખાનામાં બેઠા હતા. ત્યાં ઘણા માણસો કામસર આવ્યા હતા. તેઓ કામ પ્રતિ લક્ષ આપતા હતા, એવામાં સઘળાને હડસેલી રામમોહન, મહેન્દ્રરાયની પાસે આવ્યો. તેમને પગે પડી હેમેન્દ્રના આગમનની તેણે ખબર કહી. રાય સઘળું કામ રહેવા દઈ, એકઠા થયેલા માણસો, સિપાઈ, ગુમાસ્તા આદિ આત્મીયવર્ગને લઈ, હેમેન્દ્રને લેવા સામા ગયા.

રામમોહને દોડી, અંદર જઈ મહામાયાને સઘળી હકીકત જણાવી. શ્રીમાન્ કીકો ત્યાં રમતો હતો, તેને ખાધે લઈ, રામમોહન બહાર આવ્યો. હેમેન્દ્રનાં આગમનની ખબર પડતાં જ ત્યા ભારે આનંદ અને ધમસાણ મચી ગયું. પળમાં તો આખી શેરીમાં ખબર પડી કે હેમેન્દ્ર આવ્યો છે એટલે બીજા કેટલાક લોકો પણ જોવાને માટે બહાર નિકળ્યા.

આણી તરફ હેમેન્દ્ર તળાવની પાળે માણસો સાથે આવી પહોચ્યો ત્યાં આગળ જ ઘરથી આવેલી મંડળી સાથે તેનો ભેટો થયો. ભૂમિપર પડી હેમેન્દ્રે પોતાના જનકસમાન કાકાને પ્રણામ કર્યા: મહેશરાય તેનો હાથ પકડી હર્ષભેર વળગી પડ્યા. લોકો ઘણા આવ્યા હતા. વૃદ્ધજનોને ત્યાં જ તેણે નમસ્કાર કર્યા; બીજાઓને સ્મિત હાસ્યથી માથું ડોલાવી ઓળખું છુ એમ સૂચવ્યું. તળાવ આગળ વડ નીચે આ બધુ ટોળું એકઠું થયું હતું, ત્યા થોડીવાર ખોટી થયું બધા આમ ત્યાં એકઠા થઈ જવાની તૈયારીમાં હતા, એટલામાં "જય રાજા, હેમેન્દ્રલાલની જય" શબ્દનો પોકાર થયો. હેમેન્દ્રને નવ્વાબ સરકાર તરફથી રાજાનો ખિતાબ મળ્યો હતો, તે રામમોહને પળવારમાં જાહેર કરી દીધું. શ્રીમાન્ કીકાને ખાંધપરથી નીચે ઉતારી હેમેન્દની સામે તેણે ઉભો કર્યો. કપડા પહેરવાનો હજી સૂધી છોકરાને અભ્યાસ ન હતો ઉતાવળમા એક તનિયો અને ઝભલું લક્ષ્મીપ્રિયાએ દાસી સાથે રામમોહનને પહોચાડ્યું હતું. તે તેણે જેમ તેમ કીકાની કેડે વળગાડ્યુ હતું. રાય મહાશયે કીકાને તેડી, હેમેન્દ્ર તરફ આંગળી કરી, "ઓળખે છે? કોણ છે? જાઉછ એમની પાસે? જો એ તો તારા બાપુ છે," એમ કહ્યું. એ વિશાળ દેહના

અપરિચિત માણસ પાસે જવાને શ્રીમાન્ છોકરાને મન થયું નહિ. હેમેન્દ્રે માત્ર સ્નેહભરી એક ચકિત દૃષ્ટિ તેની તરફ નાંખી. ત્યાંથી સઘળી મંડળી વાતો કરતી ઘેર આવી પહોચી. ઘેર આજ ઘણા જ આનંદ ઉત્સવની ધામધૂમ થઈ રહી હતી. ઘણા લોકો જેઓ તળાવપર સામા આવ્યા ન હતા તે રાયમહાશયના દિવાનખાનામાં એકઠા થયા હતા

ઘેર આવી ગૃહદેવના મંદિરમાં દેવને પગે લાગી, વૃદ્ધજનને દિવાનખાનામાં આવી હેમેન્દ્ર પગે પડ્યો; પછી અંદર જઈ સહુથી પ્રથમ મહામાયાને પગે પડ્યો; ત્યા બીજાં પણ ઘરડેરાં બૈરાં હતાં તેમને પણ પગે લાગ્યો; છેવટે કલ્યાણીને પણ જમીનપર પડી સાષ્ટાંગ પ્રણામ કર્યાં. કલ્યાણી રાજાના પ્રણામ લે એ શું તેને ઉચિત હતું? તે આઘી સરી ગઈ. તેને પણ આજ આનંદનો પાર ન હતો. તે, વિસ્મય ચહેરે આનંદમય નેત્રે આ સહુ જોતી ઉભી હતી. સર્વને પ્રણામ કરી હેમેન્દ્ર પુનઃ બેઠકખાનામાં આવી બેઠો; ને ત્યા પોતાના વડિલ સાથે વાતો કરવા લાગ્યો.

નૌકામાની જણસપત્ર ઘેર આવવા માંડી. ત્યા બાળકો અને છોકરીઓ જોવાને માટે એકઠી થઈ હતી. એટલામાં વિશાળકાય અને લાબી દાઢીવાળા એક બકરાને અને ઠીકાને લઈ રામમોહન ત્યાં આવ્યો. મુર્શિદાબાદ જતી વખતે હેમેન્દ્ર સાથે રસ્તામાં જે વાતચીત થઈ હતી, તે આપણો રામમોહન વિસરી ગયો ન હતો. મુર્શિદાબાદથી પાછાં ફરતાં તે, એક ઉત્તમમાં ઉત્તમ બકરો વેચાતો લઈ, સાથે લેતો આવ્યો હતો. ઘેર આવતાંની વાર તેનો સર્વ અધિકાર તેણે ઠીકાને સોંપ્યો. રામુએ શ્રીમાન્ ઠીકાને તે બકરાપર બેસાડવાને ઘણી માથાકુટ કરી; પરંતુ બકરો પણ તેને માટે રાજી ન હતો, તેમ ઠીકાને પણ તે વાત મનગમતી ન હતી. આખરે તેના ગળામા ઘંટડી અને ફુલની માળ નાખી તેને છૂટો મૂક્યો. ફુલની માળ જઠરાગ્નિ શાંત કરવામાં ઉપયોગી છે કે શરીરની શોભાની વૃદ્ધિ માટે તે સંબંધી અનેક કાયદાતર્ક કરતો, શિંગડાથી તે માળને ખાવા પ્રયત્ન કરતો બકરો ત્યાંથી ભાગ્યો. આ જોઈ શ્રીમાન્ ઠીકાને ઓર આનંદ થયો.

ઘેર આવતાં એક બીજો અનુચર રામમોહનને મળ્યો; તે તેનો કૂતરો બાઘો હતો. બાઘો જો કે વૃદ્ધ થયો હતો, છતાં રામમોહનને જોઈ તેના મનમા નવીન ઉત્સાહ આવ્યો હતો. તે ગેલ કરવા, કૂદવા અને નાચવા મંડી પડ્યો હતો. આજ તેના આનંદની પણ સીમા ન હતી.

બપોરે ભોજનનો સમય થયો. મહામાયા પોતે પિરસવા લાગી. હેમેન્દ્ર, મહેશરાય અને શ્રીમાન્ ઠીકાનાં આસન મંડાયાં. ઠીકો પોતાનું આસન છોડી, દાદાના ભાણામાં અડધો ભાગ પડાવવા જબરદસ્તીથી ગયો. મહામાયા રૂપાની થાળીવાટકીમાં જૂદી જૂદી સામગ્રી મૂકવા લાગી.

રાય મહાશયે કહ્યું:—"હેં: સાંભળછ કે, આ મારે તો શ્રીમાન્ ભાગિયો જડી આવ્યો છે; તારે કંઈ જોઈતું કરતું હોય તો કહે? છે કંઈ ઇચ્છા ?"

કલ્યાણીને તે સાંભળી હસવું આવ્યું.

**મહામાયાએ** કહ્યું:—"ઈશ્વરે આજ આવો સારો દહાડો આણ્યો એજ. બીજું શું જોઇએ? હવે શી વાતની મણા છે? તમે કહેતા'તા કે મારું વિત્ત દહાડે દહાડે ઓછું થતું જાય છે; તો હવે આ કીકાનાં લગ્ન કરી નાંખો, નહિ તો પછી સોળે સોળ આના વિત્ત જતું રહેશે."

**હેમેન્દ્રની** સન્મુખ થાળ મૂકી, **મહામાયા** બોલી:—"**હિમુ**! આજ ઘણે દહાડે તને ભાત પિરસું છું, દીકરા! ઘરમાં તું, તે દહાડે ખાધા વગર સૂઈ રહ્યો; અને ફરી જમતાં બોલ્યો'તો કે પૈસા મેળવી રૂપાની થાળી લાવી જમીશ તો ઘેર આવીશ. ઈશ્વરે આજ તે દહાડો દેખાડ્યો છે. તું કહીને નિકળ્યો તો તે તેં ખરું કરી બતાવ્યું, બેટા! આજ તે દિવસ છે. બાપની દોલતમા હક્ક માગનારા અને બાપની દોલતપર ધિંગાણું કરનારા કરતાં તારા જેવાથી મારું કુળ શોભ્યું છે."

એટલું બોલતા **મહામાયાની** આખમા હર્ષના આંસુ આવ્યા. આંસુ ભરી આંખે હસતે મોંએ **મહામાયાએ** કહ્યુ:—"આજ મારે શી કમીના છે? હુ રાજાની મા! આજ મારે આનંદની કંઈ સીમા છે, **હિમુ**!"

**રાય** મહાશયે કહ્યું:— "**હિમુ**! તે **જયનગરનું** નામ ઉજ્વલ કર્યું છે; **રાયવંશની** મર્યાદા હજાર ગણી વધારી છે. તારા પ્રતાપે આજ અમે સહુ રૂપાના વાસણમા ભોજન કરીએ છીએ."

**હેમેન્દ્ર** હર્ષ અને લજ્જાથી ચૂપ રહ્યો. તેના મોંમાથી તત્કાળ એક અક્ષર નિકળ્યો નહિ. આખરે તે બોલ્યો.—"બા! એ સર્વ તારા આશીર્વાદનું પરિણામ છે."

"કંઈ નહિ બેટા! એ સર્વ તારા પ્રતાપ છે; કીકાનું નસીબ છે કે ઈશ્વરની દયા છે. એમા અમારું કંઈ નહિ, બેટા!"

મોડેથી બપોરના અતઃપુરમાં બૈરાંઓ એકઠાં થયા હતાં. **જમના**, **પરસન**, **પાર્વતી**, **વિશાખા**, **હરમણી** વગેરે પ્રૌઢા અને વૃદ્ધ, **મહામાયા** પાસે આવી વાતો કરતાં હતા. **નવદુર્ગા**, **વામા**, **શ્યામા**, **બબલી**, **ધનગૌરી**, **કુંદ**, **કાલિંદી**, **સરલા** વગેરે તરુણીઓ સર્વ **લક્ષ્મીપ્રિયાની** બેઠકમા એકઠાં થયાં હતાં, અને આમોદ પ્રમોદ, હાસ્ય પરિહાસ, ટોળટૂચકા કરતાં હતાં. **પાલી** બૂચી, **કૃષ્ણી** કાણી, **શ્યામા** લંગડી વગેરે સર્વ ટોળાબંધ ત્યાં હતાં. છોકરાંઓ આંગણામાં બકરાની આસપાસ ખેલતાં હતાં; તેની પાછળ દોડતાં, દોડાવતાં, અને હર્ષભેર નાચતાં, કૂદતાં તથા લડતાં હતાં.

## તૈયાર છે! તૈયાર છે!!

# શ્રી ગાયત્રી ભાષ્યભાષાંતર

## (૧) તેમાં ચર્ચાયેલા વિષયો.

૧ ગાયત્રી મહાત્મ્ય. ૨ ગાયત્રી દીક્ષા. ૩ લોભની વિભીષિકા. ૪ ગાયત્રીના અધિકારી. ૫ શ્રીમદ્ વલ્લભાચાર્યપ્રણીત ગાયત્રીનિરૂપણ. ૬ અથ ગાયત્રીકલ્પ. ૭ સપ્રણવ ગાયત્રી વ્યાખ્યા. ૮ મંત્રોના ચારભેદ. ૯ ગાયત્રીમંત્રનું વિશેષ વિવેચન. ૧૦ મંત્રશાસ્ત્ર. ૧૧ પ્રાર્થના. ૧૨ સુભાષિત. ૧૩ સંન્યાસીનું સ્તોત્ર. ૧૪ ૐકાર માહાત્મ્યનાં પદો.

**વિદ્યાવિલાસી સ્વર્ગવાસી શ્રીયુત ઇચ્છારામ સૂર્યરામ દેશાઈના સ્મરણાર્થ પ્રેમાંજલિ સાથે અર્પણ કરેલું છે.**

## (૨) શ્રી ગાયત્ર્યર્થપ્રકાશ

૧ પ્રસ્તાવના. (શાસ્ત્રી પ્રાણજીવન હરિહર પંડ્યા.) ૨ શાંકર ભાષ્ય. ૩ ગાયત્રીમંત્રનું માહાત્મ્ય. ૪ ગાયત્રી પ્રતિપાદ્ય દેવતા ૫ યોગી યાજ્ઞવલ્કયે દર્શાવેલો ગાયત્રીનો અન્વય. ૬ સ્મૃતિઓમાં શ્રુતિઓનાં અનુવાદનું સ્વરૂપ. ૭ વર્ણવિકાર થયા છતાં ભિન્નપદ ગણાય નહિ. ૮ શ્રી ગાયત્રી જપનું માહાત્મ્ય. ૯ જપ પ્રભાવમાં સોમશર્માનું આખ્યાન. ૧૦ ક્ષત્રિય તથા વૈશ્યની ગાયત્રી (અર્થ સાથે).

### ચિત્રપટ.

૧ શ્રી વેદમાતા. ૨ શ્રીમદ્ પરમપૂજ્યપાદ જગદ્ગુરૂ આદ્ય શંકરાચાર્ય. ૩ શ્રીમત્ સ્વામીશ્રી આત્માનંદ સરસ્વતીજી.

**વિદ્યાવિલાસી સ્વર્ગવાસી આર્યધર્મપ્રકાશના આદ્યતંત્રી શ્રીયુત કેશવલાલ હરિરામના સ્મરણાર્થ પ્રેમાંજલિ સાથે અર્પણ કરેલું છે.**

## (૩) શ્રી ગાયત્રી સ્તવરાજ-ઋષિ વિશ્વામિત્રપ્રણીત

ગાયત્રીસ્તવરાજ સ્તોત્રમાં ગાયત્રીદેવી અને મંત્રનો મહિમા અતિ ઉત્કૃષ્ટતાથી ગાએલો છે. આ સ્તોત્ર તમામ સ્તોત્રોમાં ઉત્તમ ગણાય છે, તેથી તે સ્તવરાજની પદવીએ આરૂઢ થએલ છે. સમસ્ત ગાયત્રી સ્તવરાજ સ્તોત્ર મહામંત્રરૂપ છે એટલુંજ નહિ, પરંતુ તેના **ગર્ભમાં** રહેલા ઘણા શ્લોકો મંત્રરૂપ છે. તેથી મંત્રશાસ્ત્રના બળ સિવાય તે તે મંત્રોનો ઉદ્ધાર કરવો અતિ કઠિન કામ છે. આ સ્તવરાજની શુદ્ધ પ્રત હજુ સુધી મળી આવી નથી આ સ્તવરાજના આ પુસ્તકમાં માત્ર ત્રીસેક શ્લોક આપેલા છે, ને તેનું ભાષાંતર શ્રીયુત ત્રીકમલાલ દામોદરજી હાઇકોર્ટ વકીલે કીધું છે. આ ગ્રંથોની નકલોની સંખ્યા નિયમિત હોવાથી તે પૂર્ણ થયા પછી આ પડતર કીમતમાં રાખેલા નિયમોનો લાભ પાછળથી મળી શકશે નહીં. તેમ તે સંબંધમાં થનારો ટપાલ ખર્ચ ગ્રાહકને શિર છે. નીચે સહી કરનારા પાસેથી ઉપરનાં પુસ્તકો મળી શકશે.

**વિદ્યાવિલાસી સદ્ગત શ્રીમાન્ સર યશવંતસિંહજી કે. સી. એસ. આઈ. ને સ્મરણાર્થ પ્રેમાંજલિ સાથે અર્પણ કરેલ છે.**

મળવાનું ઠેકાણું:-

**મણિલાલ જાદવરાય ત્રિવેદી,**

કાજીના લીંબડા પાસે વીરમગામ (ગુજરાત).

વાંચો, આ પણ એક રસમય વાર્તાજ છે.

ગુજરાતી વાચક તેમજ સાક્ષર વર્ગની સંપૂર્ણ પસંદગી પામેલી છે

# વિપિન. (રૂ. ૧-૮-૦)

કર્તા, રાજેન્દ્રરાવ સોમનારાયણ બી. એ. (કાંદાવાડી, મુંબઈ.)

* * * સંસારના કડવામીઠા અનુભવ અને અવલોકનનાં ચિત્રો રા. રાજેન્દ્રરાવે ઘણી ખૂબીથી આપ્યાં છે. તેમ કરવામાં તેમનો પ્રયાસ સફળ નીવડ્યો છે. વાર્તાનો રસ વચ્ચેવચ બીલકુલ અટક્યા વગર એક-સરખી રીતે ચાલ્યો જાય છે. તેમની ભાષા શિષ્ટ અને શુદ્ધ છે. વિચારો પણ સારા છે. સાંપ્રત સમયમાં ઘોળાતા કેટલાક પ્રશ્નો સંબધી તેમણે ઠીક સૂચન કર્યું છે. "ગુજરાતી"

* * * લેખકની દેશભક્તિ, જે વિષયનું વર્ણન થતું હોય તેમાં તલ્લીનતા અને ન્હાનામાં ન્હાની વસ્તુઓ તરફ પણ યોગ્ય લક્ષ, વર્ણનો કરતાં કરતાં અપાયેલી નવીન પણ સ્વાભાવિક અને સારી ઉપમાઓ, વચ્ચેવચ્ચે પ્રસંગોચિત કરાયેલી સચોટ વ્યાવહારિક સૂચનાઓ, મર્મને સ્પર્શે એવાં કેટલાંએક કટાક્ષો અને આક્ષેપો, કેટલાંએક પ્રકરણોને મથાળે અને કેટલાંએક અન્યત્ર અપાયેલાં ભાવબોધક અવતરણો વગેરે ધ્યાન ખેંચે એવાં સારાં લક્ષણો છે. "સમાલોચક"

We confidently think and hope that the book should in the long run occupy not an inconsiderable place in the Gujarati novels of the past few years "*The Indu of Bombay*"

The book at every step demonstrates the results of keen powers of the observation of life in town and country and digestion of what he has read. "*Modern Review*"

શૈલી સરળ, ભાષા શુદ્ધ, વિચાર ઠરેલ,' વ્યક્તિઓનાં ચિત્ર તેમજ કુદરતનું વર્ણન યથાર્થ છે. હું આ પુસ્તકથી પ્રસન્ન થયો છું.

રા. બા. કમળાશંકર પ્રા. ત્રિવેદી.

* * * (મને) આશ્ચર્ય એટલા માટે (લાગ્યું છે કે) પહેલાજ પ્રયાસમાં આટલી બધી પુખ્ત વિચારશ્રેણી તથા પુખ્ત ભાષાપર કાબુ બતાવી શક્યા છો.** શ્રીયુત કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીનો પત્ર.

---

# HISTORY OF INDIA

From the earliest times to the rise of Buddhism (pp-400 nearly,) Rs. 5-0-0

VAMANRAO SOMNARAYAN

## 'ગુજરાતી' પ્રેસમાંથી પ્રકટ થયેલાં પુસ્તકો.

### ઐતિહાસિક

| પુસ્તકનું નામ. | કિમ્મત. |
| --- | --- |
| ૧ રાજતરંગિણી (ભાગ ૧ લો) ... ... | ૩– ૦–૦ |
| ૨ હૈદરઅલ્લી ને ટીપૂ સુલતાન (૨ જી આવૃત્તિ) | ૧– ૪–૦ |
| ૩ લૉર્ડ લૉરેન્સ ... ... ... ... | ૧– ૪–૦ |
| ૪ લૉર્ડ વિલ્યમ બેન્ટીક ... ... ... | ૧– ૪–૦ |
| ૫ ઔરંગઝેબ ... ... ... ... | ૧– ૪–૦ |
| ૬ મહારાણી શ્રી વિક્ટોરિયાનું જીવનચરિત્ર (સચિત્ર) | ૧– ૮–૦ |
| ૭ પુરાતન દિલ્લી (૪૦ ચિત્રો) ... ... | ૨– ૦–૦ |
| ૮ ઈંગ્લાંડનો ઇતિહાસ ... ... ... | ૧– ૮–૦ |
| ૯ હિંદના લોકોનો ટુંકો ઇતિહાસ ... ... | ૦– ૩–૦ |
| ૧૦ યૂરોપનો ઇતિહાસ (રા. મહિપતરામ રચિત) | ૦– ૨–૦ |
| ૧૧ કોલમ્બસનો વૃત્તાંત ... ... ... | ૦– ૪–૦ |
| ૧૨ જગતના ઇતિહાસની રૂપરેખા ... ... | ૦– ૧–૦ |


**HONESTY IS THE BEST POLICY.**




જો સોનું ચાંદી ખરીદનારાઓએ ઠગાતા બચવું હોય તો અવશ્ય નીચેની દુકાનની મુલાકાત લેવા ચુકવું નહિ. **ચોકસી ફુલચંદ હેમચંદ ઝવેરી.**

સોના તથા ચાંદીના દાગીના પારખનાર અને સોનું ચાંદી લેનાર તથા ઝવેરાતનું કામ કરનાર.

ઠેકાણું—**દાગીના બજાર સુંમાદેવી**–દુકાન નં. ૩૭ મુંબઈ.

લક્ષ્મીપ્રિયાની બેઠકમાં શ્યામા બોલી:—"અલિ ઓ! તારે માટે શાં શાં ઘરેણાં આણ્યાં છે તે અમને તો બતાવીશ કે નહિ?"

નવદુર્ગા:—"અલિ! તું શું વિચાર વગરનું બોલતી હઇશ? તારી વાત સાંભળી કોઈ તને ગાંડામાં કાઢશે, તો શું? હજી મારા ભાઈ અહીં આવ્યા નથી, ભાભી બિચારીએ તેમને જોયા નથી, તો પછી વહુ ક્યાંથી ઘરેણાં જોવાની હતી?"

વામા:—"આ નહિ જાણ્યું હોય તો હવે જાણશે?"

કોઈ પાછળથી બોલી:—"અલિ! એ તો હવે મોહના રાણી થવાનાં."

લક્ષ્મીપ્રિયા પાન કરી સઘળાંને આપતી હતી. એટલામાં ધનગૌરી બોલી:—"અલિ! હું તો કહુંછકની વહુ નસીબની બળિયણ છે; નહિ તો નવ્વાબની બેગમની મહેરબાની છોડી કોઈ ઘેર આવે ખરું?"

વામા:—"અલિ! એ તો પેલી નાચનારીની વાત. તુંએ ક્યાંનો પાટલો ક્યા બેસાડે છે જો. કહે છે કે એ નાચનારી તો ગરદન કાપી નાખવા આવી હતી. ગમે તેમ, વહુનું કપાળ તો જોરવાળુ એમાં ના નહિ. હાસ્તો, નહિ તો હિસુદાદા ઘેર શાના આવે? નાચનારી તો રહી, પણ કોઈ અમીરની છોકરી મારા ભાઇને અછો–અછોવનાં કરતી હતી. એ પાછા ફરે એ આશા જ ક્યાં હતી? વહુના કપાળનું જોર તો ખરું."

બબલી:—"હાસ્તો બા! એ ઘરડાંના પુણ્ય અને છોકરાનું અને વહુનું નસીબ પણ ચઢતું એમાં ના નહિ; નહિ તો હૈયાનો હાર પાછો ફરે ખરો?"

નવદુર્ગા:—"અલિ! તારે ઘેરકની ગામમાં બધી ખબર પહેલી આવે છે! તારા ધણીને હરકારા કહેવા આવતા હશે, નહિ વારું?"

વામા:—"એમાં ધણીને હરકારા આવવા વગર ક્યાં ખબર નથી પડતી?"

નવદુર્ગા.—"ખબર જાણવા માટે સરકારમાં માણસ જોઇએ છીએ. તું કની બેશ ખબર રાખનાર છું તે તારે માટે તુટાતૂટ પડશે!"

લક્ષ્મીપ્રિયા ચૂપચાપ બેસી રહી હતી. તે કંઈ બોલતી કરતી નહિ.

શ્યામા:—"અલિ! પડશે ત્યારેની વાત ત્યારે; તારે ખબર જોઇએ તો મને પૂછજે; હું કહીશ, સમજી?"

વામા:—"અલિ લક્ષ્મી! જોજે, હવે ફરી એમને છૂટા મૂકતી નો; ગળે બાંધી રાખજે, હોં."

કુંદ:—"અલિ! તું તારા ધણીને બાધી રાખે છે કે?"

કાલિંદી:—"ના, ના, કુંદ! એ તો બાંધી રાખતી નથી; નાક નાથી તેમાં દોરડું નાખી, પકડી રાખે છે."

વામાઃ—“અલિ! વિચાર કરીને બોલજે વળી એ શું?”

નવદુર્ગાઃ—“કેમ, અલિ! તને કહે તારે ચટકા લાગે, અને બીજાને તું કહે એવું કંઈ નહિ, એમ કે?”

વામા ચૂપ રહી; તો **શ્યામા** બોલીઃ—“બળ્યું બા! પરદેશ જાય તે ગમે તે કરે તેની આપણે શી પંચાત? કોઇનો હૈયાહાર થાય કે આંગળીની વીંટી થાય, બધું જણાશે.”

ચપળા.—“સો વાતની એક વાત, ગમે તેમ ઘેર આવ્યોને એનો ધણી. બાકી બધા ગપાટાઃ જો એવું હોય તો કોઈ ઘેર ન આવે, સમજી? લોકને મોંએ કંઈ તાળું છે?”

એટલામાં મહામાયાએ વહુને હાંક મારી. શેરીના મોટેરા આવ્યા હતા તેમને પગે લાગવા મહામાયાએ લક્ષ્મીને બોલાવી એટલે હસતું હસતું યુવતીમંડળ ત્યાંથી વેરાઈ ગયું.



## ચતુર્થ પરિચ્છેદ

### એ હાર નહિ પહેરું

વાળુ કર્યા પછી શયન ઘરમાં હેમેન્દ્ર લક્ષ્મીને મળ્યો.

કેટલે લાંબે વર્ષે મુલાકાત! ઘર છોડી બહાર નિકળ્યા પછી જેટલો તેને મળવાને તે આતુર નહિ હોય એટલો આજ તેને મળવા આતુર હતો. આજ આખો દિવસ તેને લાંબો જણાયો હતો ઘણા વર્ષે ફરી મળવાથી બન્નેનાં હૃદયને આનંદ હતો. કેટલી કેટલી વાત કહેવાની હતી, કેટલી કેટલી સાંભળવાની હતી; રોગ, શોક, આપદ્ વિપદ્, સુખ દુ.ખ, ચિંતા આદિ અનેક વિષયની વાત, વાતનો કંઈ પારજ ન હતો. લક્ષ્મીને શું કહેવાનું હોય? સાસુનો ભારે ત્રાસ ન હતો; મહામાયા તેને પોતાના સંતાનવત્ ગણતી હતી; હા, એટલું ખરું કે અમુક આમન્યા રાખવી પડતી હતી; અને આમન્યામાં રહેવું પડતું હતું. આજની નાજુક નવીનાઓને જે દુ.ખ આમાં લાગે છે તેવું લક્ષ્મીને લાગતું નહિ.

વાતચીત પછી હેમેન્દ્રે એક નાની પેટી ઉઘાડી; પેટીમાથી સોનાનો હાર બહાર કાઢ્યો, અને હેમેન્દ્રે પોતાના હાથે તે હાર લક્ષ્મીપ્રિયાના ગળામાં પહેરાવ્યો. સલજ્જહર્ષે લક્ષ્મીપ્રિયાનું શરીર રોમાંચિત થયું. દીવાના પ્રકાશમાં તે હાર ઝગમગવા લાગ્યો; તેમાંની હીરાકણીઓ રશ્મિ વિકિર્ણ કરવા લાગી. દીવા આગળ હારના મધ્ય ભાગમાં તે જડાઉ હીરામણિ જોવા લાગી. જડાઉ ભાગની પાછળ કંઈ અક્ષરો ખોદેલા હતા. સાધારણ વાંચવું, લક્ષ્મી, હેમેન્દ્ર પાસેથી શીખી હતી; પરંતુ આ અક્ષર

જુદા પ્રકારના હતા. સ્વામી તરફ જોઈ લક્ષ્મીએ પૂછ્યું:–"આ શું લખ્યું છે?"

હારમાં અક્ષર કોતરેલા હતા એ હેમેન્દ્રે જોયુ ન હતું. સ્ત્રીની કંઠમાના હારને ઉચો કરી તે જોવા લાગ્યો તો તેમાં ફારસી અક્ષર

લક્ષ્મીએ ફરીથી પૂછ્યું:–"શું લખ્યું છે?"

હેમેન્દ્ર –"જેણે આ હાર તને બક્ષિસ આપ્યો છે તે આપનારનું નામ છે."

લક્ષ્મી:–"શું નામ?"

હેમેન્દ્ર:–"સુરતઉન્નિસા"

લક્ષ્મીએ તે હાર ગળામાથી કાઢી નાંખ્યો અને બોલી:–"એ હાર હું નહિ પહેરું" લક્ષ્મીએ તે હાર ગળામાંથી કાઢી બિછાના પાસે મૂક્યો.

હેમેન્દ્રે કહ્યુ –"નહિ પહેરું? શા માટે?" "મહા મૂલ્યવાન્ જડાઉ હાર, આપણને ચહાનાર, ભલુ ઇચ્છનારની ભેટ! એ નહિ પહેરું એનુ કારણ?"

થોડી વાર ચૂપ રહી, લક્ષ્મીપ્રિયા બોલી:–"સુરતઉન્નિસા કોણ? નવાબની બેગમ?"

હેમેન્દ્ર આશ્ચર્ય પામ્યો અને બોલ્યો:–"બેગમ જાણી તને સંદેહ આવ્યો?"

લક્ષ્મી:–"સુરતઉન્નિસા કોણ તે કહો."

હેમેન્દ્ર પળવાર ચૂપ રહી બોલ્યો.–"સુરતઉન્નિસા, મહાત્મા કાસમઅલિખા નામના ઉમરાવની પુત્રી."

લક્ષ્મીપ્રિયાએ કંઈ પણ જવાબ આપ્યો નહિ. માત્ર તે નીચું જોઈ રહી.

હેમેન્દ્ર વાંસે હાથ ફેરવતો બોલ્યો:–"કેમ બોલતી નથી વારુ?"

લક્ષ્મી નીચું મોં રાખી બોલી.–"મુર્શિદાબાદના અમીર સાહબની છોકરી, શા માટે મને આવો ભારે હાર બક્ષિસ આપે?"

હેમેન્દ્ર અતિ આદરથી તર્જની વડે તેનું નતમુખ ઉચું કરી, તેની સ્મિયમાન આંખો તરફ જોઈ બોલ્યો:–"તને કંઈજ ખબર નથી, હેં!–લે સાભળ. જ્યારે હુ, નિઃસહાય, એકલો; ભાગ્યપરીક્ષાને માટે ઘેરથી બહાર નિકળ્યો, રસ્તામા ભિખારીની માફક રખડતો ફરતો જતો હતો ત્યારે, કોઈ પૂર્વના પુણ્યે, વડિલોના ભાગ્યે, રસ્તામા એકાએક આ મહાત્મા સાથે ગાંઠ પડી. રસ્તામાં હુ એક ખેતરમાં પડ્યો પડ્યો આરામ લેતો હતો ત્યાથી તેઓ જતા હતા. સાપની હડફટમાં એમનો પગ આવે ત્યાર પહેલા મેં એ સાપને લાકડી મારી મારી નાંખ્યો, આ માત્ર તેમની મારી ઓળખાણ, પરંતુ તેમણે

તેનો બદલો કેવો વાળ્યો છે? તેઓ મને સાથે મુર્શિદાબાદ લઈ ગયા પ્રથમ દિવસથી જ તેઓ મને પુત્ર જેવો ગણવા લાગ્યા. મુર્શિદાબા લઈ જઈ તેમની સ્નેહ, દયા, મહેરબાની, આશ્રયથી જ આજ મારી આટલી ઉન્નતિ થઈ છે. કોણ જાણે રસ્તામાં જ અન્ન વગર મારું મોત થાત, પણ તેમણે મને રહેવાને મકાન, જમવાને અન્ન અને બીજું શું શું નથી કર્યું. મહાત્મા કાસમ અલિખાં મારા અન્નદાતા, આશ્રયદાતા, મારી સર્વ આ સાયબીનુ મૂળ છે. તેઓ મને પુત્રવત્ ગણતા હતા અને હું પણ તેમને પિતા સમાન ગણું છું. અરે, બાપ પણ પોતાના દીકરા માટે ન કરે એટલુ એમણે મારે માટે કર્યું છે. લક્ષ્મી! જીવ! હું ખરું કહું છું કે જો જીવતાં આ શરીરની ચામડી ઉતારી તેના જોડા તેમના પગમાં પહેરાવું, તોપણ તેમનું ઋણ ફીટે નહિ."

લક્ષ્મીપ્રિયાનું હૈયું પણ કરુણ થઈ આવ્યું. તે સ્વામીની સોડમાં ભરાઈ, નાજુક હાથ સ્વામીના ખભાપર રાખી વાત સાંભળવા લાગી

"તેમને એક પુત્ર હતો. જો એ જીવતો હોત તો બરાબર મારા જેટલી વયનો હોત; દેખાવમાં અને ચહેરામાં પણ બરાબર મારા જેવો હોત, એમ ખાંસાહેબ કહેતા હતા. પરંતુ ઈશ્વિરની મરજી આગળ કોઇનો ઇલાજ નથી. તે તેમનો એકનો એક પુત્ર પાંચ વર્ષનો થતાં મરી ગયો. ચહેરાના મળતાપણાથી તેમને સ્વાભાવિક મારાપર સ્નેહ છૂટ્યો અને મને તેઓ પોતાના પુત્ર સમાન ગણવા લાગ્યા. ખાંસાહેબ અહૂણાં આ દેશમાં નથી, તેઓ આ દેશ છોડી મક્કે જાત્રા કરવા ગયા છે. જતાં જતાં તેઓ તેમની સર્વ સંપત્તિ મને આપતા ગયા છે. તેં રસૂલપુરની કચેરીનું તો નામ સાંભળ્યું છે ને? એ કચેરી, આખું પરગણું, મુર્શિદાબાદનું ઘર, બાગ સર્વ મને આપતા ગયા છે. તેઓ મુસલમાન અને હું હિંદુ પરતુ તેમનો પિતાતુલ્ય પ્રેમ આ જન્મારામાં વિસરાય એમ નથી. ઈશ્વિર, એવા માણસો—મહાત્મા પુરુષો થોડા જ ઉત્પન્ન કરે છે."

લક્ષ્મીપ્રિયાનું ચિત્ત આર્દ્ર થયું. તેણે ધીમેથી પૂછ્યું—"અને તેમની કન્યા!"

"તેમની કન્યા સુરતઉન્નિસા પણ તેમની સાથે ગઈ છે. સુરતઉન્નિસા માનવી નહિ, પણ માનવીરૂપે દેવી હતી. તેને પણ આ સંસારના બંધનમાં ન પડતાં, પવિત્ર ધામમાં જઈ ઈશ્વિરભક્તિમાં દિવસ ગાળવાની ઇચ્છા પ્રબળ હતી; તેથી તે પણ સાથે ગઈ. કેટલા અમીર, ઉમરાવ તેની સાથે લગ્ન કરવા રાજી હતા, કેટલા માન આબરુવાળા તવંગર સાથે તેના પિતાએ પણ લગ્ન કરવા વિચાર કર્યો હતો; પરંતુ આ સર્વ બાબત છોડી દઈ, તે પોતાના પિતાની સાથે જાત્રાએ ગઈ.

ત્યાં ગયા પછી ખાંસાહેબ કોઈ સારો માણસ શોધી કાઢી તેની સાથે તેનાં લગ્ન કરશે. ઈશ્વર તેમને આ કામમાં જશ આપે, ને સારો માણસ મળી આવે. સુરતઉન્નિસા, મને પોતાને તેના મોટાભાઈ સમાન લેખતી હતી, અને હું પણ તેને મારી નાની બેન પ્રમાણે ગણતો. એક વખત લૂટારુઓ તેનું હરણ કરી જવાની તૈયારીમાં હતા, અને અકસ્માત્ હું મદદે દોડી ગયો હતો ત્યારથી ખાંસાહેબે તેમને આજ્ઞા કરી હતી કે, જો તારો ભાઈ જીવતો હત તો તને આજે આ પ્રમાણે મદદ કરત; માટે આજથી તું તેમને–મને–મોટાભાઈ ગણજે. સુરત તે પ્રમાણે મને પોતાનો સગા મોટાભાઈ સમાન ગણતી હતી. આટલું કહેતાં કહેતાં હેમેન્દ્રની આખમા ઝળઝળિયાં આવ્યાં. "સાભળ, ઈશ્વરે મને સગી બેન આપી નથી, પરંતુ જો ઈશ્વરે સગી બેન આપી હત, તો તેને પણ સુરતથી વધારે હું ચહાત કે નહિ તે ઈશ્વર જાણે."

લક્ષ્મીનું હૈયું પણ ગળગળુ થઈ આવ્યું. તેણે ધીમેધીમે સ્વામીના હાથ પોતાની ખાંધપર સ્થાપન કર્યો, અને પોતાનું મુખ તેની છાતી સરસું રાખી તેના સામું જોઈ રહી.

હેમેન્દ્રે કહ્યું:–"સુરત તે માનવીરૂપે દેવી હતી; દેવી આ દેશ છોડી ગઈ છે. પરંતુ તેની દયા, સ્નેહ, ભક્તિ મરતા સૂધી વિસરીશ નહિ. જતી વખતે-દાસ, દાસી, નોકરચાકર, પિતા વગેરેના સન્મુખ આ હાર, તેણે તારે માટે આપ્યો છે. તે તને મોટાભાઇની વહુ જાણતી હતી; તને મળવા તેને ઘણી હોંશ હતી; પરતુ તેનાથી તને મળી શકવાનું બન્યું નથી. જતા જતા શું કરી ગઈ, તે માલમ છે? આ હાર આપી તને કહેવા કહ્યુ હતું કે-દૂર સાગરપાર દેશમાં તમારી નાની બેન તમારું સદા કલ્યાણ ઈશ્વર પાસે ચહાય છે તે જણાવજો."

હેમેન્દ્રની આંખમાંથી આંસુના ટીપાં પડ્યાં.

લક્ષ્મીએ શય્યાની બાજુમાથી તે હાર લીધો અને તે મૂલ્યવાન્ સ્મરણચિહ્ન ગળામાં નાંખી બોલી.–"આ હાર હું સદાકાળ પહેરીશ."

હેમેન્દ્રઃ–"પહેરજે. જો, એ તારા ગળામાં કેવો સારો દીપી ઉઠે છે! હા; જો, બીજું સુરત બેને શું આપ્યું છે, તે ખબર છે?"

બીજા દાબડામાંથી હેમેન્દ્રે મણિમુક્તાજડિત જોટ કાઢ્યો. દીવાના પ્રકાશમાં હારના કરતાં પણ તે વધારે ચમકવા લાગ્યો.

હેમેન્દ્રે કહ્યું:–"આ જોટ મેં કહ્યું તે ખાંસાહેબના પુત્રના હતા. નાનપણમાં સુરત પણ તે પહેરતી હતી. તે, મને પોતાનો મોટો ભાઈ ગણતી હતી, તેથી તે આ તારા દીકાને આપતી ગઈ છે."

જોટ જોઈ લક્ષ્મીપ્રિયાનું મન ઘણું જ આનંદિત થયું, તે ખુશી આવી બોલી:-"કાલે કીકાને આ પહેરાવીશ."

હેમેન્દ્ર:-"આ હાર અને જોટ હું માને આપીશ. તે તને કાલે હ પહેરાવશે અને જોટ પણ કીકાને ગળે નાંખશે, કેમ ખરું કની ? એ હે અને હું તને દાગીનો બારોબાર આપુ તે ઠીક નહિ. લોકોમા સારુ કહેવાય, નહિ વારુ ?"

લક્ષ્મીપ્રિયા:-"હા, હું પણ બધ્યું હર્ષમાં ભૂલી ગઈ. માને હા પહેરીશ એ ઠીક. મને કોણ જાણે એ સરત જ રહી નહિ."

લક્ષ્મીપ્રિયા વિસ્મિત નેત્રે તે જોટ વારંવાર જોવા લાગી. જોટ તેણે દાબડામાં પાછા મૂકી દીધા, પણ હાર તો રાતે પહેરી રાખ્યો.

હેમેન્દ્રે હસીને પૂછ્યું-"વારુ, તેં પહેલા હાર પહેરવા માટે ન શા માટે કહી ?"

લક્ષ્મીપ્રિયા શરમાઇને નીચુ જોઈ રહી: 'શું જવાબ આપવો ?' તેન મનમાં એક વાત યાદ આવી. તેણે ધીમેથી કહ્યુ:-"એક વાત પૂછુ ?'

હેમેન્દ્ર.-"ગાંડી ! એમાં રજા શાની માગે છે? તું જે પૂછવુ હોય તે પૂછની શું પૂછવું છે ?"

ડચકતાં, થડકતા સ્વરે લક્ષ્મીએ પૂછ્યું:-"નવ્વાબની કોઈ નાચવ વાળી બેગમ હતી ?" પૂછું કે નહિ એમ વિચાર કરતી લક્ષ્મી અટકી પડી

હેમેન્દ્ર આશ્ચર્ય પામ્યો અને બોલ્યો:-"હા, હતી નવ્વાબજાદાએ એક લાખ રૂપિયા ખર્ચી તેને દિલ્લીથી આણી હતી. તેના રૂપથી મોહી પડી આખરે નવ્વાબજાદાએ તેને બેગમ બનાવી હતી." "કેમ એનું શું છે ?"

લક્ષ્મીપ્રિયા:-"તમારે ને એને ઓળખાણ હતું ?"

હેમેન્દ્ર:-"ના, પહેલાં તો એની સાથે કંઈ ઓળખાણ પીછાન હતુ નહિ. જ્યારે તે દિલ્લીથી આવી અને પહેલી રાતે તેનો મુજરો હતો ત્યારે હું પણ ત્યાં સાભળવા ગયો હતો. તે ગાવા લાગી પણ તેના ગાવામા સારંગીવાળાએ ભૂલ કરી, અને હુ [illegible] 'ખબરદાર' કરી બૂમ મારી ઉઠયો ને નવ્વાબજાદાની મજલીશમા ગંભીર બેઅદબી કરી. નવ્વાબજાદાએ તેથી મારું માથુ કાપી નાખવાની આજ્ઞા કરી."

લક્ષ્મી ચમકી અને પૂછ્યું:-"હાય ! હાય ! પછી ?"

હેમેન્દ્રે કહ્યું-"પછી કૈકઈએ ભરસભામાં પોતાની ભૂલ કબૂલવાની હિમ્મત કરી અને માનની પરવા ન કરતાં, મારો પ્રાણ બચાવ્યો. પછી ગાવામાં અને વગાડવામાં મારી કુશળતા જોઈ, ખાસ નવ્વાબજાદાએ મને કામ સોંપ્યું. નવ્વાબજાદાની મહેરબાની, એ કૈકઈના પ્રતાપ હતા.

તેણે પણ નવ્વાબજાદાને મારે માટે કહ્યું હતું. એથી પણ મને, માન, આબરુ, જાગીર વગેરે મળ્યું છે. તેના પણ મારા ઉપર ઉપકાર હતા એમાં ના નહિ."

લક્ષ્મી:–"ફૈજી, શું ત્યારે સારું માણસ હતી?"

હેમેન્દ્ર:–"તેનામાં ગુણ તો અનેક હતા, પરંતુ નાનપણથી જ તેનું ચરિત્ર સારું ન હતું. પરિણામ તેનુ એ આવ્યું કે નવ્વાબજાદાને ભારે સંદેહ ઉત્પન્ન થયો, અને તેની જીવતાં કબર કરી."

લક્ષ્મીપ્રિયા કમ્પી ઉઠી અને બોલી:–"જીવતાં કબર! ઓ મા!!"

હેમેન્દ્ર:–"હા, તેને જીવતાં દાટી દેવામાં આવી"

લક્ષ્મીપ્રિયા:–"તેણે તમારાપર ઉપકાર કર્યાતાને?"

હેમેન્દ્ર:–"હા, પહેલાં તો તેણે મારો પ્રાણ બચાવ્યો, એ શું એનો થોડો ઉપકાર હતો? બધા માણસો વચ્ચે તેણે પોતાની ભૂલ છે, એમ સ્વીકારી નવ્વાબજાદા પાસે મારી તારિફ કરી, કાળના મોંમાથી પાછો આણ્યો, એ શું થોડી વાત છે? તેનો ઉપકાર! તેણે જો કે પોતાની ભૂલ કબૂલ કરી એટલુ જ નહિ પરંતુ, હિમત–સાહસ–કરી નવ્વાબજાદા પાસે મારા પ્રાણ બચાવવાની માગણી ન કરી હોત તો આજ તારી પાસે આ વાત કરવાને હુ જીવતો હોત ખરો? ફૈજી ગમે તેવી હતી, પરંતુ તે ગુણી હતી. તે રૂપમાં અસાધારણ હતી, તેમ નાચગાનમા પણ તેવી જ કુશળ હતી; પણ તેનું ચરિત્ર ઉત્તમ હતું નહિ. કહુ–તને તેની એક વાત કહું? હા, તને કહીશ ..."

લક્ષ્મીપ્રિયા મૃદુ હસી બોલી:–"તમે તેના રૂપના ફંદમાં તો પડ્યા ન'તા ને?"

હેમેન્દ્ર.–"પડ્યો નહિ; ઇશ્વરનો મોટો ઉપકાર કે આત્મરક્ષા કરી શક્યો, અને તેથી ફૈજીને આત્મસંયમ કરવાનો અભ્યાસ પડ્યો હતો."

લક્ષ્મી:–"તો પછી શા માટે નવ્વાબજાદાએ તેને જીવતી કબ-રમાં દટાવી વારુ?"

હેમેન્દ્ર:–"તે ઘણી લાંબી વાત છે, કોઈ દહાડા તે તને કહીશ. રાજા, વાજાં, ને માકડાં બરાબર, એ કહ્યું છે તે ખોટું નથી; ક્રોધ વખતે તેમને વિચાર હતો નથી. જે ગુન્હાને માટે તેને જીવતી દાટવાની સજા કરવામાં આવી, તે ગુન્હાથી ફૈજી નિર્દોષ હતી. હું તેને મારા અન્ન-દાતા માલેકની બેગમ ગણુતો હતો, અને દયાળુ પરમેશ્વરે મને મારી પ્રતિજ્ઞામાં દૃઢ રાખ્યો, એ તેની કૃપા છે. ફૈજીમાં દોષ હતા તેનો વિચાર તે દયાળુ ઈશ્વર કરશે; પરંતુ તેના ગુણનો તો હું સદાકાળ ઓશિ-ગણુ રહીશ."

સ્વામીની સંકોચ વગરની વાતથી લક્ષ્મીના મનમાં લેશ પણ સંદેહ રહ્યો નહિ લક્ષ્મી તેના મનમાં કહેતી હતી કે, તેને સંદેહનું કારણ તો હતું જ નહિ; પરંતુ લોકોના ગપાટાથી, તેનું મન ડોલાયમાન થયું હતું. સ્વામીના મુખે સઘળી હકીકત સાંભળી, તેનું મન શાંત સ્થિર થયું; પરંતુ આટલી વાત પણ પૂછવી પડી, તેથી તેનુ મોં શરમથી લાલ થઈ ગયુ.

લક્ષ્મીપ્રિયા બોલી:–"મારાપર તિરસ્કાર તો નહિ કરોને ?"

હેમેન્દ્ર:–"તિરસ્કાર શા માટે ?"

લક્ષ્મી:–"આ બધુ મેં પૂછયું તેથી તમે ખોટું લગાડશો તો નહિ ને? મારી ઘૃણા તો નહિ કરો?"

હેમેન્દ્ર:–"હાસ્તો, તારા વગર બીજા કોની ઘૃણા કરું? બીજા કોઈ ઘૃણા કરવાને છે ?"

હેમેન્દ્રના હૃદયમાંથી ચક્ષુમાં ઉભરાતા પ્રેમની વિદ્યુચ્છટા વિકાસ પામી. લક્ષ્મીપ્રિયાનું શરીર પુલકિત થયું.

હેમેન્દ્રે પૂછયું –"મને એટલું લાગે છે કે તેં બધી હકીકત પૂરેપૂરી સાંભળી નથી, છતાં સુરત અને ફૈજીની વાત તને કોણે કહી વારુ ?'

લક્ષ્મી·–"લોક ફાવે તેમ બોભાટ કરે તેમાં મારું શું લઈ જવાના છે ? છોને ફાવે તેમ કહે."

હેમેન્દ્ર:–"તોપણ એ વાત તને કોણે કરી ? કોઇએ પણ કરી હશે ખરી."

લક્ષ્મી:–"આ બીજું કોણ કહે, પણ ઠાકોરની શ્યામા અને પેલી વામા બધી વાતો લાવી હતી. તેમને ધંધો શો છે બીજો ? એક કહે કે કોઈ નવ્વાબની બેગમ તમને હૈયાના હાર ગણતી હતી ? બીજી કહે કે, ના, બા! એ તો કોઈ નાચવાળી હતી. વામા કહે કે ના, એ બધુ ખોટુ; એ તો કોઈ ઉમરાવની કન્યા તમને રાતદહાડો આંખોમાં પૂરી રાખતી હતી. લોક ગમે તેમ કહે, એથી મને શું ? રોજ તેઓ ઠઠ્ઠા કરતી હતી."

હેમેન્દ્ર.–"તેઓ તારી મજાક કરતી હશે કે નિંદા કરતી હશે તેથી મારે શુ ? ઈશ્વર સાક્ષી છે કે હું કોઈ જાતના કુફેલમા હોઉ તો. તું–તું જ, જે મારા હૈયાની લક્ષ્મી છું, તે ચિરકાળ પ્રાણની લક્ષ્મી રહેવાની, સમજી ?"

લક્ષ્મીપ્રિયાનું મુખ હર્ષપ્રફુલ્લ થઈ ઉઠયું. તે મનમાં બોલી:– "તમે જ મારા પ્રાણના પ્રાણ છો, તમે જ મારા આરાધ્ય દેવતા છો. તે પ્રાણાધિક દેવતા સદાકાળ રહો. ઈશ્વર તમને સુખી રાખી, સન્મતિ આપે, ચિરકાળ મારા હૃદયમ રાખે."

હેમેન્દ્રે કહ્યું:–"માને કહી, હુ કની આ બધી શેરીની છોકરીઓ તેડાવીશ. તું આ હાર પહેરી તેમની સરભરા કરજે, કેમ ?"

લક્ષ્મીપ્રિયાનું સુંદર મુખ હાસ્યથી પ્રફુલ્લ થયું.

"હા, હા, એ ઠીક."

હેમેન્દ્ર:–"હું ઢાકાની મલમલની કેટલીક સાડીઓ સાથે લેતો આવ્યો છું. તું કની શ્યામા, વામા, બબલી, ધન્ના બધાંને એકેકી આપજે."

લક્ષ્મીપ્રિયાનો આનંદ આકાશ સૂધી પથરાયો. તે ઘણી ખુશ થઇ. તેના આનંદની સીમા રહી નહિ. તે બોલી:–"નવદુર્ગાંને તો હું સહુથી વધારે સારી આપીશ."

હેમેન્દ્ર:–"એમ કેમ? નવદુર્ગાંને સહુથી વધારે સારી સાડી શા માટે?"

લક્ષ્મી:–"નવદુર્ગાં મને વ્હાલી છે. તે સદા મારું સારું ઇચ્છે છે, અને બધામાં મારો પક્ષ લે છે."

હેમેન્દ્ર:–"નવદુર્ગાં તો આપણા ઘરનું માણસ છે. તારી મરજી હોય તો તેને સાચી જરીની બનારસી સાડી આપજે. કેમ, ખરુંકની?"

લક્ષ્મી:–"હા, વ્હાલા! આપ ખરું કહો છો."

---

## પંચમ પરિચ્છેદ

## બાકી હકીકત

આપણી વાર્તાની માત્ર થોડી હકીકત બાકી છે.

બીજે દિવસે લક્ષ્મીપ્રિયાએ માને હાથે હાર પહેરી, શેરીના નાનડિયાંને આમંત્રણ કરી ગોઠ આપી; દરેકને એકેક સાડી આપી; નવદુર્ગાંને ભારે બનારસી સાડી આપી. તેપરથી ટોળમજાકમાં કેટલીક કહેવા લાગી કે, "બા! આપેસ્તો. ઇશ્વિરે સારો દા'ડો દેખાડ્યો તો આપણને પણ એટલો લાભ થયો.

કોઇક ઇર્ષ્યાંની બળી કહેવા લાગી –"અલિ! નવદુર્ગાંને આટલી ભારે સાડી?"

શ્યામા–"હોયસ્તો, એ તો એની માનીતી છે. લક્ષ્મીનો પક્ષ તાણે તો એટલો પણ લાભ ન થાય?"

બબલી:–"અલિ! તું પણ એનો પક્ષ કરત તો તને પણ મળત, સમજી!"

શ્યામા:–"બળી, બા! હું તો બટક બોલી છું; મારે શું કરવા કોઈની સોડમાં ભરાવું પડે? ઇશ્વિર આપવાનો હશે તો આપશે."

આમ આનંદપ્રમોદમા ને હોંશમાં લક્ષ્મીપ્રિયાએ દિવસ ગાળ્યો. હેમેન્દ્રે ભુજબળથી ભાગ્યપરીક્ષા કરી જે નવીન જમીનદારી મેળવી હતી, તે બધી પોતાના કાકાને નામે ચઢાવી આણી હતી; માત્ર ખાંસાહેબની

બક્ષેલી જાગીર, રસૂલપુર પરગણું વગેરે તેના નામપર હતું. આ સર્વેની વ્યવસ્થા, શાસન વગેરેનો ભાર તેણે તેના વકિલને સોંપ્યો. રસૂલપુરની જાગીર સંબધી તેમની સંમતી લઈ નીચે પ્રમાણે બંદોબસ્ત કર્યો:

દર વર્ષે રસૂલપુરની આવકમાંથી પાંચ હજાર રૂપિયા જૂદા રાખવા; જ્યારે કોઈ વખતે મક્કાશરિફથી ખાંસાહેબનો કાગળ આવે, કે બીબી સુરતઉન્નિસાને જરૂર પડે તો એ નાણાં તરત ત્યાં મોકલાવી આપવાં.

પીરસાહેબ શાહ મહંમદના દરગાને માટે સઘળો ખર્ચ ચાલતો તે પ્રમાણે ચાલુ રાખવો, અને તેને માટે એક સેબાઈત ત્યાં સપરિવાર સાથે રહી, આ કામની દેખરેખ રાખે એમ નક્કી કરવામાં આવ્યું; તેને માટે રહેવાને ઘર અને ભરણપોષણનો પણ બંદોબસ્ત કરી નાંખવામાં આવ્યો.

શેખ સાદક અને બીબી પ્યાર ઉન્નિસા મુર્શિદાબાદથી ત્યાં આવે કે તેમને સેબાઈતના કામ માટે નિમવા, અને વંશપરંપરા તેમના સંતાન આ કામની દેખરેખ રાખે;

ભવિષ્યમાં યદાકદાચિત્ ખાંસાહેબ, બીબી સુરતઉન્નિસા વા તેનો પુત્ર કે કન્યા, પૌત્ર, પૌત્રી, દૌહિત્ર કે દૌહિત્રી અગર કોઈ ખરો હકદાર આ દેશમાં પાછો ફરે તો મુર્શિદાબાદ જીલ્લામાની સંપૂર્ણ જમીનદારી અને રસૂલપુર પરગણાની જમીનદારીનો અડધો ભાગ આપવો:

હેમેન્દ્રના વંશજોએ આ સર્ત બરાબર પાળવી.

* * * * *

રસૂલપુરમાં નવું ઘર બધાયુ કે હેમેન્દ્રલાલે સાદકને અને પ્યારને ખબર મોકલી તેડાવ્યાં. પ્યારની સાથે વાર્ત્તાલાપ કરી, લક્ષ્મીપ્રિયા ખુશી થઈ. તેને મોંએ ખાંસાહેબની અને સુરતઉન્નિસાની હકીકત સાંભળી તેનું અંતઃકરણ પણ આર્દ્ર થયું. સુરતઉન્નિસાની પવિત્ર કહાણી સાંભળી તેના તરફ તેને સ્વાભાવિક લાગણી થઈ આવી. સ્વામીના મુખે જે વાત સાંભળી હતી, તે પ્યારને મુખે સાભળી સ્વામીપર તેને વિશ્વાસ થયો, અને લોકોની ઉડતી વાત સાંભળી તેનું હૃદય ડોલાયમાન થયું હતું તેને માટે ખેદ થયો. પ્યાર વખતોવખત હેમેન્દ્રને ઘેર આવતીજતી હતી.

પ્યાર અને સાદકના વંશજો હજી સૂધી શાહ મહંમદની દરગાના સેબાઈત છે, અને કેટલાક સંભ્રાંત મુન્સી તરીકે રસૂલપુરમાં જાણીતા છે.

ઘણી ધામધૂમથી રાય મહાશયે રામમોહનનાં લગ્ન કર્યાં. હેમેન્દ્રે તેને રહેવાને માટે એક ઉત્તમ મકાન બાંધી આપ્યું, અને પોતાના પરગણાંમા કેટલીક જમીન આપી. રામમોહન સુખેથી સંસાર કરવા લાગ્યો, પરંતુ કલ્યાણી રાય મહાશયનું ઘર છોડી જવા રાજી ન હતી. કોઈ તેની મરજી

વિરુદ્ધ થયું નહિ. તે રામમોહનને ત્યાં જતી આવતી, પણ રહેવાનું તો રાય મહાશયને ત્યાં જ રાખતી.

હેમેન્દ્ર સુખથી ગૃહસંસારનું સુખ ભોગવવા લાગ્યો, પરંતુ જ્યારે જ્યારે તેના મનમાં ખાંસાહેબ અને બીબી સુરતઉન્નિસાનું સ્મરણ થતું, ત્યારે તેનુ હૈયું નરમ થઈ જતું અને આંખમાં આસુ આવતાં. તે પુણ્યાત્મા મહાપુરુષ સાથે અને પવિત્રપ્રાણા સુરત સાથે ફરીથી ઈશ્વર મેળાપ કરાવે, એવી તેને ઇચ્છા થતી.

આ સિવાય એક જણનું સ્મરણ હેમેન્દ્રને થઈ આવતું. મંદભાગિની ફૈજી જીવનલીલા સવરણ કરી ગઈ હતી; પરંતુ તેનું લોકાતીત રૂપ, અસાધારણ ગુણ, અને શોચનીય પરિણામ, હેમેન્દ્ર વિસરતો નહિ. તે ભયંકર રાત્રે આસન્નવિપદ્ ફૈજીનાં નિષ્કપટ વચનો અને મૃત્યુશરણાધીનતા તેના અતરમાં શલ્યસમાન વિંધાઇ ગયા હતાં.

---

## પરિશિષ્ટ

શેખ ફરિદ-ઉદ્-દિન અત્તાર ઉર્ફે મહંમદ ઈબ્રાહિમ ફારસી ભાષાના અગ્રગણ્ય કવિઓમાનો એક છે. તેનો વ્યવસાય સુગધી દ્રવ્ય વેચવાનો હતો, અને તે પરથી જ તેણે પોતાનું તખલ્લુશ "અત્તાર" રાખ્યું હોય, એમ સંભવે છે. સુલ્તાન સંજરના રાજ્યકાળ સમયે, નિશાપુરના શાદયાખ નામના ગામમાં, ઈ. સ. ૧૧૧૯ ના નવેમ્બર માસમાં, હિજરી ૫૧૩ સાબાનમાં 'અત્તારે' જન્મ ગ્રહણ કર્યો હતો. પાછળથી નિવૃત્તિપરાયણ થઈ, તે શેખ મજ-ઉદ્દિન બગદાદીનો શિષ્ય થયો હતો. 'અત્તાર' એ સરલ સ્વભાવનો, સદાશયી, ઈશ્વરભક્ત, પરમ સાધુ પુરુષ હતો. તેણે 'અશરારનામા', 'અસ્તરનામા', 'બશરનામા', 'બુલબુલનામા', 'ગુલ વ ખૂશરો,' 'હકાયક, ઉલ જવાહિર,' 'મન્તિક-ઉલ-તયર', 'મિફતાહ-ઉલ-ફતુહ', 'ઈલાહીનામા,' 'પંદનામા', વગેરે ૪૦ કાવ્ય ગ્રંથો ઉપરાત કેટલાક ગદ્ય ગ્રંથો રચ્યા છે, જેમાં 'તજ કિરત્ ઉલ-ઓલિયા' પ્રખ્યાત છે. આ ઉપરાંત ૪૦,૦૦૦ બેતોનું તેનું દિવાન મશહૂર છે શેખ ફરિદ-ઉદ્-દિન ૧૧૪ વર્ષની વયે મરણ પામ્યો હતો, અને જો તેનો વધ કરવામાં ન આવ્યો હોત તો કદાચ આથી વધારે લાબું આયુષ્ય ભોગવ્યું હોત. નિશાપુરના ઘેરા વખતે મશહૂર ચઢાઈ કરનાર ચંગેઝખાં-જંઘિસખાંના નામથી હિંદુસ્તાનમાં તે વિશેષ પરિચિત છે-નો જમાઈ આ શહેરમાં માર્યો ગયો, તે વખતે મુગલોએ તે શહેરમાં ભારે કતલ ચલાવી; આમાં 'અત્તાર' નો પણ પ્રાણ લેવામાં આવ્યો. આ પ્રખ્યાત શાયરનું અવસાન ઈ. સ. ૧૨૩૦ ના એપ્રિલની ૨૬ મી તારીખે, હિજરી

૬૨૭ ના જમાદની ૧૦ મી તારીખે થયું હતું. આ નવલકથામાં આ પ્રખ્યાત શાયરની મુનાજાત(સ્તવનો)માંથી કેટલોક અંશ ઉતારેલો છે. તે કંઇક અંશે શુદ્ધ સ્વરૂપમાં ભાવાર્થ સાથે નીચે આપ્યો છે. 'અત્તાર'નું અસ્સલ દિવાન પ્રાપ્ત કરવામાં મારા સાહિત્યાનુરાગી મિત્ર મી૦ હાજી મહંમદ અલારખિયા શિવજીએ તેમ જ ફારસીના અચ્છા જ્ઞાતા મી૦ સૈયદ ઇબ્રાહિમ તરફથી સહાય મળી છે.

## મુનાજાત

પૃષ્ઠ ૩૨ બાદશાહા જુરમેં—મારા દરગુઝાર
મા ગુનહગારિમો તૂ આમુરઝગાર.

હે બાદશાહ (ઇશ્વર)! અમારાં પાપની માર્જના કર; અમે પાપી છીએ; તુ ક્ષમાકર્ત્તા છે.

પૃષ્ઠ ૪૪ તૂ નિકોકારી વ મા બદ કર્દહ એમ
જુરમે બે અંદાઝ બેહદ્ કર્દહ એમ

તું પવિત્ર છે, અમે પાપી છીએ, અને ઘણી જ સખ્યામાં અમે પાપ કર્યાં છે.

બે ગુનહ ન ગુઝસ્ત બર્ મા સાઅતે
બા હુઝૂરે—દિલ ન કરદમ તાઅતે
બર દર આમદ બંદએ બિગુરેખ્તા
આબે રુએ ખુદ બ ઇસયાં રેખ્તા

એક ક્ષણ પણ પાપકાર્યમાંથી અમે વિરમતા નથી; કાય-મનો-વાક્યે ઉપાસના પણ કરતા નથી.

આજ્ઞા ઉલંઘન કરી, માન ખોઈ વળી જનાર ભૃત્ય આપને દ્વાર આવી ઉપસ્થિત થયા છે.

અંદર આં દમ્ કઝ બદન્ જાનમ્ બરી;
અઝ જહાં બા નૂરે ઈમાનમ્ બરી.

જે સમયે તમે મારા દેહમાંથી પ્રાણ વિચ્છિન્ન કરી લ્યો, તે સમયે પણ તમારાપ્રતિ મારી પ્રગાઢ ભક્તિ અને વિશ્વાસ રહે, (એવી મારી વાછા છે).

પૃષ્ઠ ૧૩૩ સાલહા દર્ બંદે—ઈસિયાં માંદ એમ્,
હમ્—કરીને—નફ્સે—શયતાં માંદ એમ્

ઘણા સમયથી કુપ્રવૃત્તિ અને શયતાન સંસર્ગમાં રહી પાપકર્મ અને આજ્ઞાઓનું ઉલ્લંઘન કર્યું છે.

રોઝો—શબ્ અંદર્ મઆસી બૂદ એમ્,
ગાફિલ અઝ્ અમ્રો—નવાહી બૂદ એમ્.

રાત અને દિવસ ગાફિલ રહી, આજ્ઞાલંઘનમાં રત રહી, આદેશ અને નિષેધઆજ્ઞા તરફ દૃષ્ટિપાત પણ કર્યો નથી.

૧૯૭૨૭

# વિલાયતમાં પાસ થયેલા મોટા ડાકટરોએ

વાપરીને પસંદ કીધેલી, કોઇ પણ જાતની નુકશાનકારક ચીજ અગર પરેજીવાળી ચીજ વગરની, માત્ર ઉમદા દેશી દવાઓમાંથી બનાવેલ બાદશાહી યાકુતી અનંગ વિલાસની ગોળીઓ રાજા મહારાજાઓ, દેશી ગૃહસ્થો તથા ઇંગ્રેજોમાં પણ ટોનીક તરીકે બહુ વખણાય છે અને તેનો બહોળા પ્રમાણમાં ઉપાડ થાય છે એજ તેના અકસીરપણાની મોટી સાબીતી છે.

## બાદશાહી યાકુતી

### અનંગ વિલાસ.

ગમે તે કારણથી ગુમાવેલી તાકાત પાછી લાવે છે. પુરૂષાતન કાયમ રાખે છે. આ રાજવંશી યાકુતી વીર્ય વિકારના તમામ વ્યાધિ મટાડે છે અને વીર્ય ઘટ્ટ બનાવી ખરૂં પુરૂષાતન આપે છે. ખરી મરદાઈ આપનાર અને નબલા માણસને પણ જુવાનની માફક જોરાવર બનાવનાર આ દવાનો લાભ લેવા અમારી ખાસ ભલામણ છે. આ દવા વાપરવામાં કોઈ પણ જાતની પરેજીની જરૂર નથી. ૪૦ ગોળીની ડબી એકના રૂ દશ.

## બાદશાહી યુનાની લેપ

ઉમદા દવાઓમાંથી આ લેપ બનાવેલ છે અને તે નસોને પુરતી તાકાત આપે છે. ખરૂં પુરૂષાતન લાવવા માટે આ લેપ ફતેહમંદ ઇલાજ છે. આઉંસ એકની ડબીના રૂપીઆ આઠ. તમામ દવાઓનું પોસ્ટ ખર્ચ જુદું.

## ડાકટર કાલીદાસ મોતીરામ

રાજકોટ—કાઠીઆવાડ.




# દાવડાની ચીમની



આ ચીમની અને કાચની ચીમનીમાં શું ફરક છે તે વાંચો. **દાવડાની** ચીમની અબરખની છે. તેથી પડી જાય તો ભાંગતી નથી. બત્તી વધી જાય તો ફાટતી નથી. બળતી બત્તી હોય ને તે ઉપર જાણી જોઇને પાણી નાંખો તો પણ તડકશે નહીં. (તો અજાણતાં પાણી પડવાથી કયાંથી ફાટે ?) સખ્ત પવનના જોરથી વાટ વધી જાય તોપણ ચીમનીને કંઈ થશે નહી. સ્વચ્છ તેજસ્વી પ્રકાશ આપે છે. આ બધા ગુણો છતાં તેમાં સર્વ કરતાં મોટો ગુણ ઘણો અજાયબ છે. તે વાંચી તમો ઘણા આશ્ચર્ય થશો તે આ છે. **કરકસર–દાવડાની** ચીમનીએ પોતાની મેલે તમારા ઘણા રૂપીઆઓ બચાવ્યા છે, અને વાપરો ને, તમોને મેહનતમાં ઉતાર્યા વગર તમારા રૂપીઆ **દાવડાની** ચીમની બચાવશે.

કાચની ચીમની ગમે તેવી સારી હશે, પણ તે પોતાના જાતની ખાશીયત તે છોડતી નથી. તે શું ? તે પડી જાય તો તેના ટુકડા થઈ જાય. બળતી બત્તી ઉપર ચીમની હોય ને અજાણતાં પાણીનો છાટો પડયો કે તેનો અવગુણ નજરે પડશે ને ફાટી જશે. ભીની હવા લાગે તો પણ તડકી જાય છે ને વાંટ વધી જાય તો પછી તે વહેલામાં વહેલી ચટકી જાય તેથી કરી તમારા રૂપીઆ ઘણા દર માસે બગડે છે ને વળી હાલમાં લડાઇને લીધે કાચની ચીમની ઘણી મોંઘી થઈ છે. તેથી વધુ નાણાં તમારાં બગડે છે. અમો દરેક જાતની ચીમનીઓ બનાવીએ છીએ.

**પ્રાઇઝલીસ્ટ મફત.** જલદી મંગાવો.

**દાવડાની કું૦** મંમ્માદેવીના ફુવારા પાસે પોસ્ટ નં૦ ૩—મુંબઇ.

**ચેતવણી**–દાવડાની પેટંટ અબરખની ચીમની સરકારના સને ૧૮૮૮ના ઇનવેનસન્સ અને ડીઝાઇન્સ એકટ મુજબ સને ૧૯૦૬માં પેટંટ કરાવેલી છે. નકલ કરનાર, બહાર ગામથી આયાત કરનાર ઉપર ફોજદારી કાયદા પ્રમાણે કામ ચલાવવામાં આવશે.

# ભીખા કલ્યાણજીની કં૦ ની

## મુલ્ક-મશહુર દવાઓ.

**તાવની ગોળીઓ**—દરેક જાતના તાવને માટે અકસીર ઇલાજ. બા. ૧ નો રૂ ૧–૦–૦

**જુલાબની ગોળીઓ**—ફકત બે ગોળીથી દસ્તનો ખુલાસો થાય છે. બા. ૧ રૂ ૦–૮–૦

**બકાલ ઑઇન્ટમેન્ટ**—દાદરને માટે ખાસ મલમ દરેક જાતની દાદર માટે અકસીર ઇલાજ. બા. ૧ રૂ. ૦–૪–૦

**ગોલ્ડ ટોનીક પીલ્સ**—શક્તિનો અખુટ ખજાનો. બા. ૧ રૂ. ૧–૮–૦

**ગાંડીવ એન્ટીરૂમેટીક બામ**—દરેક જાતના માથાના દુખાવા ઉપર તેમજ સંધીવા માટે ઉત્તમ ઉપાય. બા. ૧ રૂ. ૦–૮–૦

**નયનામૃત**—આંખોને માટે ઉત્તમ સુરમો. બા. ૧ રૂ. ૦–૪–૦, ૦–૮–૦, ૧–૦–૦, ૨–૦–૦.

**સંજીવન મીક્ષ્ચર**—ઝાડા ઉલટી કોલેરા અજીર્ણ વાયુનો ગોળો વગેરે માટે અકસીર ઇલાજ. બા. ૧ રૂ. ૦–૧૦–૦

**દમની ગોળીઓ**—ગમે તેવા જુના દમને માટે રામબાણ ઇલાજ નાની બાટલી રૂ ૧–૦–૦ મોટી બા. રૂ. ૨–૦–૦

**ફીવર મીક્ષ્ચર**—ગમે તે જાતના તાવને માટે અકસીર મીક્ષ્ચર—ફકત ત્રણ ડોઝ લેવાથી આરામ થાય છે. બા. રૂ. ૦–૧૨–૦

**કફ પીલ્સ**—દરેક જાતની ખાંસીને માટે ઉત્તમ ગોળીઓ. બાટલી ૧ રૂ. ૦–૪–૦

**વીંછીની દવા**—વીંછીના ડંખ ઉપર તાત્કાલિક અસર કરે છે. બા. ૧ રૂ.૦–૮–૦

ભીખા કલ્યાણજીની કં૦

બહારકોટ–ગણેશવાડી–મુંબઈ.

# ભીખા કલ્યાણજીની કં૦ ની

## મુલ્ક-મશહુર દવાઓ.

**ગનોરીઆ ગ્રેન્યુલ્સ**—ગરમી તથા પ્રમેહને માટે અકસીર ઈલાજ. બાટલી ૧ રૂ. ૧–૦–૦

**વેજીટેબલ હેર ટૉનીક**—બાળને વધારનાર તેમજ મગજને પુષ્ટિ આપનાર શુદ્ધ વનસ્પતિના અર્કનું બનાવેલ તેલ. બા. ૧ રૂ ૦–૧૨–૦

**રેડજામેકા સાર્સાપરીલા**—(આયોડાઈઝડ) પોટાશ આઈડીન મેળવેલી–બગડી ગયેલા લોહીને સુધારવાનો ચોક્કસ ઈલાજ. નાની બા. રૂ ૧–૮–૦, મોટી બા. રૂ ૨–૮–૦

**કાનની દવા**—કાનમાં પડતી છાલી મેલનો ભરાવો તેમજ કાનમાંથી ચસ્કા નીકલવા વગેરે માટે ખાત્રી લાયક ઈલાજ. બાટલી ૧ રૂ ૦–૬–૦

**બાલજીવન સીરપ**—બચ્ચાંનાં તમામ દર્દો માટે ખાસ અનુભવસિદ્ધ ઈલાજ. બાટલી ૧ રૂ ૦–૧૨–૦

**ડેપલેટરી પાવડર**—નકામા બાલ નાબુદ કરનાર ચમત્કારિક પાવડર. બા. ૧ રૂ ૦–૪–૦

**ઈસ્ટન સીરપ**—શરીરમાં રહેતો ઝીણો તાવ, અજીર્ણ વગેરે માટે–ખાસ શરબત. બાટલી ૧ રૂ ૧–૦–૦

**પેપસીન વાઈન**—ખોરાક પાચન કરી સારી ભુખ લગાડે છે. બાટલી ૧ રૂ ૧–૪–૦

**બ્લડ પ્યુરીફાયર**—લોહીના સુધારા માટે એક અવાજે વખણાયેલ દવા. બા. ૧ રૂ ૨–૦–૦

**ભીખા કલ્યાણજીની કં૦**

બહારકોટ–ગણેશવાડી–મુંબઈ.

# ભીખા કલ્યાણજીની કં૦ ની

## મુલ્ક-મશહુર દવાઓ.

**દાંતની દવા**—દાઢ તેમજ પેઢાના દુખાવા માટે અકસીર ઈલાજ. બા. ૧ રૂ ૦–૮–૦

**હેરડાઈ**—સફેદ બાલ કાળા કરવાનો કલપ. ડબ્બી ૧ નો રૂ ૧–૮–૦

**ઇચ ઓઇન્ટમેન્ટ**—ખસ, ખુજલી, વગેરે માટે ખાસ મલમ. બાટલી ૧ રૂ. ૦–૪–૦

**વાળાની દવા**—આ દવા લગાવવાથી વાળો આખો બહાર નીકળી આવે છે. બાટલી ૧ રૂ ૦–૮–૦

**પ્લેગ ઓઇન્ટમેન્ટ**—પ્લેગની ગાંઠ તેમજ વધરાવળમાટે એક સરખી રીતે ઉપયોગી મલમ. બાટલી ૧ રૂ ૦–૮–૦

**કેમીકલ ફુડ**—પેટમાં થતી બરોલની ગાંઠમાટે ખાસ અકસીર ઈલાજ. બાટલી ૧ રૂ ૦–૧૨–૦

**શુદ્ધ હીંગ**—અથાણા માટે ચોખ્ખી હીંગ ચાલુ વપરાતી હીંગ કરતાં ચાર ગણી ઓછી વાપરવાની. રતલ ૧ ના રૂ ૪–૦–૦

બાટલીની કીંમત ઉપરાંત પેકીંગ પોસ્ટેજ જૂદું સમજવાનું—બહારગામ માલ વી.પી. થી મોકલવામાં આવે છે. મંગાવનારે ગામ નામ ઠેકાણું વગેરે ચોખ્ખાં શબ્દોમાં લખવા. મોટી રકમનો માલ એકી વખતે લેનાર માટે ખાસ વેપારી ભાવ આપીશું. વશેષ ખુલાસા માટે લખો—

# ભીખા કલ્યાણજીની કં૦.

બહારકોટ—ગણેશવાડી—મુંબઈ.

# મિસિસ કમળાબાઇની અબળા સંજીવની
## સ્ત્રીઓ માટે ગોળીઓ.

ગર્ભસ્થાન અને સ્ત્રીઓના અટકાવ સંબંધી સઘળા રોગોને માટે દેશી હજારો ઓરતો મિસિસ કમળાબાઇની ગોળીઓ ઘરમાં રાખે છે અને જ્યારે કોઈ પણ પ્રકારના ગર્ભસ્થાનનાં દરદ જેમ કે, અટકાવનું સાફ ન આવવું, પેડુનો દુખાવો, અનિયમિત અટકાવ, લોહીવા, સફેદ ધાતુનું જવું, કસુવાવડ, છોડ, ગર્ભસ્થાનનો સોજો, ગર્ભસ્થાનનું ખસવું વગેરે હરકતો આવી પડે છે ત્યારે તરતજ તેઓ તેનો ઉપયોગ કરે છે, અને તેઓ બીજાને હકીકત લખી દવા મંગાવવા માટે ભલામણ કરે છે અને તેથી તેનું જબરૂં વેચાણ થાય છે. કીંમત રૂ. ૧ પોસ્ટેજ તથા વી. પી. ૪ આના. વિશેષ માહીતીનું કયાટલાગ મફત.

## નાજુક બાંધાની સ્ત્રીઓ માટે
## ત હ કુ બી.

જે સ્ત્રીઓનો બાંધો ઘણો નાજુક હોય છે, તેમાંની ઘણી ખરી સ્ત્રીઓને ઘણાં છોકરાં થવાથી તેમની તબીયત દિનપરદિન અશકત થતી જાય છે, અને એવી અશકિત અને નબળાઈ દરમ્યાન ફરી ગર્ભ રહે તો તેવી સ્ત્રીઓના જીવ વધારે જોખમમાં આવી પડે છે અને તેઓ દિનપરદિન વધારે ને વધારે અશકત થતી જાય છે. આવી પીડાથી દૂર થવા માટે કેટલીક અજ્ઞાન સ્ત્રીઓ ગર્ભપાત થાય એવી ગરમ દવાઓ ખાય છે અને એવા બીજા ઇલાજો કરે છે, પણ તેમ કરવાથી તેઓ ઘણીવાર જીંદગીને જોખમમાં નાખે છે. તેથી એવી સ્ત્રીઓને માટે અમોએ તહકુબી નામની દવા ખાસ ફ્રાન્સથી તૈયાર કરી મંગાવી છે, જે ઘણીજ સહીસલામતી ભરેલી છે. આ દવાથી પોતાના ભરથાર સાથે સમાગમમાં આવ્યા છતાં ગર્ભ ધારણ કરવાની બિલકુલ ધાસ્તી રહેતી નથી. કીંમત રૂ. ૫ પોષ્ટેજ અને વી.પી. ૪ આના વધુ.

**મિસિસ કમળાબાઇ જી. એમ. સી. કાલબાદેવી રોડ મુંબઈ.**

☞ નકલી માલથી સાવધ રહેજો.

## અમેરિકન ઇલાજ—આંધળા દેખતા થાય છે.
## કે ટે રે ક ટો ડા ઇ ન.
### (આંખના મોતીઆ વાઢકાપ વગર મટે છે.)

"હવે આ નક્કી થયું છે કે, આંખના મોતીઆ વાઢકાપ વગર ખાત્રીથી મટી શકે છે" તેને માટે **કેટેરેકટોડાઇન** એક ભરૂસાદાર ઇલાજ છે. એ રોગથી પીડાતાઓને હવે વાઢકાપ કરાવવાની ખટપટમાં પડવાનું કામ નથી. વાઢકાપ કરાવનારા સઘળાઓની આંખ વાઢકાપથી સુધરે છે એમ નથી. પણ કેટેરેકટોડાઇનથી કોઇપણ દરદીને નિરાશ થવું પડતું નથી, એમ અનુભવથી સિદ્ધ થએલું છે. કીંમત શીશી એકના રૂ. ૫ પોસ્ટેજ ૪ આના વધુ.




નહાના છોકરાઓને કળીવત આપી પુષ્ટ બનાવવામાં અકસીર રહેવાથી ડોંગરેના બાલામૃતનો ફેલાવો બહોળો છે તે જોઇ કેટલાક તેની નકલ કરવા લાગ્યાથી નકલ કરનારને દંડની સજા થઇ છે. માટે ડોંગરેનું બાલામૃત લેતી વખતે તે ડોંગરેનુંજ છે એ વિશે પુરી ખાત્રી કરી ખરીદવું.

શીશી ૧ ના ૧૨ આ.
ટપાલ ખરચ ૪ આ.

**કે. ટી. ડોંગરેની**
**કુંપની**
ગીરગામ, મુંબઈ.

---

આ અસાર સંસારમાં ખરૂં સુખ અને તે મેળવવાનું ઉત્તમ સાધન જોઈતું હોય તો તાકીદે મંગાવો મનનું ધારેલું કાર્ય સિદ્ધ કરવાની અજબ ચીજ.

ધી સાયકો-ઇલેક્ટ્રોથાફ યાને મનોવાંછિત ફલો પ્રાપ્તિ યંત્ર



જુઓ આ કાંઈ દોરો, ધાગો, માદળીયું, તાવીજ કે છુ મંત્ર નથી તેમજ કાળો આરીસો કે પૈડાવાળું લાકડાનું પાટીયું નથી, પરંતુ આધ્યાત્મિક વિદ્યાના આધારે બનાવેલું કલ્પ વૃક્ષ અને કામધેનું સમાન અજબ પ્રકારનું યંત્ર છે.

કીંમત વાપરવાની રીત સાથે રૂ. ૧ા. વી. પી. પોસ્ટેજ ૬ આના વધારે.

વધારે જાણવાની જરૂર હોય તો ટીકીટ મોકલી પ્રોસપેક્ટ મંગાવો.
હિંદુસ્તાન ખાતે ઓર્ડરો મોકલવાનું વડું મથક,

ધી સાયકો-ઇલેક્ટ્રોથાફ ઑફીસ,
મસજીદ-માન્ડવી, મુંબઈ.

જુનામાં જુનો અને હજારો લોકોએ અનુભવ લઇ ખાતરી કરેલો. તેમજ પ્રદર્શનમાંથી સોના, ચાંદીના ચાંદ ઈનામ મેળવેલો.

# ડા. વામન ગોપાળનો આયોડાઈઝ

# સાર્સાપરિલા

આ જગ જાહેર સાર્સાપરિલા એવી અનેક દવાઓથી તૈયાર કરેલો છે કે; જે ઔષધો કોઈ પણ કારણથી બગડેલા લોહીને સુધારી વધારો કરે છે. જ્યાં લોહી છે ત્યાં મનુષ્યનું જીવન છે, જ્યાં સુધી તે બગડેલું હશે ત્યાં સુધી અનેક રોગો ઉત્પન્ન થાય છે. આ સિવાય બીજા મુખ્યત્વે કરીને નીચે દર્શાવેલા રોગોપર આ **સાર્સાપરિલા** ઘણો જ સારો ગુણ ધરાવે છે. ઉપદંશ એટલે ગરમી સરખો બીજો ભયંકર રોગ કોઈ નથી, આ રોગનું ઝેર જો શરીરમાં રહે તો શરીરમાં બગાડો રહે એટલું જ નહી પણ તેનાથી ઉત્પન્ન થતી પ્રજામાં તેનો અંશ આવે, શિવાય બીજા અનેક રોગો જેવા કે પક્ષપાત, સંધિવા, સાંધા ને હાડકાનો દુખાવો, હાથ પગના તળીયાપર કાળા ડાઘ પડવા, સ્પર્શજ્ઞાન તથા વાસના શકિતનું કમી થવું, મોઢામાં તથા જડબાનો દુખાવો ને લાળ પાડવી, વગેરે દરદો ઉપર આ સાસાપરિલા જેવું બીજું એક પણ ઔષધ નથી તે **પચાસ વર્ષો થયાં અનુભવથી સિદ્ધ કરેલું છે.** એક બાટલીની કીં. ૧ા પો. ૫ આના જુદું.

સારા ગુણ માટે ૪ બાટલી વાપરવી. એકદમ લેનારને કીંમત રૂ. ૪) પોસ્ટેજ ૯ આના. આ શિવાય અનેક દવાઓ અમારા કારખાનામાં તૈયાર છે કેટલીક મંગાવો.

**વિશેષ સૂચના:**—કોઇ પણ દવાઓ એકદમ ગુણકારી ઠરે છે, તો જ્યાં ત્યાં તેની નકલ શરૂ થાય છે, પરંતુ નામ પ્રમાણે સાધન નહી, સર્વે નકલથી સાવચેત રહેજો.

**માલેક—ગૌતમરાવ કેશવ.**

ઠાકોરદ્વાર મુંબઈ.

# જીવનધારા !!!

વીસમી સદીનો અદ્‌ભુત પ્રયોગ છે. નીચે જણાવેલા સર્વ રોગો ઉપર જાદુઈ અસર કરે છે. મુસાફરીમાં યા પોતાના ઘરમાં દરેક માણસે આ દવાની એક શીશી જરૂર રાખવી જોઇએ. ઘણા માણસો તેના અદ્‌ભુત ગુણથી આકર્ષાઇને ધર્માદા આપવા મોટા જથામાં મંગાવે છે.

અન્ન પાચન ન થવાથી થતા રોગો, ઝાડો, ઉલટી, ખાંસી, દમ, શ્વાસ, આધાસીસી, સીરદર્દ યાને માથાનું દુખવું, આંખનું દુખવું, કાન પાકવો, દાંતની પીડા, દરાજ, ખુજલી (ખસ), કોલેરા, પડી જવાથી યા ઘા વાગવાથી ચોટ લાગવી, સુજી જવું, કમરનો દુખાવો, સંધિવાત-સાંધાઓનું રહી જવું, અશક્તિ, ગુપ્ત ભાગની શિથિલતા, કોઇ પણ રસ્તેથી વીર્યનું સ્ખલિત થવું, બરોલ (પ્લીહા) મોમાં છાલાં પડવાં, હરસ (બવાસીર), વધરાવળ, પ્રમેહ, લોહીનો બીગાડ અને તેનાથી થતાં દરદો, દરેક જાતનો તાવ, દાઝી જવું, વાળો (નહારૂ,) હેડકી, પ્રદર રોગ, ઝેરી જનાવરનો ડંખ વિગેરે ઘણી જાતના રોગોમાં ચોક્કસ ફાયદો થાય છે, તેમજ માંકડ, દુર્ગંધિ વિગેરે પીડાઓથી બચવા માટે અમૂલ્ય ઉપાય છે. અમારી પુરતી અજમાયશ થયા પછીજ તેને જાહેરમા મુકી છે.

ખાત્રીથી માનજો કે એક શીશી મંગાવીને અજમાવી જોવામાં કશું નુકશાન નથી. કીમત પણ તેના ફાયદાના પ્રમાણમાં ઘણી સસ્તી રાખી છે. તે ઉપરાંત તેનો પ્રચાર દરેક ઠેકાણે થાય તે માટે તેની સાથે નીચે મુજબ ઇનામો આપવામાં આવે છે. કીંમત એક શીશીના રૂ. ૨॥

૧ શીશી મંગાવનારને ટેબલ ઉપર મુકવાનું સુંદર ટાઇમપીસ ઇનામ.

૨ શીશી મંગાવનારને રાસ્કોપ સીસ્ટમ વોચ ઇનામ.

૩ શીશી મંગાવનારને ચાંદીનું કાંડે બાંધવાનુ રીસ્ટ વોચ પટા સાથે ઇનામ.

૪ શીશી મંગાવનારને બ્રેસલેટ વોચ ઇનામ.

૫ શીશી મંગાવનારને આઠ દીવસની ચાવીનું મેટલનું ખીસાનુ વોચ ઇનામ

૬ શીશી મંગાવનારને ચાંદીનું ડબલ કેશનુ (હંટીંગ) વોચ ઇનામ.

૭ શીશી મંગાવનારને આઠ દીવસની ચાવીનું અસલ ચાંદીનું ખીસાનું વોચ ઇનામ.

૮ શીશી મંગાવનારને આઠ દીવસની ચાવીનું અસલ ચાંદીનું ડબલ કેશનુ (હંટીંગ) વોચ ઇનામ.

પારસલ ખર્ચ ગ્રાહકને શીર છે.

ઠેકાણું—**ઇનામી કારયાલય.**

કાલબાદેવી પોસ્ટ મુંબઈ નં. ૨.

કાર્ડ સાઈઝ કીમત માત્ર રૂ. ૪ ફોટોગ્રાફ પાડવાના ન્યુ

# છુપા કેમેરા

હાલમાં વિલાયતથી મોટા ફેરફાર સાથે કેમેરાનો મોટો જથ્થો આવી પહોંચ્યો છે. આ કેમેરાથી નાનું બચ્ચું પણ સહેલાઇથી ફોટો ઉતારી શકે છે. દોડતી ગાડી, ઉડતું પક્ષી વગેરેનો સહેલાઇથી ફોટો ઉતારી શકાય છે. ફોટોગ્રાફ ઉતારવાની સંપૂર્ણ માહિતી ઘેર બેઠે શીખવી શકીએ છીએ. કેમેરા સાથે વ્યુફાઇન્ડર (જેનો ફોટો લેવો છે તે જોવા માટે) ગ્રાઉન્ડ ગ્લાસ ડબલ કાર્ડ સલાઇડ, પ્લેટ, દવાઓ સાથે કીમત ફક્ત રૂ. ૪ પોસ્ટેજ દશ આના.

છોટાલાલ છગનલાલ મહાજન,
શેખ મેમન સ્ટ્રીટ મુબઇ.

---

વગર ઇજાએ વાળ કાઢવા માટે

# બાદશાહી સાબુ.

**બાદશાહી સાબુ**—સફાઇથી વાળ દૂર કરવા માટેજ છે.
**બાદશાહી સાબુ**—ચામડીનો અસલી રંગ રાખે છે. કાળી પડતી નથી.
**બાદશાહી સાબુ**—હિન્દુસ્થાનમાં હજારો દુકાનોપર મળે છે.
**બાદશાહી સાબુ**—વાપરનારાઓ સંપૂર્ણ સંતોષ પામ્યા છે.
**બાદશાહી સાબુ**—ચામડીનાં તમામ દર્દ નાબુદ કરે છે.
**બાદશાહી સાબુ**—હર હફ્તે વાપરવાથી નુકશાન થતુંજ નથી.
**બાદશાહી સાબુ**—ગુપ્ત ભાગોના વાળ સારી રીતે કાઢે છે.
**બાદશાહી સાબુ**—ત્રણ સાબુના બાકસ એકનો રૂ ૧) પો. ચાર આના.

હિન્દુસ્થાનમા જગે જગે વેચવા માટે એજંટો જોઇએ છે.

સોલ એજંટ:—સો. સી. મહાજન એન્ડ કુંપની.
શેખ મેમણ સ્ટ્રીટ—મુબઇ

---

મહાજનનું વનસ્પતીનું બનાવેલું

# બાદશાહી પેનકયુરર.

સેંકડો દરદો ઉપર કામ આવે છે. એક પોસ્ટ કાર્ડ લખવાથી દરેક દરદ ઉપર કેમ લાગુ પડે છે, તેનું પુસ્તક મફત મોકલવામાં આવશે.

દરેક માલ મળવાનું ઠેકાણું

## સો. સી. મહાજન એન્ડ કંપની.

શેખ મેમણ સ્ટ્રીટ—મુંબઇ.

# ચાતુરનું અમૃતબિંદુ

નાના મોટા અનેક રોગો ઉપર ચાલતી અને ખાત્રી પૂર્વક ફાયદો કરતી અકસીર દવા છે. હજારો સીસી દર વર્ષે ખપે છે. વેપારીઓને ઘણી જાતની સવળતા કરી આપવામાં આવે છે. વિલાયતી દવાની ઘણીખરી દુકાનો ઉપર તે વેચાય છે રજીષ્ટર નં. ૮૪૧–૧૦ તપાસીને લેજો. ભળતાં નામ અને એક સરખાં પેકીંગોથી ફસાઈ પડતા નહીં.

હેડ ઓફીસ<br>નડિયાદ<br>(ગુજરાત)

**બ્રાંચ ઓફીસ.**

ભુલેશ્વર કબુતરખાના પાસે–મુંબઈ.

# જે. વી. નવલખીની કું૦

## કાલકાદેવી રોડ મુંબઈ.

આરીસા-આર્ટ અને ટેકનીકલ સ્કુલો અને આરટીસ્ટો માટે
**સ્ટેશનરી, ડ્રોઇંગ, પેઇન્ટીંગનો સામાન.**
એનજીનીઅરો અને સરવેયરો માટે
**એનજીનીઅરીંગ અને સરવેયીંગનો સામાન,**
નીશાળો માટે-કીન્ડરગાર્ટનનો સામાન,
રબરસ્ટેમ્પ બનાવવાનો દરેક જાતનો સામાન,
**રબરના અંગ્રેજી અક્ષરના બાકસો**-કે જેથી કોઇ પણ નામ ઠેકાણું,
વગેરે છાપી શકાય છે. કીંમત ૧૨ આનાથી રૂ. ૧૫) સુધી.
રબરસ્ટેમ્પ બનાવનારા-કોતરકામ કરનારા વગેરે.



**J. V. NAVLAKHI AND CO.**

Dealers in STATIONERY, DRAWING PAINTING, Materials.

**ENGINEERING and SURVEYING Instruments.**

Kindergarten and RUBBER Stamp Requisites
Rubber Stamp Makers etc.

**Kalkadevi Road—BOMBAY.**

માલના ભાવનું લીસ્ટ એક આનાની ટીકીટ મોકલવે-
મોકલી આપવામાં આવશે.

# ડા૦ અમૃતલાલ માણેકલાલ

# દવાવાળા.

(સેંટ, સાબુ, પરફ્યુમરી, પેટંટ મેડીસીન તથા પ્રોવીઝન જથાબંધ તથા છુટક વેચનાર).

ઠેકાણું-ફ્રોદા બીલ્ડીંગ જુમામસીદ-મુંબઈ,

## ભરોસાપાત્ર-ઉત્તમ ગુણવાળી દવાઓ.

૧-એડવર્ડ સારસાપરિલા-ગરમીના રોગને નાબુદ કરી લોહીને સુધારે છે. કીંમત બા. ૧ ના રૂ. ૧ાા.

૨-એડવર્ડ એગ્યુસ્પેસીફીક-દરેક જાતના તાવ માટે રામબાણ દવા કીંમત બા. ૧ ના દસ આના.

૩-સ્ટર્ન ટોનીક ડાઇજેસ્ટંટ-અમેરીકાના પ્રખ્યાત કેમીસ્ટસ ફ્રેડરીક સ્ટર્નની બનાવટ છે. તેનાથી ભુખ સારી લાગે છે, ખાધું હજમ થાય છે. તે ઉપરાંત કૌવત આપવાનો ખાસ ગુણ ધરાવે છે કીંમત બાટલી એકના રૂ ૨ાા.

૪-ઠક્કરનો રૂમેટીઝમ બામ-બાટલી એકના આઠ આના તથા ઠક્કરનો દરાજનો અકસીર મલમ કીમત બાટલી એકના આના ચાર.

૫-કાઠીઆવાડ ટ્રેડીંગ કું. ના અત્તર તથા ઉત્તમ તેલ કુસુમલ, આઇડીઅલ, પેરેડાઇઝ, કેશજીવન, વિજય સેના-માતી-રોઝ તથા નાગર-આમળા-કાંપસી-હીના-મોગરા ગુલાબ-નારંગી ચંબેલી વિગેરે.

૬-કલકત્તાના-પ્રખ્યાત દાકતર એસ. કે. બરમનની સઘળી દવાઓ અમારે ત્યાં મળશે.

૭ કેમ્પ કું. ની સઘળી દવાઓ તથા જટમટો બામ, ક્વીનાઇન ટીકડી, બાળ શક્તિ સીરપ, દુઃખ દુશમન તથા છાતી ચેન કફ સીરપ જથાબંધ તથા છુટક અમારે ત્યાં મળશે.

ચેતવણી વેપારીઓને ખાસ ચેતવણી આપવાની કે બીજેથી માલ મંગાવ્યા પહેલાં અમારા ભાવ મંગાવવા.

## નવી ખબર વાંચો. નવી ખબર વાંચો. નવી ખબર વાંચો.

### ૧ બચ્ચા રાજી કરવાનો ઉપાય.

દેશી પીતલના રમકડાં ૩૨ નંગનો ૧ સેટ છે. બચ્ચા જોઇને આખો દિન હસે છે. પસંદ ન હોય તો પૈસા પાછા. સેટ-૧ ચુલો ૧ ફુંકની ૧ તવો ૧ ચીપિયો ૧ કડાઈ ૧ ઝારો ૧ તવીથો ૧ વાટકો ૧ ચમચો ૧ સાંડસી ૧ પાટલો ૧ વેલણ ૧ ચટની વાટવાનો પથરો ૧ પાતું ૧ ચાકું ૧ થાલી ૧ થાલ ૧ ડબ્બો પાનનો ૧ ડબ્બાર કલશીયો ૧ લોટો ૧ પાણી કાઢવાની ડોલ ૧ બરણી ૧ ઘડમચી ૧ પાટલો ૧ પીઠ ૧ બાંકડો ૧ દીવી ૧ સુપડું ૧ ઘંટી ૧ ચાલની આદિ છે કીં. ઘેર બેઠા ૩૨)
૧૨ સેટ લેવાથી બે સેટ મફત લો.

### ૨ તાકતની અપૂર્વ દવા.

આ દવાથી શરીરમાં ઉષ્ણુ તાકત આવે છે. નવી ઉમરની નાદાનીથી હું કમજોર થયો હતો, ઉઠવા બેસવામાં કમર દુખતી હતી સેંકડો રોગથી હું દુઃખી હતો. પણ આ દવા સર્વ રોગ હટાવીને નવી જુવાની લાવે છે. ૫૦ ગોળીની કીંમત ઘેર બેઠા રૂપીયા ૨।)

### ૩ દાંતનીજ શ્રી દવાપર મોટાઈનું નામ.

એવું ગામ કોઈ નથી કે જે એનો ગુણ ન જાણતું હોય. ગમે તેવુ દર્દ-દાંતના મૂળનું ફૂલવું, લોહી પડવું, કીડા પડવા, દાંતનું હલવું અને કોઈ પણ ચીજ ખાવાની શક્તિ ન હોવી. હાલતા દાંત પથ્થર સમાન થાય છે કીમત ઘર બેઠા રૂ. ૧) ડબ્બી સાથે ત્રણ દર્શની વીંટી મફત આપું છું.

### ૪ બોલો રાધાકૃષ્ણકી જૈ.

આ વીંટીમાં લક્ષ્મણ, સીતા, ભરત, શત્રુઘ્ન, વસિષ્ઠ, વિશ્વામિત્ર, હનૂમાન, સૂર્યનારાયણ ૧ માં છે. શિવપાર્વતી, નંદી, ભૈરવ, ગણેશજી ૧ માં છે. રાધાકૃષ્ણ, નાગલીલા, ચીરલીલા ૧-૧ માં છે. ૧૨ વીંટી પીત્તલની રૂ. ૨) ગિલની રૂ. ૩) ૧૨ વીંટીથી ઓછુ મળશે નહિ.

### ૫ હુકમી બવાસીરની વીંટી.

લાખો માણસ આ રોગથી સારા થયા છે. ખર્ચુંવાળાએ પાણીમાં વીંટી નાખીને ગુદા ધોવી પછી આંગળીમાં પહેરવી. કીં. ઘર બેઠા રૂ. ૧।)

રાસ્કોપ પેટન્ટ સીસ્ટમ ખીસા ઘડીઆળ ૩૬ કલાક ચાલે છે. ટાઈમ બહુ ઠીક આપે છે. ગમે તેવા પ્રવાસમાં બંધ પડતું નથી. તેવું ઘડીઆળ હું ઘર બેઠા રૂ. ૫) માં આપું છું. બે ઘડીઆળો લેવાથી ૧ મફત આપશું. લોક આ ઘડીઆળ રૂ. ૬) માં આપે છે.

### ૬ ખીસામા મુકવાનું ગ્લાસ તથા હુક્કો.

આ પીત્તલનો છે એમાં પાણી ભરી પીવાય છે. ખીસામાં મૂકવાથી કોઈપણ કહી નથી શકતુ કે ખીસામાં શું છે કીં. રૂ. ૧) ૧।।) આ પીત્તલના હુક્કામાંની આખી ચીજ પીત્તલની છે. એમા પાણી ભરીને ખીસામાં મૂકીને કોઈપણ ઠેકાણે લઈ જવાથી રસ્તામાં પાણીનો એક બિંદુ પણ ઝરતો નથી એવી કારીગરીથી આ બનાવેલો છે. ચીલમ પીત્તળની સાથે ઘર બેઠા રૂ ૨૦)

૭ ઓછા પૈસામાં મોજશોખ ગુલાબ, કેવડા, હીના, મોતિયા, ખસ તોલાનો રૂ. ૧।।) પણ એક જાતનું ત્રણ તોલા લેવાથી રૂ. ૩). ગાંધી લોકો ત્રણ રૂપીયે તોલો વેચે છે આ અંધેરનું કાંઈ ઠેકાણું છે.

**પં. આનંદમંગલ-મથુરા.**



હાથે બાંધવાનું ઘડીઆળ.

હાથે બંધાય છે અને ખીસામાં રખાયછે.

# એક પંથ અને દો કાજ.

ઘડીઆળ વાપરવાનો ખરોજ શોખ હોય તો

## પેટંટ સીલીંડર "રીસ્ટ વૉચ"

## ખરીદો.

ચિત્રમાં બતાવ્યા પ્રમાણે એક રૂપીયા જેટલું નાનું, બે રૂપીયા ભાર વજનમાં, નાજુક ફ્લાટ, મોધરો ખેચીને કાંટા ફેરવવાનું, ઠેરીવાળું મજબુત સાચા કામ અને ઉત્તમ કારીગરીથી બનાવેલાં ઘડીયાળો છે. એક વખત ચાવી આપવાથી ૩૬ કલાક બરાબર ચાલે છે બીલકુલ સ્લો ફાસ્ટ જતુ નથી. તેની ચાર વરસની ગેરંટી મળે છે. હાથે બાંધવાનો પટો, જર્મનનો છેડો, લોકીટ, કોથળી અને ડબી સાથે

કીમત } નકર રૂપાના ઘરના રૂ ૫-૦-૦
જર્મન રૂપાના ઘરના રૂ. ૪-૦-૦

વી. પી પોસ્ટેજ ૦-૬-૦ વધારે.

ફેનસી ડાયલ જર્મન રૂપાના રૂ. ૪-૮-૦ ફેનસી ડાયલ નકર રૂપાના રૂ. ૫-૮-૦
બાજુમાં કડીવાળા પટા સાથે રીટ રૂ. ૦-૮-૦ વધારે.

તા. ક.-પસંદ નહી પડે તો પાછુ રાખશુ પ્રાઇસ લીસ્ટ રૂ ૦-૦-૬
ટીકીટ મોકલનારને મફત મોકલીશું.

**ધી માસ્તર વોચ કંપની,** મસજીદ પુલ-મુંબઈ.

---

જુઓ આ 'માસ્તર' વોચ.



## સોંધુ ભાડુ ને સીદ્ધપુરની જાત્રા.

સારૂં, સસ્તું, શોભાયમાન, મજબુત અને ટકાઉ કોઈપણ જાતના ભારે કીમતના ઘડીયાળને ટક્કર મારે તેવું ઉમદા ઘડીયાળ જોઇતું હોય તો,

## પેટંટ લીવર 'માસ્તર વોચ' મંગાવો.

આ ઘડીયાળો ૧૮ લાઇન ઓપનફેશ, મેટલ કેશ, ડબલ જાડો સીધો કાચ અને લાલ હીરાઓથી મઢેલા મજબુત સાંચા કામના મીજાગરાવાળા ઢાંકણામાં રોમન અને અરેબી ડાયલોમાં છેલ્લામાં છેલ્લી શોધ પ્રમાણેનાં બનાવેલાં એક વખત ચાવી આપવાથી ૩૬ કલાક બરાબર ચાલે છે બીલકુલ સ્લો ફાસ્ટ જતું નથી. તેની પાંચ વરસની ગેરંટી મળે છે. કાચ કમાન અને ડબી સાથે કીમત રૂ. ૩-૦-૦ વી. પી પોસ્ટેજ રૂ ૦-૬-૦ વધારે. પસંદ નહીં પડે તો પાછું રાખશું. પ્રાઇસ લીસ્ટ રૂ ૦-૦-૬, ટીકીટ મોકલનારને મફત મોકલીશું.

**ધી સેવીંગ્સ વોચ કંપની,** પોલીસ ચોકીની સામા, માંડવી-મુંબઈ.

# માસ્તરના પેટંટ સેલ્ફ સોઇંગ મસીન.




જુઓ કાંઇ રમકડું નથી, પરંતુ ઘરઘતું બખીઆ મારવાનો સીવવાનો સંચો છે. શીખવાની કડાકુટ પડતી નથી. એક નાનું બચ્ચું પણ મનમાનતા બખીઆ મારી શકે છે. સાધારણ ટેબલ ઉપર ફીટ થઇ શકે છે. ફીટ કરવાની ચાવી વીગેરે સામાન સાથે.

કીંમત નં. ૧ રૂ. ૩-૦-૦, નં. ૨ રૂ. ૪-૮-૦, નં. ૩ રૂ. ૬-૦-૦.
પેકીંગ પોસ્ટેજ રૂ. ૦-૮-૦

**જે. માસ્તર એન્ડ કુંપની-મુંબઈ નં. ૩**

---

સસ્તું સસ્તું અને સસ્તું

## પેટંટ લીવર } રેલ્વે રેગ્યુલેટર અને સીસ્ટર રોસકોફ { ઘડીયાળો

**બેહદ સસ્તા ભાવે જોઇતાં હોય તો જરૂર વાંચો.**

આ ઘડીયાળો ૧૮ લાઇન ઓપનફેસ, મોઘરાની ચાવી, જરમન સીલવરના ઘરનાં પાછળના ભાગમાં કાચવાળા ઢાકણાંનાં મજબુત સાંચાકામના રોસકોફ જેવા મોટા અવાજનાં બનાવેલાં છે ગેરંટી વરસ ૩ કીંમત




નં० ૧ સીસ્ટમ રોસકોફ સાદાં ... રૂ. ૨- ૮-૦
નં० ૨ સીસ્ટમ રોસકોફ ફેનસી .. રૂ ૩- ૦-૦
નં० ૩ રેલવે રેગ્યુલેટર સાદાં ... રૂ ૨- ૮-૦
નં० ૪ રેલવે રેગ્યુલેટર સોનેરી ... રૂ. ૨-૧૨-૦
નં० ૫ રેલવે રેગ્યુલેટર ફેનસી ... રૂ. ૩- ૦-૦
નં० ૬ હાથે બાંધવાને લેડી વોચ પટા સાથે ... ... ... રૂ. ૩- ૮-૦
નં० ૭ હાથે બાંધવાના લેડી વોચ પાછળ ડબલ ઢાંકણાંનાં પટા સાથે ... ... ... રૂ. ૪- ૦-૦

વી. પી. પોસ્ટેજ રૂ। ૦-૫-૦ બે નંગ મંગાવનારને એક જેટલું, ત્રણ નંગ મંગાવનારને પોસ્ટેજ માફ. વેપારીઓને કમીશન ભરપૂર. પ્રાઇસ લીસ્ટ મફત. અર્ધા આનાની ટીકીટ સાથે પત્રવહેવાર કરો. આખા હીંદુસ્તાનમાં સસ્તાં ઘડીયાળો વેચનારા.

**ધી જ્યોર્જ વોચ કુંપની, ભાતબજાર નં० ૩, મુંબઇ.**

# મફત મફત

વાળને સુંવાળા રેશમ પ્રમાણે કરી ચમકદાર કરનાર, તેમજ ખરી જતા વાળને અટકાવી, મૂળને મજબૂત કરનાર, માથાને થંડક આપી વિચાર શકિત વધારનાર, અને

ખુશબોનો ખજાનો

## કેશદીપક હેર ઓઇલ.

પોષ્ટેજ અને પેકીંગ માટે પાંચ પૈસાની ટીકીટ મોકલનારને નમુનાની બાટલી તદ્દન

**મફત મોકલવામાં આવશે.**

**કૃષ્ણવિજય ટ્રેડીંગ કું.,**

દુકાન નં૦ ૧૯૩, કાળકાદેવી રોડ—મુંબઇ.

---

# ગરમી ઉપર રામબાણ દવા.

(પરમાની દવા).

આ દવા એકજ વખત લેવાથી પ્રમેહની સખત બળતરા નરમ પડે છે. રસીને અટકાવે છે અને પીશાબ સાફ લાવે છે. ગમે તેવા નવા કે જુના ગરમીના રોગને જડમૂળથી કાઢી નાંખે છે અને દરદ ફરીથી ઉભરાવાની ધાસ્તી રહેતી નથી. ચાર પાંચ દિવસમાં દરદ તદન નાબુદ થાય છે. આ દવા લેવાથી પીચકારીની જરૂર રહેતી નથી. કીમત શીશી એકનો રૂ સવા,

**સપટ કંપની,**

કાલબાદેવી રોડ મુંબઈ.

# ગાનારાઓ

વાપરો

## ઇમ્પીરીયલ વ્હોઇશ ઇમ્પ્રુવીંગ પીલ્સ.

અતિશય બોલવાથી, અતિ ભાષણ કરવાથી, મોટેથી બોલવાથી, તેમજ શરીરના બીજા વિકારોને લીધે માણસોનો કંઠ બેસી જાય છે અથવા પુષ્કળ ગાવાથી ફાટી જાય છે; બોલવાની ઇચ્છા છતાં બોલાતું નથી. આવી વખતે અમારી "ઇમ્પિરીયલ વ્હોઇશ ઇમ્પ્રુવીંગ પીલ્સ" લીધાથી એક જ દીવસમાં અવાજ ખુલે છે. વળી આ ગોળીનો રસ ચુસ્યા પછી ગાવાનું અથવા બોલવાનું ચાલુ રાખવા છતાં રાગ બગડતો નથી, કંઠ કોયલ જેવો સુરસિક, મધુર અને કર્ણપ્રિય થાય છે, તેમજ બોલનારને અને સાંભળનારને હર્ષ ઉત્પન્ન થાય છે. પથ્ય પાળવી પડતી નથી, પણ બીડી ન પીવામાં આવે તો જલદીથી બહુ ફાયદો માલમ પડે છે. પુષ્કળ અનુભવ અને ગાનારાઓની સલાહ તેમજ ઉત્તમ અભિપ્રાય મેળવ્યા પછી આ દવા જાહેરમાં પ્રજા માટે મૂકી છે. લગ્ન વખતે, જ્ઞાતિના જમણ વખતે, દારૂખાનાની ધુણીને લીધે તેમજ રસ્તાની ધુળને લીધે માણસોનો કંઠ બેસી જાય છે ત્યારે "ઇમ્પિરીયલ વ્હોઇશ ઇમ્પ્રુવીંગ પીલ્સ"નો રસ ચુસવાથી ઘણો જ ફાયદો થાય છે.

**કીંમત આઠ આના—વી. પી. થી અગીઆર આના.**

## ચાહેવાળા ભગત બ્રધર્સ,

કાળકાદેવી પોષ્ટ ઓફીસ સામે—મુંબઈ.

# કુસુમમાળા તેલ.

નમુનો મુફત.



બાલને વધારી સુશોભિત બનાવે છે અને મગજને ઠંડક આપી પુષ્ટિ કરે છે. ચામડીને સુંવાળી તથા ખુબસુરત બનાવે છે. વાસમાં મધુર અને મોહક છે. ચીકાશ અને સ્પીરીટ વગરનું છે. ખાસ મોટી સાઇઝની બાટલીની કીંમત રૂ. ૧॥

ચાલુ મોટી સાઇઝની બાટલીનો રૂ. ૧), ત્રણ બાટલીના રૂ. ૨॥=, ૭ બાટલીના રૂ. ૫) તથા ૧૨ બાટલીના રૂ. ૯.

નાની સાઇઝની બાટલીનો રૂ. ૦॥=, ત્રણ બાટલીના રૂ. ૧॥।, ૭ બાટલીના રૂ. ૩। અને એક ડઝન બાટલીના રૂ. ૬)

પેકીંગ અને પોસ્ટેજ જુદું. ૦)- એક આનાના સ્ટાંપ મોકલવાથી નમુનો મુફત મોકલવામાં આવશે.

**કે. એમ. નારણજીના કુંપની,**

કુંટ્રી તથા કીટસન લાઇટના વેપારી જનરલટોબેકો-
નીસ્ટસ ને પરફયુમર્સ—૨૭ કાલબાદેવી રોડ—મુંબઈ.

# સ્ત્રીઓનાં ખાસ દર્દો.

જેવાં કે આર્તવ દોષ, રજોદર્શન, ટાઇમે થતો દુખાવો, રજો-દર્શનની ન્યૂનતા, ગર્ભાશયની ગર્મીને લીધે વખતો વખત ગર્ભને નુકસાન થવું, બબ્બે ત્રણ ત્રણ વર્ષ સુધી શ્વેત પ્રદરનું વહેવું, કેટલીકને વીશ વીશ દિવસ સુધી રક્ત પ્રદરનું વહેવું, જેથી માથે અંધારી આવી, શરીર અશક્ત થવું, સિવાય છોડ, ઉપદંશ, સોજો વિગેરે હરકોઇ દર્દ માટે ત્રીશ વર્ષ કરતાં વધુ વખતથી અમારૂં દવાખાનું જુનું અને જાણીતું છે. રૂબરૂ મળો અગર પત્રવહેવાર કરવો.



## અબળા સંરક્ષક પીલ્સ નં૦ ૨.

સ્ત્રીઓના આર્તવ દોષ, માસિકસ્રાવનું અનિયમિતપણું, માસિક સ્રાવ ટાઇમે થતો પેઢુનો સખ્ત દુઃખાવો, માસિકસ્રાવનું જરાતરા દેખાવું તે સાથે પેઢુ, કમ્મર અને સાથળનું ભરાઇ જવું વિગેરે નાબુદ કરી આર્તવ નિયમિત કરે છે. પીલ્સ તથા વાપરવાની સોગઠી મળી કીં રૂ ૩.

## અબળા સંરક્ષક પીલ્સ નં૦ ૩.

સ્ત્રીઓને સફેદ અથવા પીળા પાણીના વહેતા ઝરાને બંધ કરી પ્રદરથી પીડાઇ, થતી અશક્તિ અને ફીક્કાશને દુર કરી નવી શકિત બક્ષે છે. પીલ્સ તથા વાપરવાની સોગઠી મળી કીં. રૂ. ૩.

## અબળા સંરક્ષક પીલ્સ નં૦ ૪.

પંદર પંદર દિવસ સુધી રકતના વહેતા ઝરાને પહેલેજ દિવસે બંધ કરી આંખે આવતી અંધારી અટકાવી, થતી અશકિત બંધ કરે છે. પીલ્સ તથા વાપરવાની સોગઠી મળી કીં. રૂ. ૩.

**લી૦ દેશી વૈદ્ય પાર્વતીબાઈ સુરતવાળા,**

નં. ૨૮૯ કાલબાદેવી મેડીકલ હોલ—મુંબઈ.

# નવલકથાની નવી ફોજ.

## એક સાથે રૂ. ૧૦) ની ખરીદી કરનારને રૂ. ૩) ના હરકોઈ પુસ્તકો ભેટ.

| | રૂ. આ. | | રૂ. આ. |
|---|---|---|---|
| લતા અને લલિતા બન્ને ભાગ | ૧- ૮ | રઝીયાબેગમ (સુલતાના) ... | ૧- ૮ |
| પ્રબોધા નવીન નવલકથા. ... | ૧- ૦ | હેમકળા સચિત્ર નવલકથા ... | ૧- ૮ |
| બ્રહ્મદેશની રાણી (ઐતિહાસિક) | ૧- ૦ | શાહજહાનના છેલા દિવસો ... | ૧- ૮ |
| મુગ્ધ ભાર્યા અને મોજી મિત્ર | ૨- ૦ | ઘેલી કુસુમ (સ. ગ્રહસ્થાશ્રમ)... | ૧- ૮ |
| પરગજુ પારસી એક વાર્તા ... | ૧- ૦ | અમૃતમાં ઝેર નવલકથા ... | ૧- ૮ |
| લડન રાજ્ય રહસ્ય ... ... | ૧- ૮ | ઉષાકાન્ત સામાજીક વાર્તા ... | ૧- |
| સ્નેહ સૌભાગ્ય વાર્તા... ... | ૦-૧૨ | મધુકર સામાજીક વાર્તા ... | ૧- ૮ |
| મુકુલ મર્દન (નવલકથા) ... | ૦- ૮ | અલક્ષ્ય જ્યોતિ સાં વાર્તા ... | ૧- ૮ |
| નસીયતે બાગ (ધણીના બોધક) | ૧- ૦ | પદ્મનાભ સામાજીક વાર્તા .. | ૧- ૮ |
| નવનારી (સચિત્ર) ... ... | ૧- ૪ | સિતારનો શોખ (નવલકથા) .. | ૧- ૮ |
| પ્રપંચ જાળ (ચોંકાવનારી વાર્તા,) | ૧- ૪ | પ્રભાત (ઐ. સા. મીશ્ર) ... | ૧- ૮ |
| પૃથુરાજ ચહુવાણ (ચંદબરદાઇ) | ૧- ૮ | વિનોદ વાટિકા નવલકથા ... | ૧- ૮ |
| જાત મહેનત (સંગ્રહ કરવા યોગ) | ૩- ૦ | મોહબતી બાજાર... ... ... | ૧- ૮ |
| સરોજની સ્ત્રીઉપયોગી ... | ૦-૧૨ | આપ ખુદીનો દોર ... ... | ૧- ૮ |
| સ્નેહમાં સંકટ નવલકથા ... | ૧- ૮ | ગુલામીબાજાર નોવેલ ... ... | ૧- |
| રમણુ અને તારા વાર્તા ... | ૧- ૮ | જમસેદની જેહમત ... ... | ૧- |
| સુગુણ સુંદરી (ડીટેકટીવ) ... | ૧- ૬ | મોહોબતની મકતબ ... ... | ૧- ૮ |
| સોરઠી સોમનાથ (ઐતિહાસિક) | ૧- ૦ | હસીના (મોહોબતની મોહોબત) | ૧- ૮ |
| ભક્ત માળ (ઐતિહાસિક) ... | ૧- ૮ | મંચી મકરિ નવલકથા. ... | ૧- ૮ |
| દાસ્તાન ... ... ... ... | ૧- ૮ | સીપાઇ બચ્ચાની સજની ... | ૧- ૮ |
| મદનચંદ્ર અને નવનીત કળા... | ૧- ૮ | એસીયા યુરોપની પ્ર. બાનુઓ | ૧- ૮ |
| ભારતીય સામ્રાજ્ય ... ... | ૨- ૦ | ચંદ્રકળા (સચિત્ર) ... ... | ૧- ૮ |
| વીસ લાખનો વારસો... ... | ૧- ૮ | ચુમીની મોકાણ નીરદોશ વાર્તા | ૧- ૮ |
| લફંગો લવજી નોવેલ .. ... | ૧- ૮ | કુમુદ કુમારી નવીન નવલકથા... | ૧- ૮ |
| લૉર્ડ બેકનના નિબંધો... ... | ૧- ૮ | ફરજ બન્ને ભાગ. ... ... | ૧- ૮ |
| ટેલીસમેન (જાદુઇ માદળીયુ)... | ૧- ૮ | પતિવ્રતા બેગમ લુતફુન્નીસા | ૧- ૮ |
| પદ્મલતા (નવીન નવલકથા,) ... | ૧- ૪ | અજય લક્ષ્મી (પ્રેમની આહુતિ) | ૧- ૮ |
| શાહાજાદી હોસ્નઆરા... ... | ૦-૧૦ | કેશવ કૃતિ (કવિતા) ... ... | ૧- ૮ |
| વેપાર શિક્ષક (ઉપયોગી) ... | ૨- ૦ | અયોધ્યા અને અંગ્રેજ... ... | ૧- ૮ |
| પ્રતાપ ઐતિહાસિક ... ... | ૧- ૦ | પ્રાણલક્ષ્મી (કન્યા વિક્રય) ... | ૧- ૮ |
| ગુજરાતની જુની વાર્તા... ... | ૧- ૮ | ઇનસાફની આરસી (ડા. ખુન) | ૧- ૮ |
| દુખીયારી દુખતર ... ... | ૧- ૪ | પીરોજા કેમ પરણી ... ... | ૧- ૮ |
| અંતર ધ્વનિ નવલકથા... ... | ૧- ૪ | રોનક માળ (હસાહસ) ... | ૧- ૮ |

**એલ. એમ. ઠક્કર,**

અબદુલ રહેમાન સ્ટ્રીટ, ટ્રામ્વે ક્રૉસ-**મુંબઇ.**

# નવલકથાની નવી ફ્રોજ.

| | રૂ. આ. |
|---|---|
| તડકમાં એક વાદળી (કાવ્યો) | ૨– ૮ |
| જગતનો ફાંસો એક વાર્તા ... | ૨– ૦ |
| સીતમગર (ચોંકાવનારી વાર્તા,... | ૨– ૦ |
| દીલી દરબાર (સચિત્ર)... ... | ૨– ૦ |
| નટવર (સચિત્ર ચારે ભાગ, ... | ૩– ૦ |
| રાજ્યના રિપુ બન્ને ભાગ સંપૂર્ણ | ૨– ૪ |
| કુદરતનો ખેલ બન્ને ભાગ સંપૂર્ણ | ૩– ૮ |
| રસિકચંદ્ર ચારે ભાગ સંપૂર્ણ | ૪– ૦ |
| કુંદન કુસુમ ભા. ૧–૨–૩–૪–૫ | ૩–૧૨ |
| બહાદુર કલો બન્ને ભાગ સંપૂર્ણ | ૨– ૦ |
| વરઘેલી વનિતા (સચિત્ર) ... | ૨– ૦ |
| નરગીજ નાટકકાર ... ... | ૧– ૪ |
| લંડનરહસ્ય ... ... ... | ૧– ૪ |
| ટૉડ રાજસ્થાન ભ. ફ. કારભારી | ૧૦– ૦ |
| સૂર્યકાન્ત... ... .. ... | ૨– ૮ |
| બીમળા નવલકથા ... ... | ૧– ૦ |
| ચાર યોગિની વાર્તા... ... | ૧– ૦ |
| હૃદય હારણી (નવલકથા) ... | ૦– ૮ |
| વિવેકી વીજીયા... ... ... | ૦–૧૨ |
| ચંડાળ ચોકડી (ડીટેકટીવ) ... | ૦–૧૨ |
| પાતાળની પ્રેમદા (ડીટેકટીવ)... | ૧– ૦ |
| મરીયમ ... ... ... ... | ૧– ૦ |
| પુષ્પા યુદ્ધ (નવલકથા,... ... | ૧– ૪ |
| રજનીકાન્ત (નવીન વાર્તા) ... | ૧– ૦ |
| મોહોબત કે મુસીબત... ... | ૧– ૦ |
| સંસાર એક રસિક વાર્તા ... | ૧– ૦ |
| કૃષ્ણલાલનાં કાવત્રાં ... ... | ૧– ૦ |
| દેવી ચૌધરાણી... ... ... | ૧– ૦ |
| ઓખામંડળના શુરવીર વાઘેર... | ૧– ૦ |
| મથુરાપુરીનો રંગીલો રાણો ... | ૧– ૦ |
| સમાજ એક મનન કરવા યોગ્ય | ૧– ૦ |
| મણી અને મોહન ... ... | ૨– ૦ |
| રસિક લલિતા ... ... ... | ૦–૧૨ |
| વસંતલીલા (નવલકથા) ... | ૧– ૦ |
| કેસરી (ઐતિહાસિક બન્ને ભાગ) | ૩– ૦ |
| સાવિત્રી ચરિત્ર... ... ... | ૧– ૦ |
| તેહેમીનું તકદીર ... ... | ૨– ૦ |
| વિદ્યાચંદ્ર અને સુમતી ... | ૧– ૦ |
| સુરતની સુંદરી વાર્તા... ... | ૧– ૦ |
| સુરતીલાલ નવીન નવલ વાર્તા | ૧– ૦ |
| દીલસોજ કે દીલબર વાર્તા ... | ૨– ૦ |
| ઇંદ્રકુમાર (બોધક વાર્તા) ... | ૧– ૦ |
| બીરબલ બાદશાહ (૧૨ ભાગ)... | ૧– ૦ |
| રમણી કે રાક્ષસી ... ... | ૧– ૪ |
| ભદ્રંમ ભદ્ર... ... ... ... | ૧– ૦ |
| ભ્રમણચંદ્ર (આ ગોળી બાહાર) | ૧– ૦ |
| ભદ્રંમ ભદ્રના ભેદુ નો ભા . | ૧– ૦ |
| સદ વક્તા (લાલનકૃત)... ... | ૦–૧૨ |
| કલાપીનો કેકારવ ... . | ૨– ૦ |
| બૃહત ભજન સાગર ... ... | ૨– ૦ |
| અરેબીયન ટેલસ ભા ૧–૨... | ૬– ૦ |
| નસરૂદીન (રમુજી) વાર્તા. . | ૦– ૮ |
| ફીતુર સ્યામ ... ... ... | ૧– ૦ |
| રત્નમાળ ઐતિહાસિક... ... | ૦–૧૨ |
| મધુર મધુરી વાર્તા ... ... | ૨– ૦ |
| અમરસિંહ (ડીટેકટીવ)... ... | ૧– ૦ |
| દિર્ઘાયુષી શી રીતે થવાય ... | ૧– ૦ |
| સતી ચરિત્ર સંગ્રહ ... ... | ૨– ૦ |
| ચસમનો ખસમ ... ... | ૨– ૦ |
| સ્ત્રીમય સંસાર બન્ને ભાગ... | ૨– ૮ |
| વિશ્વરંગ પાંચ વાર્તા... ... | ૦–૧૨ |
| માલવકેતુ (ઠક્કુર) ... ... | ૦–૧૨ |
| બદીયલ જમાલ પરી વાર્તા ... | ૨– ૦ |
| છેલની વાર્તા ... ... ... | ૨– ૦ |
| ગુલદસ્તે રમુજ ... ... ... | ૨– ૮ |
| પૃથીરાજ રાઠોડ બન્ને ભાગ ... | ૨– ૦ |
| પુનર્લગ્નનો પશ્ચાત્તાપ ... ... | ૨– ૦ |
| કામિની અને કંચન ... .. | ૧– ૮ |

**એલ. એમ. ઠક્કર,**

અબદુલ રહેમાન સ્ટ્રીટ, ટ્રામ્વે ક્રૉસ–મુંબઈ.

# કર્ત્તવ્ય અને સામર્થ્ય

શાસ્ત્રોએ સમજાવવાથી તથા વિદ્વાન્ અને વડિલ મનુષ્યોએ બોધ આપવાથી તમો પોતાના કર્ત્તવ્યને માટે નિશ્ચય કરી શકો પરંતુ જો કંઈ રોગ અથવા સ્વાભાવિક ચાલુ નબળાઇને લીધે તમારામાં સામર્થ્ય ન હોય તો તે કર્ત્તવ્યનું તમો પાલન કરી શકો નહિ. માટે રોગ અને નબળાઈ દુર રહે તથા શરીરમાં સામર્થ્ય ટકી રહે તેને વાસ્તે તમારે હમેશાં તત્પર રહેવું જોઇએ.

સ્વાભાવિક નબળાઈ, નબળાઇથી લાગુ પડતા રોગો અને રોગોથી આવતી નબળાઈ એઓને મટાડવામાં:—

પ્રખ્યાત

## આતંકનિગ્રહ ગોળીઓ

ચોક્કસ ઇલાજ છે.

કિંમત ગોળી ૩૨ ની ડબી ૧ નો રૂપિયો ૧.

## વૈદ્યશાસ્ત્રી

## મણિશંકર ગોવિન્દજી

જામનગર—કાઠિઆવાડ.

મફત!　　સુગંધિ કાર્ડની ભેટ મળે છે　　મફત!

વગર ઈજાએ વાળ કાઢવા માટે

# મહારાજા સાબુ.

આ સાબુ જે જગ્યાપર લગાડવામાં આવે છે તે જગ્યાના વાળ થોડીજ મીનીટમાં ઈજા થયા સિવાય નીકળી જાય છે ને બીજા સાબુ માફક આ સાબુને પાણી સાથે મીકસ કરવાથી દુર્ગંધ આવતી નથી તેમજ ચામડી બળતી નથી ને કાળી પડતી નથી ફક્ત એકજ વખત વાપરી ખાત્રી કરો રજીસ્ટર નં. ૩૭ તપાસી લેશો. કી. ૩) ગોટીના બાકસ ૧) ના રૂ ०।।। વી. પી. જુ.દું

છેલ્લામાં છેલ્લી શોધ મુજબ બનાવેલું

# માણેક માલતી તેલ.

આ તેલ સુવાસિક તેમજ સુગંધમાં મોહક છે તથા વાળના મૂળને કઉવત આપી ખરી પડતા વાળને અટકાવી સુંદર તેજસ્વી ને ગુચ્છાદાર બનાવે છે. સ્ત્રીઓ, તથા વિદ્યાર્થી અને મગજ સંબંધી કામ કરનારાઓ અને મગજને ચાલુ દુઃખારો રહેતો હોય તેમને પણ ગુણકારક છે.

કી બાટલી ૧ ના રૂ. ૧) દા ०। ના રૂ ૨।

વેપારીઓને સારૂં કમીશન મલે છે. જુઓ પ્રાઇસલીસ્ટ.

# શર્મા એન્ડ કંપની.

જુની હનુમાન લેન મુંબઈ નં. ૨.

